મૂલ્ય : ૨૦/- રૂપિયા

નવેમ્બર-૧૯૮૨

પ્રકાશક : શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ, મોજાપીર રોડ, મહેસાણા.
વિ. સં. ૨૦૩૯. કાર્તિક, પ્રથમ મુદ્રણ, પ્રત : 3000.
મુદ્રક : પૂજા પ્રિન્ટર્સ એન્ડ ટ્રેડર્સ,
મહેંદીકુવા, શાહપુર, અમદાવાદ-૩૮૦૦૦૧.

# પ્રકાશકીય

મહાસતી સુરસુંદરી અને અમરકુમારની મહાકથા 'પ્રીત કિયે દુઃખ હોય' નામથી પ્રકાશિત કરતાં અમે ખૂબ આનંદ અનુભવીએ છીએ. વાર્તા એવી રસમય શૈલીમાં લખાયેલી છે કે શરૂ કર્યા પછી પૂરી કરવી જ પડે. શીલ, સંસ્કાર અને સાધનાની અંતઃપ્રેરણા જાગ્યા વિના ના રહે. મહામંત્ર નવકારના અચિંત્ય પ્રભાવો આપણા મનને પ્રભાવિત કર્યા વિના ના રહે.

પ્રકાશનમાં ત્રુટીઓ જણાય તો ક્ષમા કરશો.

જયકુમાર બી. પરીખ
—મેનેજીંગ ટ્રસ્ટી

# કથાપરિચય

આ કથાનો આધારગ્રન્થ છે 'સુરસુંદરી રાસ.'' 'સુરસુંદરી રાસ'ની રચના પંડિતપ્રવરશ્રી વીરવિજયજીએ વિ. સં. ૧૮૫૯માં કરેલી છે. અમદાવાદમાં આ રાસ રચાયો છે. જૈન ગુજરાતી સાહિત્યમાં પંડિતપ્રવરશ્રી વીરવિજયજીનું યોગદાન મહાન્ અને અસાધારણ છે. તેઓની એકએક રચના પદલાલિત્યથી ભરપુર છે. વર્ણનશૈલી પણ રોચક છે. 'સુરસુંદરી' રાસમાં તેઓએ નવે રસોની સુંદર પુષ્ટિ કરેલી છે. આ રાસને વાંચતાં વાંચતાં એમ લાગે કે કાવ્યમાં યૌવન ફુટયું છે!

આ રાસ–કાવ્યમાંથી કથાવસ્તુ લઈને આ કથા મેં વિ. સં. ૨૦૩૭ માં ધાનેરા [બનાસકાંઠા] માં લખેલી છે. કથા વાંચતાં સાત્ત્વિક રસાનુભૂતિ તો થશે જ, સાથે સાથે 'શ્રીનમસ્કાર મહામંત્ર' ઉપર અગાધ શ્રદ્ધા જનમશે. સહુ કોઈ આ કથાનું વાંચન કરીને અન્તર્મુખ અને અનાસકત બને...એ જ મંગલ કામના

—પ્રિયદર્શન



# પુસ્તકોનાં પ્રાપ્તિસ્થાનો

૧ સરસ્વતી પુસ્તક ભંડાર
હાથીખાના, રતનપોળ, **અમદાવાદ** ૩૮૦ ૦૦૧.

૨ ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધીરોડ, **અમદાવાદ.**

૩ જૈન પ્રકાશન મંદિર
દોશીવાડાની પોળ, **અમદાવાદ.**

૪ સેવંતીલાલ વી. જૈન
૨૦/મહાજન ગલી, પહેલા માળે, ઝવેરીબજાર, **મુંબઈ-૨.**

૫ વિદ્યાર્થી વસ્તુ ભંડાર
વાણીયાવાડ, ભૂજ (કચ્છ)

૬ સોમચંદ ડી. શાહ
**પાલીતાણા** (સૌરાષ્ટ્ર)

૭ અમરસિંહ લક્ષ્મીચંદ કોઠારી
એસ. ટી. બુક સ્ટોલ, **શંખેશ્વર** ૩૮૪૨૪૬.

૮ જ્ઞાનોદય પુસ્તક કેન્દ્ર
સીમંધરસ્વામી દેરાસર પાસે, હાઈવે, **મહેસાણા** ૩૮૪૦૦૨.



# આજીવન ગ્રાહક યોજના

તમે જો વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ, મહેસાણાના આજીવન ગ્રાહક ન બન્યા હો, તો અમારી તમને આગ્રહપૂર્ણ વિનંતી છે કે તમે રૂ. ૫૦૧/ મોકલીને આજીવન ગ્રાહક બની જાઓ. તમને અમે લગભગ રૂ. ૨૨૫/ની કિંમતનાં પુસ્તકો તૂર્ત જ આપીશું અને તે પછી દર વર્ષે ઘેર-બેઠાં ચાર પુસ્તકો તમને મળ્યા કરશે. તમારા ઘરમાં આવાં સારાં અને સુંદર પુસ્તકો હોવાં જ જોઈએ.



# લેખકનાં બીજાં પુસ્તકો

- ○ જૈન રામાયણ: ભાગ-૧-૨-૩
- ○ જ્ઞાનસાર [ તત્ત્વજ્ઞાન ]
- ○ પ્રશમરતિ [ તત્ત્વજ્ઞાન ]
- ○ પાંપણે બાંધ્યું પાણિયારું [ વાર્તા ]
- ○ અંજના [ વાર્તા ]
- ○ રાગવિરાગના ખેલ [ વાર્તા ]
- ○ મને તારી યાદ સતાવે [ વાર્તા ]
- ○ હૃદય કમલમેં ધ્યાન ધરત હું [ પ્રવચન ]
- ○ ભવના ફેરા [ ચિંતન ]
- ○ આત્મમંગલ [ આચારમાર્ગ ]
- ○ જીવન વૈભવ. [ આચારમાર્ગ ]
- ○ હું કોણ ? [ ચિંતન ]
- ○ તારા સુખને વિખેરી નાંખ! [ પત્રો ]
- ○ તારા દુઃખને ખંખેરી નાંખ! [ પત્રો ]
- ○ જીવનધર્મ [ પત્રો ]
- ○ હું જ ખોવાઇ ગયો છું! [ ચિંતન ]
- ○ જીવનને જીવી તું જાણ! [ પ્રવચન ]
- ○ શ્રદ્ધાની સરગમ [ વાર્તા ]
- ○ વાર્તાસંપુટ [ છ પુસ્તિકાઓ ]
- ○ મોતીનો ચારો [ સંકલન ]
- ○ આત્મસંવેદન [ ચિંતન ]

.........વગેરે...






'સુંદરી, આ મીઠાઇ ખાઇને પછી ભણવા બેસ.'

'અમર, આજે કોના તરફથી આ ઉજાણી છે ?'

'તારા તરફથી સુંદરી !'

'મારા તરફથી ?'

'હા, તારા તરફથી !'

'પણ હું તો જાણતી નથી... તો પછી મારા તરફથી કેવી રીતે ?'

'તારા તરફથી મેં ઉજાણી કરી !'

'કેવી રીતે ?'

'તારા ઉત્તરીય વસ્ત્રના અંચલમાં સાત કોડી બાંધેલી હતી ને?'

'હા!'

'તે મેં લઈને મીઠાઈ મંગાવી હતી. આપણી પાઠશાળાના બધા વિદ્યાર્થીઓને આપી, તારો ભાગ રાખી મૂકયો...કારણ કે તું નિદ્રાધીન હતી, હવે તું ખાઈ લે...
છી અભ્યાસ—'

'વાહ રે! વાહ! ન જોયો હોય મોટો નવાઈનો શ્રેષ્ઠિ! પારકા ધનથી ઉજાણી કરીને તેં મોટો જગન કરી દીધો? મને પૂછયા વિના બધાને વહેંચી પણ દીધી...? એ તો કહો મારા શ્રેષ્ઠિ, આવી તસ્કરવિદ્યા કોણે શીખવી? મા એમ જાણે છે કે 'મારો દીકરો સુપુત્ર છે!' અને દીકરાના આ ધંધા? આમ કરવાથી તારી કીર્તિ વધશે એમ તું માને છે? પરંતુ ધ્યાન રાખ, આમ કરવાથી તારી અપકીર્તિ થશે. પંડિતજીએ તને બુદ્ધિમાન સમજીને વિશેષ મહત્ત્વ આપ્યું એટલે તું બીજાઓની આ રીતે અવગણના કરવા માંડયો, એમ ને?'

'સુંદરી, એક સામાન્ય વાતમાં તું આટલી બધી અકળાઈ ગઈ?'

'તું આ વાતને સામાન્ય સમજે છે? ભલે સમજ. મારે મન આ મોટી વાત છે...'

'માત્ર સાત કોડી જ હતી ને ? સાત કોડી મેં લઈ લીધી... તેમાં તું આટલું બધું મને સંભળાવે છે ? સાત કોડીમાં શું તું રાજ લઈ લેવાની હતી ? કે રાજકુમારી છે એટલે આટલો ઘમંડ... !'

'હા, હા, હું રાજકુમારી છું, સાત કોડીનું હું ગમે તે કરું, તેમાં તારે શી પંચાત ? સાત કોડીમાં રાજ લઉં હા... રાજ લઉં...?'

❋ ❋ ❋

સુરસુંદરી રોષથી ધ્રૂજી રહી હતી. એનો ગૌરવર્ણીય ચહેરો લાલચોળ થઈ ગયો હતો. એણે પોતાનાં પુસ્તકો લીધાં અને પાઠશાળામાંથી બહાર નીકળી ગઈ. અન્ય છાત્ર અને છાત્રાઓ સ્તબ્ધ થઈ ગયાં હતાં. તેમને મન અસંભવિત વાત બની ગઈ હતી. પાઠશાળામાં સહુ છાત્ર–છાત્રાઓ અમરકુમાર અને સુરસુંદરીની મિત્રતા જાણતાં હતાં. અમરકુમાર પોતાની જગા પર બેઠો હતો. એણે પુસ્તકમાં પોતાનું મુખ છુપાવ્યું હતું.

પંડિતજીની અનુપસ્થિતિમાં અમરકુમાર જ પાઠશાળાને સંભાળતો હતો. તેણે છાત્ર–છાત્રાઓને રજા આપી દીધી. સહુ છાત્ર–છાત્રાઓ ચાલ્યાં ગયાં, પછી અમરકુમાર એકલો બેસી રહ્યો. તેનું તરુણ મન બેચેન બની ગયું હતું.... ક્ષણમાં ઉત્તેજિત થતું હતું.... ક્ષણમાં રડી પડતું હતું.

'માત્ર સાત કોડી માટે સુંદરીએ બધાં છાત્ર–છાત્રાઓની વચ્ચે મને ઉતારી પાડયો... મારું ઘોર અપમાન કર્યું... મને ચોર કહ્યો... હું નહોતો જાણતો કે એ આટલી લોભી હશે... મને જાણ ન હતી કે એ સાત કોડીની ખાતર પ્રેમના ચૂરેચૂરા કરી નાંખશે... મને એના પર કેટલો બધો વિશ્વાસ હતો? મેં તો એમ ધાર્યું હતું કે એ જાગીને એના ભાગની મીઠાઈ જોશે... મારી સામે આશ્ચર્યથી જોઇ રહેશે... મને પૂછશે... હું એને કહીશ કે આ તારા પૈસે મેં ઉજાણી કરી છે... ત્યારે ખુશ થશે... મને એના ભાગમાંથી મીઠાઈ ખવડાવીને પછી એ ખાશે...અને કહેશે: 'અમર, હવે મારો વારો આવવા દે! તારા ખીસામાંથી સોનામહોર કાઢી લઇને હું ઉજાણી કરીશ...!'

પરંતુ મારી જ ભૂલ થઈ છે. રાજકુમારી સાથે મિત્રતા જ ન બાંધવી જોઇએ. રાજાઓ અભિમાની જ હોય! એમની દીકરીઓ એમના કરતાંય વધારે ઘમંડી હોય... ભલે, એનો ઘમંડ એની પાસે રહે... હું હવે એની સાથે બોલીશ જ નહીં. એની સામે પણ નહીં જોઉં...

પેલા દિવસે... જ્યારે પાઠશાળામાંથી અમે બે સાથે-સાથે ઘેર જવા નીકળ્યાં હતાં ત્યારે એણે મને કહેલું: 'અમર, તું બહુ સારો છોકરો છે... મને તું ખૂબ ગમે છે... પાઠશાળામાં ભણતાં ભણતાં તારી સામે મારી નજર જાય છે... ને ચોંટી જાય છે... બસ, તને જોયા જ કરું... છું... અમર, હું તને ગમું છું ને? ત્યારે મેં એને કહેલું,

'સુંદરી, તું મને ગમે છે... એટલું જ નહીં તારા સિવાય બીજું કોઇ ગમતું નથી...' ત્યારે તેણે હર્ષથી ગદ્‌ગદ્‌ થઇ... મારો હાથ પકડી લીધો હતો... અને ટગર-ટગર મારી સામે જોઈ રહી હતી... એને કંઈ કહેવું હતું પણ ગળું રુંધાઇ ગયું હતું... પછી અમે મૌન થઈ ચાલતાં રહ્યાં હતાં, એ એના મહેલે ગઈ... હું મારી હવેલીએ ગયો હતો..

અને... એણે આજે શું કરી નાખ્યું ? એની ભીની-ભીની... મોટી મોટી આંખોમાંથી આજે આગ વરસી... મને દઝાડી દીધો... શીતલ શશિ સમું એનું વદન આજે લાલચોળ સૂર્ય જેવું થઈ ગયું... હું એની સામે ન જોઈ શક્યો... એનાં અમૃતથી મધુર વચનો આજે હલાહલ ઝેરી બની ગયાં....

ના, હવે હું એની સાથે નહીં બોલું. જો કે એ અભિમાની છે, એટલે હવે મારી સાથે એ નહીં જ બોલે. ભલે ન બોલે. એને ગરજ હશે તો આવશે બોલતી... મને એની કોઈ ગરજ નથી.

હા, મારે એને પૂછીને એ સાત કોડી લેવી જોઇતી હતી. મેં એને પૂછ્યા વિના લીધી, એ મારી ભૂલ થઈ... પરંતુ મિત્રને પૂછ્યા વિના એની કોઈ વસ્તુ શું ન લેવાય ? શું મને પૂછ્યા વિના એ મારી લેખિની નથી લેતી ? મારું પુસ્તક નથી લેતી ? મેં તો ક્યારેય એની સાથે ઝઘડો નથી કર્યો...

રાજકુમારી થઈને સાત કોડી માટે મારી સાથે એ ઝઘડી... એના પિતા માટે મોટું રાજ્ય છે... ધનનો પાર નથી... વૈભવનો પાર નથી... કેટલી તુચ્છતા ? પરંતુ હું બદલો તો લઈશ... મારા અપમાનનો બદલો લઈશ...આજે નહીં, જીવનમાં ગમે ત્યારે... હા, ત્યારે જ મને શાન્તિ મળશે. સાત કોડીમાં એ કેવી રીતે રાજ્ય લે છે... એ હું પણ જોઈશ.'

અમરકુમારે પાઠશાળાનાં દ્વાર બંધ કર્યાં, તાળું લગાવ્યું અને પોતાની હવેલી તરફ નીકળ્યો. તરુણ અમરનું મન વ્યથિત હતું. એના સુંદર મુખડા પર વ્યથાનાં વાદળ ઘેરાયાં હતાં. હવેલીમાં પહોંચીને એ સીધો જ પોતાના અધ્યયન-ખંડમાં જઈને પલંગમાં પડ્યો.

* * *

સુરસુંદરી રીસ-રોષ અને ઉદ્વેગને હૃદયમાં ભરીને મહેલમાં પહોંચી. માતા રતિસુંદરીને મળ્યા વિના એ સીધી જ પોતાના શયનખંડમાં જઈને પલંગમાં ઊંધી પડીને ધ્રૂસકે-ધ્રૂસકે રડી પડી. અર્ધ ઘટિકાપર્યંત એ રુદન કરતી રહી. આંસુની સાથે એના હૃદયનો રોષ પણ નીતરી ગયો. એનું મન કંઈક હળવું થયું.

'આજે શું બની ગયું આ બધું ? મેં કેવાં કઠોર વચન બોલી નાંખ્યાં ? અરેરે...મને શું થઈ ગયું આજે ? મારા અમરને મેં કેવું કેવું કહી દીધું ? અરે, એણે મારી સાત કોડી મને પૂછ્યા વિના લઈને ઉજાણી કરી

તો એમાં ક્યાં મારું રાજ લૂંટાઈ ગયું હતું ? મારા ભાગની મીઠાઈ મને આપતાં એ કેટલો ખુશ હતો ? મેં આજે એને નારાજ કરી દીધો... એના હૃદયને તોડી નાંખ્યું.... બધાં છાત્ર–છાત્રાઓની વચ્ચે મેં એનું અપમાન કરી દીધું.... એને ઉતારી પાડ્યો... ગમે તેમ તોયે એ પાઠશાળાનો શ્રેષ્ઠ છાત્ર છે ! એની હોશિયારી પર તો હું ગૌરવ લઉં છું ! મને એની વાણી ગમે છે.... મને એનું મુખડું ગમે છે.... મને એની ચાલ ગમે છે.... મને એનું બધું જ ગમે છે.... અને મેં આજે એને ઝેર જેવી વાણી સંભળાવી દીધી....અહો, ધિક્કાર છે મારી જાતને....

હવે ? હવે એ મારી સાથે નહીં બોલે ? હા, નહીં બોલે.... મારી સામે પણ નહીં જુએ....'

સુરસુંદરીની આંખો આંસુથી છલકાઈ ગઈ.... ફરી તે ધ્રૂસકાં નાંખતી રડી પડી....સ્વગત બોલવા લાગી :

'ના ના, અમરની હું ક્ષમા માગીશ.... એના પગમાં પડીને ક્ષમા માગીશ.... એ જરૂર મને ક્ષમા આપશે.... એ મારી સામે જો નહીં જુએ તો હું જીવી નહીં શકું.... એ મને નહીં બોલાવે તો હું ભોજનનો ત્યાગ કરીશ.... એ મારા પર ગુસ્સો કરશે તો કરવા દઇશ.... એ મને કડવાં વેણ કહેશે તો હું ચુપચાપ સાંભળી લઇશ.... એ મારું અપમાન કરશે તો કરવા દઈશ.... પણ અમર વિના મને નહીં ચાલે.... એ તો મારા હૃદયનો દેવ છે....

મને શ્રદ્ધા છે મારા અમર પર, એ મને નહીં તરછોડે.... એ મારો અપરાધ ભૂલી જશે.... એ મને હસીને બોલાવશે.... અમારી મિત્રતા નહીં તૂટે.... હું તૂટવા નહીં દઉં.... અમારી મિત્રતા અમર રહેશે....'

* * *

બીજા દિવસે જ્યારે સુરસુંદરી પાઠશાળામાં આવી ત્યારે પાઠશાળામાં અભ્યાસ ચાલુ થઈ ગયો હતો. પંડિતજી સુબુદ્ધિ અધ્યયન કરાવી રહ્યા હતા. સુરસુંદરીએ પંડિતજીને નમસ્કાર કર્યાં અને પોતાની જગાએ બેસી ગઈ.

એણે અમર તરફ જોયું.... અને એના હૃદયમાં ચિરાડો પડ્યો. અમરનું મુખ મ્લાન હતું.... ઉદાસીનતા હતી. એની દૃષ્ટિ પંડિતજી તરફ હતી. સુરસુંદરીની આંખો ભીની થઈ ગઈ.... પણ તુર્ત વસ્ત્રથી આંખો લૂછીને તે પંડિતજી તરફ જોવા લાગી. પરન્તુ એનું મન અને એનાં નયન વારંવાર અમર તરફ વળતાં હતાં. અમરની દૃષ્ટિ સ્થિર હતી, પંડિતજી તરફ. અલબત્ત, એના મનમાં તો સુરસુંદરી જ ઘુમરાતી હતી. પણ એનો સંકલ્પ હતો સુરસુંદરી તરફ નહીં જોવાનો.

મધ્યાહ્નકાલે અવકાશ મળ્યો. પંડિતજી અમરકુમારને પાઠશાળા સોંપીને પોતાના ઘરે ચાલ્યા ગયા. થોડાક દિવસથી પંડિતજીનું સ્વાસ્થ્ય સારું રહેતું ન હતું.

અમરકુમાર મૌન હતો. હંમેશાં વાચાળ રહેતા અમરકુમારના મૌને સહુ છાત્ર-છાત્રાઓને વ્યથિત કર્યાં.

સુરસુંદરી પણ પોતાના સ્થાને મૌન બેઠી હતી... એને સૂઝતું ન હતું કે એ અમરકુમારને કેવી રીતે બોલાવે... કદાચ બોલાવે.... અને અમર ન બોલે તો ? બોલે પણ ખૂબ ગુસ્સે થઈ જાય તો ? કદાચ પોતે પોતાનું અપમાન સહન ન કરી શકે તો ? અપમાન સહન કરવાની માનસિક તૈયારી કરીને આવેલી સુરસુંદરીનો પોતાની જાત ઉપરનો વિશ્વાસ ડગી ગયો.

અમર બીજા છાત્રોને સ્વાધ્યાય કરાવતો રહ્યો. જો કે સ્વાધ્યાય કરાવવામાં એને રસ નહોતો, સ્વાધ્યાય કરવામાં છત્રોને રસ નહોતો. અમરકુમારને પ્રસન્ન કરવા.... એને પ્રફુલ્લિત કરવા માટે છાત્ર–છાત્રાઓ પ્રયત્નો કરતાં હતાં.... પરન્તુ અમરની ગમગીની દૂર ન થઈ. એની ઉદાસીનતા ઓછી ન થઈ. કોઈ છાત્ર–છાત્રાએ મધ્યાહ્નકાલે અલ્પાહાર પણ ન કર્યો. સહુના અલ્પાહારના ડબ્બા બંધ જ રહ્યા. સુરસુંદરી જાણે પાઠશાળામાં એકલી અટૂલી પડી ગઈ. કોઇ છાત્ર–છાત્રા એની સાથે બોલતાં ન હતાં. સુરસુંદરીનું હૃદય અત્યંત વ્યથાથી વ્યાકુળ બની ગયું.

અમરકુમારે આજે પણ પાઠશાળાને વહેલી બંધ કરી. સહુ છાત્ર–છાત્રાઓ ચાલ્યાં ગયાં પરન્તુ સુરસુંદરી પોતાની જગાએ જ બેસી રહી. અમરકુમાર પાઠશાળાના દ્વાર પાસે ઊભો રહ્યો હતો... એનું મુખ પાઠશાળાની

બહારના મેદાન તરફ હતું. ચૂપચાપ સુરસુંદરી અમરની પાસે આવીને ઊભી રહી ગઈ....

'અમર....' સુરસુંદરીએ ધ્રૂજતા સ્વરે અમરને બોલાવ્યો. પરંતુ અમરે મુખ ન ફેરવ્યું.

'અમર, હું મારી ભૂલની ક્ષમા માગું છું...' સુરસુંદરી અમરની સામે જઇને ઊભી રહી. એની આંખમાંથી આંસુની ધારા વહી રહી.

'અમર.... મારા અમર....તું મને ક્ષમા નહીં આપે? તું મારી સાથે નહીં બોલે? મારી સામે પણ નહીં જુએ?'

અમરકુમારની આંખો આંસુભીની થઈ ગઈ. સુંદરી સાથે નહીં બોલવાનો.... સુંદરી સામે નહીં જોવાનો એનો સંકલ્પ બરફ બનવા લાગ્યો. એણે ધીરે ધીરે આંખો ઊંચી કરી....સુરસુંદરી સામે જોયું....ને આંખો ઢાળી દીધી.

'અમર, મેં તારું અપમાન કર્યું છે, તું મને સજા કર. મેં તને કડવા શબ્દો સંભળાવ્યા છે, તું મને સજા કર.... તું મારા પર ગુસ્સો કર.... તું મને કડવા શબ્દો કહે.... હું હવે ક્યારેય આવી ભૂલ નહીં કરું....'

અમરે પોતાના વસ્ત્રથી સુરસુંદરીની આંખોનાં આંસુ લૂછ્યાં.... સુરસુંદરીના મુખ પર પ્રસન્નતા ઝળકી ઊઠી... તેણે અમરનો હાથ પકડી લીધો...

'અમર, તું મને નહીં તરછોડે ને? તું મારી સામે જોઇશને? તું મારી સાથે બોલીશને? તું એક વાર હસીને મને જવાબ આપ...'

'સુંદરી...આપણે બંને ગઈ કાલને ભૂલી જઇએ...!'

'હા, અમર! ભૂલી જઇએ... આપણી મિત્રતા અમર રહેશે અમર!'

સમય થઈ ગયો હતો. બંનેનો વિષાદ દૂર થઈ ગયો હતો... પણ શું માણસ કોઈ દુર્ઘટનાને ભૂલી શકે છે ખરો?



યૌવનના ઉંબરે સુરસુંદરીએ પગલાં માંડ્યાં અને અનેક કલાઓની એ સ્વામિની બની. કલાચાર્યે આવીને રાજા રિપુમર્દનને નિવેદન કર્યું :

'મહારાજા, રાજકુમારીએ સ્ત્રીને યોગ્ય ચોસઠ કળાઓ પ્રાપ્ત કરી લીધી છે. મારી પાસે જેટલી કળાઓ હતી તે બધી જ મેં એને આપી છે....મારું કાર્ય પૂર્ણ થયું છે.'

'તમારી વાત સાંભળીને મને ખૂબ સંતોષ થયો છે પંડિતજી! એક દિવસ રાજસભામાં હું રાજકુમારીના જ્ઞાનની અને બુદ્ધિની પરીક્ષા

કરીશ....પરંતુ એક વાત કહો પંડિતજી, કે તમારી પાઠશાળામાં બીજા કોઈ છાત્ર-છાત્રાઓ એવાં છે કે જેમણે રાજકુમારી જેટલું કે એનાથી વધારે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય! એની બુદ્ધિ પણ ખૂબ કુશાગ્ર હોય!'

'હા મહારાજા, મારી પાઠશાળામાં શ્રેષ્ઠ છાત્ર છે, શેઠ ધનાવહનો પુત્ર અમરકુમાર! તર્કશાસ્ત્રમાં અને વ્યાકરણશાસ્ત્રમાં તે પારંગત બન્યો છે. વૈદકશાસ્ત્રમાં જાણે બીજો ધન્વંતરી જોઈ લો! ધનુર્વિદ્યામાં તેની જોડ જડે એમ નથી. મંત્ર-તંત્રના વિષયમાં તેણે સિદ્ધિ પ્રાપ્ત કરી છે. અશ્વપરીક્ષા અને હસ્તિનિગ્રહની કળાઓ તેણે પ્રાપ્ત કરી છે.'

'ખૂબ સુંદર પંડિતજી! રાજસભામાં સુરસુંદરીની સાથે અમરકુમારનાં જ્ઞાન અને બુદ્ધિની પણ કસોટી કરીશું!'

'જ્યારે આપ આજ્ઞા કરશો ત્યારે આયોજન કરી દઈશ.'

રાજા રિપુમર્દને કલાચાર્યને ઉત્તમ વસ્ત્રો અને અલંકારો ભેટ આપી તેમનો ઉચિત સત્કાર કર્યો. પંડિત સુબુદ્ધિએ વિદાય લીધી. રાજા રિપુમર્દન મંત્રણાખંડમાંથી નીકળી રાણી રતિસુંદરી પાસે ગયો. સુરસુંદરી પોતાની માતા પાસે જ બેસી હતી. માતા-પુત્રીનો વાર્તાવિનોદ ચાલતો હતો. બંનેએ ઊભાં થઈને રાજાનો વિનય કર્યો. રિપુમર્દન ભદ્રાસન પર બેઠો. રાણી અને રાજકુમારી ઉચિત જગાએ બેસી ગયાં.

'બેટી, તારા કલાચાર્ય આવ્યા હતા, હમણાં જ તેઓ ગયા. તેમની પાસે તારું અધ્યયન-શિક્ષણ પૂર્ણ થયું છે....તેમનો વસ્ત્રાલંકારોથી ઉચિત સત્કાર કરીને તેમને વિદાય આપી છે....'

'તો હવે મારી પુત્રીને શાનું અધ્યયન કરાવવા વિચાર્યું છે ?' રાણી રતિસુંદરીએ પૂછ્યું.

'હું એટલા માટે જ, તમારી સાથે પરામર્શ કરવા અહીં આવ્યો છું.'

'મને તો એમ ઉચિત લાગે છે કે સુંદરીને હવે ધાર્મિક અને આધ્યાત્મિક જ્ઞાન આપવું જોઈએ....આ જ્ઞાન સિવાય બીજી બધી કળાઓ અધૂરી છે.'

'દેવી, તમારી વાત સાચી છે. સુંદરી જો ધર્મનાં તત્ત્વોને પામે તો એના જીવનમાં ખૂબ ઉપયોગી બને. ધર્મનાં મૌલિક તત્ત્વો જ સાચી શાન્તિ આપી શકે છે. આધ્યાત્મિક વિચારધારા જ મનુષ્યને આંતર-તૃપ્તિ આપી શકે છે.'

'બેટી, લે....આપણે જે વિચારતાં હતાં એમાં તારા પિતાજીની અનુમતિ સહજભાવે જ મળી ગઈ!' રાણી રતિસુંદરી પ્રફુલ્લિત થઈ ગઈ. તેણે રાજાને કહ્યું :

'નાથ, આપ અહીં પધાર્યા, એ પૂર્વે અમે મા-દીકરી આ જ વિચાર કરી રહ્યાં હતાં. સુંદરીની પણ એ જ ઇચ્છા છે...ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાની ! પરંતુ આ જ્ઞાન સુંદરીને કોણ આપશે ?'

'ધર્મનું જ્ઞાન તો ધર્મમય જીવન જીવનાર... સાક્ષાત્ જે ધર્મમૂર્તિ હોય એ જ આપી શકે અને એમની પાસેથી જ લેવું જોઇએ. જેના જીવનમાં ધર્મ ન હોય...અને ધર્મશાસ્ત્રોનો પંડિત હોય...તેની પાસેથી શાસ્ત્રજ્ઞાન ભલે મળે, જીવંત ધર્મતત્ત્વનો હૃદયસ્પર્શી બોધ ન મળે! એટલે, સુંદરીને તો કોઈ ધર્મમૂર્તિ સાધ્વી મળી જાય તો સરસ કામ થઇ જાય.'

'સાધ્વીજી પાસે? પરન્તુ...'

'ચિન્તા ન કરો દેવી, તમારી પુત્રી કદાચ વૈરાગી બની જાય અને સાધ્વી બની જાય...તો આપણું પરમ સૌભાગ્ય સમજજો! આપણી પુત્રી જો મોક્ષમાર્ગે ચાલી નીકળશે તો ક્યારેક આપણને એ આ દાવાનળ સમા સંસારથી ઉગારશે!' રાજા રિપુમર્દનનું અન્તઃકરણ બોલી રહ્યું હતું.

'દેવી, નિસ્વાર્થ...નિઃસ્પૃહી અને નિષ્પાપ એવાં સાધ્વીજી જે ધર્મબોધ આપશે તે સુંદરીના અંતરાત્માને સ્પર્શ કરશે! સુંદરીને ઉચ્ચ કોટિના સંસ્કારો પ્રાપ્ત થશે. ઉચ્ચ આત્માઓના આશીર્વાદ પ્રાપ્ત થશે...કોઈ દિવ્ય તત્ત્વની પ્રાપ્તિ થશે!'

'આપ જે કહો છો તે યથાર્થ છે. મને ખૂબ પ્રિય લાગ્યું. આપણી પુત્રીના પારલૌકિક હિતનો વિચાર પણ આપણે કરવો જ જોઈએ. માત્ર વર્તમાનકાલીન જીવનના સુખનો વિચાર ન કરાય...આપની વાત મને ખૂબ ગમી!'

'તમને તો ગમી વાત, પરન્તુ સુંદરીને ગમવી જોઈએ ને!' રાજાએ હસતાં હસતાં સુંદરીના માથે હાથ મૂકીને વાત કરી.

'પિતાજી, આપ મારા સુખ માટે, મારા હિત માટે કેટલું કરો છો? આપના ઉપકારનો બદલો હું આ ભવમાં નહીં વાળી શકું. આપ અને મારી આ જનની-બંને મારા સુખ માટે જ જાણે જીવો છો...મારા પર દુઃખનો પડછાયો પણ ન પડી જાય, તેની કેટલી બધી કાળજી રાખો છો...? પિતાજી, સાધ્વીજી પાસે હું ધર્મબોધ પામવા અવશ્ય જઇશ. હું તપાસ કરું છું નગરમાં કે એવાં કોઈ સાધ્વીજી અહીં સ્થિરતા કરીને રહ્યાં છે કે કેમ.'

'બેટી, તું અમરકુમારને જ પૂછજે ને! એની માતા ધનવતીને તો ખબર હશે જ. જો ગામમાં સાધુ કે સાધ્વી હોય તો એ વંદન કર્યા વિના પાણી પણ નથી લેતી!'

માતાના મુખે અમરકુમારનું નામ સાંભળતાં સુરસુંદરી રોમાંચિત થઈ ગઈ. રાજાએ અમરકુમારનું નામ સાંભળતાં રાણીને કહ્યું:

'હા, હમણાં જ પંડિતજી અમરકુમારની પ્રશંસા કરતા હતા. બેટી, અમરકુમાર તમારી પાઠશાળામાં શ્રેષ્ઠ મેધાવી વિદ્યાર્થી છે...નહીં?'

'હા પિતાજી, પંડિતજીની અનુપસ્થિતિમાં એ જ બધાને ભણાવે છે. એની ગ્રહણશક્તિ અને સમજાવવાની

રીત ગજબ છે! એનું અધ્યયન પણ હવે પૂર્ણ થઈ ગયું છે.'

'બેટી, એક દિવસ રાજસભામાં તારી અને એ અમરકુમારની પરીક્ષા કરીશ! તમારી બુદ્ધિ અને તમારા જ્ઞાનની કસોટી થશે!'

સુરસુંદરી પ્રફુલ્લિત થઈ ગઈ.

'ભલે...તો મા, હું ધનાવહ શેઠને ત્યાં જઇને સાધ્વીજી અંગે પૃચ્છા કરીશ.' સુરસુંદરી ઝડપથી રાણીના ખંડમાંથી બહાર નીકળી ગઈ.

* * *

સુરસુંદરીએ સુંદર વસ્ત્ર અને અલંકારો ધારણ કર્યાં. રથમાં બેસી ગઈ અને શ્રેષ્ઠિ ધનાવહની હવેલીએ પહોંચી ગઈ. હવેલીના ઝરૂખામાં ઊભેલા અમરકુમારે રથમાંથી સુરસુંદરીને ઊતરતી જોઇ...એને આશ્ચર્ય થયું! કારણ કે આ રીતે ક્યારે પણ સુરસુંદરી આવી ન હતી. એણે તુર્ત જઇને ધનવતીને કહ્યું :

'મા, રાજકુમારી આવી છે આપણી હવેલીમાં...'

ધનવતી ઝડપથી સુરસુંદરીને લેવા પગથિયાં નજીક પહોંચે છે ત્યાં તો સુરસુંદરી ધનવતીનાં ચરણોમાં પ્રણામ કરે છે!

'અરે બેટી, આમ અચાનક આવી ગઈ? મને કહેવરાવવું તો હતું! હું તો રસોઇઘરમાં હતી...આ તો અમરે મને કહ્યું કે તું આવી છે!'

'માતાજી, એમાં કહેવરાવવાનું શું હોય ?...' એ બોલવા જતી હતી કે 'અમરનું ઘર એ મારું જ ઘર છે ને...' પરંતુ એ બોલી ન શકી...એની પાસે જ અમર આવીને ઊભો હતો. ધનવતી સુરસુંદરીને લઈને પોતાના ખંડમાં જઈને બેઠી. અમર પણ એ બંનેની પાછળ જ હતો. ધનવતીએ રાજા–રાણીની કુશળતા પૂછી. દાસી આવીને દૂધના પ્યાલા અને મીઠાઇ મૂકી ગઈ.

'માતાજી, હું અહીં આવી છું એક વાત પૂછવા. મારી માતાએ જ મને અહીં મોકલી છે.'

'જે પૂછવું હોય તે પૂછને બેટી!'

'હાલ આપણા નગરમાં કોઈ વિદુષી સાધ્વીજી સ્થિરતા કરીને રહેલાં છે ખરાં?' પ્રશ્ન પૂછીને સુંદરીએ અમરકુમાર સામે જોઈ લીધું. અમરકુમાર સુંદરીનો પ્રશ્ન સાંભળી ચમકી ગયો! એના મુખ પર આશ્ચર્યનો ભાવ ઊપસી આવ્યો...સુરસુંદરીને મજા પડી ગઈ...

'કેમ બેટી, સાધ્વીજી માટે પૂછે છે?' ધનવતીને આશ્ચર્ય થયું.

'મારે એમની પાસે ધર્મબોધ પ્રાપ્ત કરવા જવું છે...!'

'સાધ્વીજી પાસે ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરવા જવું છે?'

'હા, માતાજી!'

'પરંતુ તેં તો બેટી, ચોસઠ કળાઓમાં નિપુણતા મેળવી છે! તું રાજકુમારી છે...તારે સાધ્વીજી પાસે...?'

'મા, કદાચ દીક્ષા લેવાનો ભાવ જાગ્યો હોય તો?' અમરકુમાર બોલી ઊઠ્યો ને ત્રણે હસી પડ્યાં!

'દીક્ષા લેવાનો ભાવ જાગી જાય તો પરમ સૌભાગ્ય માનું! સંસાર પ્રત્યે વૈરાગ્ય આવવો ઘણો દુર્લભ છે!' સુરસુંદરીએ કહ્યું.

'સાધ્વીજી પાસે જવાથી અને ધર્મબોધ પામવાથી દુર્લભ વૈરાગ્ય સુલભ થઈ જશે!' અમરકુમાર બોલ્યો.

'જો સુલભ થઈ જશે તો સંસારનો ત્યાગ કરતાં જરાય વિલંબ નહીં કરું! આ માનવજીવનનું સાફલ્ય એમાં જ રહેલું છે.'

'તો પછી આટલી બધી ચોસઠ કળાઓ શા માટે મેળવી? પહેલેથી જ સાધ્વીજી પાસે શિક્ષણ લીધું હોત તો અત્યારે...'

'હું સાધ્વી હોત...એમ કહેવું છે ને? પરંતુ જાગ્યા ત્યારથી સવાર! હમણાં તો ધર્મનું અને અધ્યાત્મનું જ્ઞાન મેળવવું છે! મારા પિતાજીની અને મારી માની એવી ઇચ્છા છે...અને મને પણ ગમતી વાત છે. ધર્મકળા સિવાયની બીજી બધી કળાઓ અધૂરી છે...'

'બેટી, તારી વાત સાચી છે. ધર્મનો બોધ તો જોઈએ જ આપણી પાસે. આ તો સંસાર છે...સંસારમાં

સુખ અને દુઃખ આવે ને જાય. એમાં જો ધર્મનો બોધ હોય તો દરેક સ્થિતિમાં જીવ સમભાવમાં રહી શકે. રાગ–દ્વેષ અને મોહથી બચી જાય. આર્તધ્યાન અને રૌદ્ર-ધ્યાનથી બચી જાય...'

સુરસુંદરીને ધનવંતીની વાત ખૂબ ગમી ગઈ.

'સુંદરી, આપણા નગરમાં છે એવા સાધ્વીજી. એમનું નામ છે સાધ્વી સુવ્રતા. રાજમહેલની પાસે જ ઉપાશ્રય છે એમનો! ખૂબ પ્રશાન્ત આત્મા છે. એમનાં દર્શન કરતાં જ તું મુગ્ધ બની જઈશ...'

'જોજે... દીક્ષા ન લઈશ!' અમરકુમારે મજાક કરી અને ઊભો થઈ ખંડની બહાર ચાલ્યો ગયો. સુર-સુંદરીના મુખ પર સ્મિત રમી ગયું. ધનવતી હસી પડી.

'સુંદરી, તારો આ નિર્ણય જાણીને મને ખૂબ આનંદ થયો... હું અમરના પિતાજીને વાત કરીશ... જો કોઈ એવા ગુરુદેવનો સંયોગ મળી જાય તો અમરને પણ ધાર્મિક અધ્યયન કરાવીએ.'

'હા માતાજી, આપ જરૂર વાત કરજો. એને તો મારા કરતાં પણ વિશેષ ધર્મબોધની જરૂર છે!' સુરસુંદરી જાણી કરીને મોટા સૂરે બોલી!

* * *

સુરસુંદરી પોતાના મહેલે ચાલી ગઈ.

શેઠ ધનાવહ સાંજે જમવાના સમયે ઘેર આવી ગયા. પિતા–પુત્રે સાથે બેસીને ભોજન કર્યું. ધનવતી પાસે

બેસીને બંનેને ભોજન કરાવતાં હતાં... અને ત્યાં જ તેમણે વાત મૂકી :

'અમરનો વિદ્યાભ્યાસ હવે પૂરો થઈ ગયો છે. અનેક કલાઓ મેળવી લીધી છે...હવે...'

'હવે તેને હું પેઢી પર લઈ જાઉં...'

'ના, પેઢી પર એની શી જરૂર છે? હજુ એણે એક કળા મેળવવાની બાકી છે!'

'કઈ કળા?' શેઠને આશ્ચર્ય થયું.

'ધર્મકળા!'

શેઠે અમર સામે જોયું... અમરની દૃષ્ટિ મા ઉપર હતી. એ સમજી ગયો હતો કે આ કામ સુંદરીનું છે!

'ભલે, ધર્મકળા શીખવી જોઇએ. કોની પાસે શીખશે?'

'ગુરુદેવ પાસે!'

'કેમ અમર, તારી શી ઇચ્છા છે?' શેઠે અમરને પૂછ્યું.

'આપની ને મારી માની જે ઇચ્છા હોય તે મારી ઇચ્છા!' ધનવતીએ ખૂબ આનન્દ અનુભવ્યો...પુત્રના પ્રત્યુત્તરથી.

સદ્‌ભાગ્યે બીજા જ દિવસે નગરમાં એક વિશિષ્ટ જ્ઞાની એવા આચાર્ય પધાર્યા...! ધનવતીએ વંદના કરીને ગુરુદેવને પ્રાર્થના કરી.

'ગુરુદેવ, આપ અહીં સ્થિરતા કરવાની કૃપા કરો... આપનાં ચરણોમાં મારો પુત્ર અમર ધર્મબોધ પામવા ઇચ્છે છે.'

ગુરુદેવે પ્રાર્થના સ્વીકારી.

અમરકુમારે રોજ ગુરુદેવ પાસે જવાનું શરૂ કર્યું.

જ્યારે સુરસુંદરીએ ધનવતી પાસેથી આ સમાચાર જાણ્યા ત્યારે એ આનન્દથી ઉછળી પડી ... અને એક દિવસ હવેલીએ પહોંચી ગઈ!

'કેમ શ્રેષ્ઠિપુત્ર! હવે દીક્ષાનો વરઘોડો ક્યારે?'

હવેલી હાસ્યથી ગૂંજી ઊઠી!



બીજા જ દિવસે સુરસુંદરી સાધ્વી સુવ્રતાના ઉપાશ્રયે પહોંચી ગઈ.

'मत्थएण वंदामि' કહીને તેણે ઉપાશ્રયમાં પ્રવેશ કરી સાધ્વીજીને નતમસ્તકે બે કર જોડીને વંદના કરી.

'धर्मलाभ !' સાધ્વીજીએ દક્ષિણ કર ઊંચો કરી આશીર્વાદ આપ્યા. સુરસુંદરી સાધ્વીજીની અનુમતિ લઈને વિનયપૂર્વક બેસી ગઈ, અને પોતાનો પરિચય આપતાં બોલી :

'હે પૂજ્યા, આપનાં દર્શન કરીને મને અતિ

આનંદ થયો. મારું નામ સુરસુંદરી છે. મારા પિતા રાજા રિપુમર્દન છે અને મારી માતાનું નામ રતિસુંદરી છે. મારાં માતા–પિતાની પ્રેરણાથી હું આપની પાસે ધર્મ-બોધ પામવા આવી છું. નગરશ્રેષ્ઠિ ધનાવહનાં ધર્મપત્ની ધનવતી દેવીએ મને આપનો પરિચય આપ્યો અને આપનું આ સ્થાન બતાવ્યું...'

'હે પુણ્યશાલિની, ધન્ય છે તારાં માતા–પિતાને કે જેઓ પોતાની પુત્રીને ચોસઠ કળાઓમાં નિપુણ બનાવીને એને ધર્મબોધ આપવાની ઇચ્છા રાખે છે...અને ધન્ય છે એ પુત્રીને કે જે માતા-પિતાની ઇચ્છાને સહર્ષ સ્વીકારીને ધર્મબોધ પામવા પ્રયત્નશીલ બને છે! પૂર્વકૃત મહાન્ પુણ્યકર્મનો ઉદય હોય તો જ આવાં સંસ્કારી, સુશીલ અને સંતાનોના આત્મહિતની ચિંતા કરનારાં માત-પિતા મળે! અને શ્રેષ્ઠ પુણ્યકર્મના ઉદયથી આવાં વિનમ્ર, વિનીત અને બુદ્ધિમાન સંતાનની પ્રાપ્તિ થાય. સુરસુંદરી, તું અહીં નિયમિત આવી શકીશ. તને અહીં શ્રી તીર્થં-કર પરમાત્માએ પ્રકાશેલાં તત્ત્વોનો બોધ મળશે...'

'હે પરમોપકારિણી ગુરુમાતા, આજે હું ધન્ય બની... આપની કૃપાથી હું કૃતાર્થ બની. આપનાં પાવન ચરણોમાં બેસીને સર્વજ્ઞશાસનનાં તત્ત્વોનો અવબોધ પ્રાપ્ત કરવા હું ભાગ્યશાલિની બનીશ! આપના આ ઉપકારને હું ક્યારેય નહીં ભૂલી શકું. કૃપા કરીને આપ મને સમયનો નિર્દેશ કરો, જેથી હું આપની સાધના–આરાધનામાં વિક્ષેપ

કરનારી ન બનું...આપને અનુકૂળ હોય એ સમયે પ્રતિદિન હું આવી શકું.'

સાધ્વીજીએ એને મધ્યાહ્નકાળનો સમય બતાવ્યો. ખૂબ ભાવવિભોર બનીને, પુનઃ વંદના કરીને સુરસુંદરી પોતાના મહેલે પહોંચી.

સુંદરી સીધી જ પહોંચી માતા રતિસુંદરી પાસે. સાધ્વીજી સાથે કરેલા પરિચયનું હર્ષથી ગદ્‌ગદ્ હૈયે એણે વર્ણન કર્યું. રતિસુંદરી પ્રસન્ન થઈ ગઈ.

'વત્સે, આવો સત્સમાગમ મનુષ્યનાં પાપોનો નાશ કરે છે. ત્યાગી અને જ્ઞાની આત્માઓની વાણી મનુષ્યના સંતપ્ત હૃદયને પરમ શાન્તિ આપે છે. એમની પાસેથી શ્રદ્ધાથી અને વિનયથી મેળવેલું જ્ઞાન જીવનના ઝંઝાવાતોમાં મનુષ્યને મેરુવત્ નિશ્ચલ રાખે છે. માટે મારી વ્હાલી બેટી, તું સાધ્વીજી પાસે પ્રતિદિન જજે.'

'અને મા, તને બીજા એક સારા સમાચાર આપું! હું ગઈ કાલે અમરની હવેલીએ ગઈ હતી અને દેવી ધનવતીને મેં સાધ્વીજી અંગે પૃચ્છા કરી ત્યારે તેમણે મારી ધર્મબોધ મેળવવાની ઇચ્છા જાણીને પ્રસન્નતા વ્યક્ત કરી અને...અમરને પણ કોઈ સાધુ પુરુષ પાસે ધર્મબોધ મેળવવા જવાની પ્રેરણા આપી!'

'ઘણું સારું કહેવાય! પણ અમરે એ વાત સ્વીકારી?'

'હા મા, અમર એની માતાની વાત સ્વીકારે જ! પિતાની આજ્ઞાનું પણ પાલન કરે છે...'

'છોકરો પ્રજ્ઞાવંત છે, કલાપૂર્ણ છે...સાથે સાથે ગુણવાન્ છે...જો એ ધર્મબોધ પ્રાપ્ત કરશે તો એના ગુણો ચંદ્ર-સૂર્યની જેમ પ્રકાશી ઊઠશે...'

અમરકુમારની આવી પ્રશંસા કરતાં અને સાંભળતાં સુરસુંદરી રોમાંચિત થઈ ગઈ. રતિસુંદરી જાણતી હતી અમરકુમાર અને સુરસુંદરીના મૈત્રી-સંબંધને, એટલે સુરસુંદરીના રોમાંચથી રતિસુંદરીને આશ્ચર્ય ન થયું પરન્તુ આનંદ થયો.

'બેટી, જ્યારે તારા પિતાજી જાણશે કે તેં સાધ્વીજી પાસે જવાનું નક્કી કર્યું છે, ત્યારે તેઓને કેટલી બધી પ્રસન્નતા થશે!'

'મા, હું સાધ્વીજી પાસેથી સર્વપ્રથમ તો શ્રી નમસ્કાર મહામંત્રનો અર્થ, ભાવાર્થ અને રહસ્યાર્થ સમજીશ! આપણો એ મહામંત્ર છે ને!'

'ભલે બેટી, નમસ્કાર મહામંત્રને સમજજે...પરંતુ સાધ્વીજીને વિનંતી કરજે...આગ્રહ ન કરીશ. એ જે ધર્મબોધ આપે તે ગ્રહણ કરજે!'

* * *

નિયત થયેલા સમયે સુરસુંદરી શુદ્ધ શ્વેત વસ્ત્ર ધારણ કરીને ઉપાશ્રયે પહોંચી ગઈ. વિધિવત્ વંદના કરીને વિનયપૂર્વક સાધ્વીજી સામે બેસી ગઈ.

સાધ્વીજી સુવ્રતાએ શ્રી નમસ્કાર મહામંત્રનું શુદ્ધ ઉચ્ચારણ કરીને મંગલ કર્યું.

'પુણ્યશાલિની, આજે પ્રથમ દિવસે હું તને શ્રી નવકાર મહામંત્રનો મહિમા બતાવવા ઇચ્છું છું!

સુરસુંદરી આનંદ અને આશ્ચર્યથી બોલી ઊઠી: 'હે ગુરુમાતા, આપે મારા મનની ઇચ્છા કેવી રીતે જાણી લીધી? હું આપને આ જ પ્રાર્થના કરવાની હતી કે 'મને સર્વ પ્રથમ શ્રી નવકાર મહામંત્રનું સ્વરૂપ સમજાવવાની કૃપા ન કરો?' અને આપે સ્વયં જ એ વાત કરી!'

'બહુ સરસ યોગાનુયોગ બન્યો! તારી જિજ્ઞાસાને અનુરૂપ મારો પ્રસ્તાવ થયો! તું સારી રીતે મહામંત્રના સ્વરૂપને, મહિમાને અને આરાધન–વિધિને ગ્રહણ કરી શકીશ.'

'આપ મહાન્ છો ગુરુમાતા!'

સાધ્વીજીએ આંખો બંધ કરી. પંચપરમેષ્ઠિ ભગવંતોનું સ્મરણ કર્યું અને પોતાનું કથનીય શરૂ કર્યું:

'હે સુશીલે, આ વિશ્વમાં પાંચ પરમ આરાધ્ય તત્ત્વો છે: અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ. પરમ ઈષ્ટ મોક્ષપદને પ્રાપ્ત કરાવનારાં આ પાંચ પરમેષ્ઠિ છે. આ પાંચ પરમેષ્ઠિને કરેલો નમસ્કાર સર્વ પાપોનો નાશ કરે છે. આ નમસ્કાર સર્વ મંગલોમાં શ્રેષ્ઠ મંગલ છે. જે કોઈ જીવાત્મા પાંચ સમિતિના પાલનમાં પ્રયત્નશીલ બનીને અને ત્રણ ગુપ્તિથી પવિત્ર થઈ આ મહામંત્રનું ત્રિકાળ સ્મરણ કરે છે તેને શત્રુઓ મિત્ર બની જાય છે, વિષ અમૃત થઈ જાય છે, શરણરહિત

અરણ્ય પણ વસવાલાયક મહેલ બની જાય છે. દુષ્ટ ગ્રહો અનુકૂળ થઈ જાય છે. ચોરો યશ ફેલાવનારા બની જાય છે. ખરાબ નિમિત્તો અને અપશુકનો શુભ ફળને આપનારા બને છે. બીજા મંત્રતંત્રો એનો પરાભવ કરી શકતા નથી. ડાકણો દ્રોહ કરી શકતી નથી, સર્પ કમલદંડ બની જાય છે. અગ્નિ ચણોઠીનો ઢગલો થઈ જાય છે. સિંહો શાન્ત થઈ જાય છે. હાથી હરણ જેવા બની જાય છે. રાક્ષસો રક્ષા કરનારા બની જાય છે. ભૂતો વિભૂતિ આપનારા થઈ જાય છે. વ્યંતરો દાસ બને છે. યુદ્ધ ધનપ્રદ બને છે, રોગ ભોગપ્રદ બને છે...વિપત્તિ સંપત્તિ આપનારી બની જાય છે. દુઃખો સુખમાં બદલાઇ જાય છે.

જેમ ગરુડનો સ્વર સાંભળવાથી ચંદનનું વૃક્ષ સર્પોનાં બંધનોથી મુક્ત થાય છે, તેમ નમસ્કાર મહામંત્રનો ગંભીર ધ્વનિ સાંભળવાથી મનુષ્યો તમામ બંધનોથી મુક્ત થાય છે. મહામંત્રમાં એકચિત્તવાળા જીવો માટે જળ–સ્થળ–સ્મશાન–પર્વત–દુર્ગ વગેરે ઉપદ્રવનાં સ્થાનો ઉત્સવરૂપ બની જાય છે.

વિધિપૂર્વક પંચપરમેષ્ઠિ–નમસ્કાર મંત્રનું ધ્યાન કરનારા જીવો તિર્યંચ ગતિ કે નરકગતિમાં જતા નથી. આ મહામંત્રના પ્રભાવથી બલદેવ–વાસુદેવ–ચક્રવર્તીની સંપત્તિ સુલભ થઈ જાય છે. વિધિપૂર્વક ભણેલો આ મંત્ર વશીકરણ ...સ્તંભન આદિ કાર્યોમાં સિદ્ધિ આપનારો બને છે. વિધિપૂર્વક સ્મરણ કરવામાં આવે તો આ મહામંત્ર પરવિદ્યાનો ઉચ્છેદ કરે છે અને ક્ષુદ્ર દેવોના ઉપદ્રવોનો ધ્વંસ કરે છે.

સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ – આ ત્રણે લોકમાં, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવની અપેક્ષાએ જે કાંઈ આશ્ચર્યકારી અતિશય દેખાય, તે આ નમસ્કાર મહામંત્રની આરાધનાનો જ પ્રભાવ છે, એમ સમજજે. ત્રણે લોકમાં જે કોઈ સંપત્તિઓ દેખાય છે, તે નમસ્કારરૂપી વૃક્ષના અંકુર, પલ્લવ, કળી કે પુષ્પો છે, એમ સમજજે. નમસ્કારરૂપી મહારથ ઉપર ચઢીને જ અત્યાર સુધીમાં તમામ આત્માઓ પરમ-પદ પામ્યા છે, એમ જાણજે.

જેઓ મન-વચન-કાયાની શુદ્ધિથી એક લાખ નવકારમંત્રનો જાપ કરે છે તેઓ તીર્થંકર-નામકર્મ બાંધે છે.

આવા નમસ્કાર મંત્રમાં જો મન લીન થતું નથી તો ચિરકાળનાં આચરેલાં એવાં તપ, શ્રુતજ્ઞાન કે ચારિત્ર-ધર્મનું શું પ્રયોજન છે? જે અનન્ત દુઃખોનો ક્ષય કરે છે, જે આ લોક અને પરલોકમાં સુખ આપનારી કામધેનુ છે અને કલ્પવૃક્ષ છે તે મંત્રાધિરાજનો જાપ શા માટે ના કરવો? દીવાથી, સૂર્યથી કે બીજા કોઈ તેજથી જે અંધ-કારનો નાશ નથી થતો તેનો નાશ નમસ્કાર મહામંત્રથી થાય છે.

જેમ નક્ષત્રોમાં ચંદ્ર શોભે છે, તેમ તમામ પુણ્ય-રાશિમાં ભાવનમસ્કાર શોભે છે, વિધિપૂર્વક આઠ ક્રોડ, આઠ લાખ, આઠ હજાર આઠસો આઠવાર આ મહામંત્રને જપવામાં આવે તો જપનાર મહાત્મા ત્રણ ભવમાં મુક્તિ પામે છે.

માટે હે પુણ્યશાલિની, તને કહું છું કે સંસાર-સાગરમાં જહાજ–સમાન આ મંત્રના સ્મરણમાં શિથિલ થઈશ નહીં. ભાવનમસ્કાર અવશ્ય પરમ તેજ છે. સ્વર્ગ અને અપવર્ગનો માર્ગ છે. દુર્ગતિનો નાશ કરનાર અગ્નિ છે. જે ભવ્ય જીવ પ્રાણાન્ત સમયે આ મહામંત્રને ભણે, ગણે, શ્રવણ કરે...ધ્યાન કરે, તે જીવ કલ્યાણની પરંપરા પામે છે.

મલયાચલમાંથી ચંદનની જેમ અને દહીંમાંથી માખણની જેમ આગમોના સારભૂત અને કલ્યાણના નિધાન સમાન આ મહામંત્રને ધન્ય જીવો જ આરાધે છે.

પવિત્ર શરીરે, પદ્માસને બેસીને, હાથને યોગમુદ્રામાં રાખી, સંવિગ્ન મનવાળા બની, સ્પષ્ટ, ગંભીર અને મધુર સ્વરે આ નમસ્કાર મહામંત્રનો સમ્યક્ ઉચ્ચાર કરવો જોઇએ. શારીરિક અસ્વસ્થતા વગેરે કારણે આ વિધિ ન સચવાય એમ હોય તો 'असिआउसा' આ મંત્રનું સ્મરણ કરવું. આ મંત્રનું સ્મરણ પણ શક્ય ન હોય તો 'ॐ'નું સ્મરણ કરવું. આ 'ॐ'કાર મોહહસ્તિને વશ કરવા માટે અંકુશસમાન છે.

મહામંત્રનું સ્મરણ કે શ્રવણ કરતાં એમ વિચારવું કે 'અહો, હું સર્વાંગે અમૃતથી સિંચાયો છું...આનન્દમય થયો છું...કારણ કે પરમ પુણ્યના કારણભૂત પરમ-મંગલમય આ નમસ્કારમંત્ર મને મળ્યો! અહો, મને દુર્લભ તત્ત્વોનો લાભ થયો. પ્રિયનો સંગમ થયો, તત્ત્વનો

પ્રકાશ થયો...સારભૂત પદાર્થ મળી ગયો. આજે મારાં કષ્ટો નાશ પામ્યાં. પાપો પલાયન થઈ ગયાં...હું ભવ-સાગરને તરી ગયો !

હે યશસ્વિની ! શમરસમાં ઝીલતાં ઝીલતાં ઉલ્લાસ-પૂર્વક શ્રી નવકારમંત્રનું સ્મરણ કરનાર – શ્રવણ કરનાર આત્મા પાપકર્મોને હણીને સદ્દગતિ પામે છે. દેવત્વને પામે છે...પરંપરાએ આઠ ભવોમાં સિદ્ધિને પામે છે.

માટે, સુરસુંદરી, પ્રતિદિન ૧૦૮ વાર આ મહા-મંત્રનું સ્મરણ કરવાનું ક્યારેય ન ભૂલીશ. જે જીવાત્મા પ્રતિદિન ૧૦૮ વાર આ મંત્રનો જાપ કરે છે, તેને કોઈ ડાકિની–શાકિની આદિ નડતાં નથી. કોઇ દૈવી પ્રકોપ થતો નથી.

આ મહામંત્ર જો જન્મ સમયે સાંભળવા મળે તો આ મંત્ર જીવનમાં ઋદ્ધિને આપે છે અને મૃત્યુ સમયે સાંભળવા મળે તો સદ્દગતિ આપે છે. આપત્તિ વખતે ગણવામાં આવે તો આપત્તિઓ દૂર થાય છે અને જો ઋદ્ધિની વેળાએ ગણવામાં આવે તો ઋદ્ધિનો વિસ્તાર થાય છે.

પાંચે મહાવિદેહ ક્ષેત્રોમાં કે જ્યાં શાશ્વત્ સુખમય કાળ છે ત્યાં પણ આ શ્રી જિનનમસ્કાર-મંત્ર જપવામાં આવે છે ! પાંચ ઐરવત અને પાંચ ભરતમાં પણ શાશ્વત્ સુખ આપનાર આ નવકારમંત્ર ગણવામાં આવે છે.

હે આત્મન્, અત્યંત ભયંકર એવા ભાવશત્રુઓના સમુદાય પર વિજય મેળવનાર અરિહંતોને, કર્મમળથી

અત્યંત શુદ્ધ થયેલા સિદ્ધ ભગવંતોને, આચારને પાળનારા આચાર્યભગવંતોને, ભાવશ્રુતના દાતા ઉપાધ્યાયભગવંતોને તથા શિવસુખના સાધક સર્વ સાધુભગવંતોને નમસ્કાર કરવા માટે નિરંતર ઉજમાળ બનજે! સર્વ કુવિકલ્પોને ત્યજી દઈ...આ નમસ્કારમંત્ર પ્રત્યે આદરવાળી બનજે!'

સાધ્વીજીનો ધીર–ગંભીર વાણી–પ્રવાહ અસ્ખલિત ગતિએ વહેતો રહ્યો...સુરસુંદરીના અંતસ્તલને એ પ્રવાહે ભીનું–ભીનું કરી નાંખ્યું. સુરસુંદરી બોલી ઊઠી:

'ગુરુમાતા! અદ્ભુત વર્ણન કર્યું આપે! અપૂર્વ તત્ત્વ સમજાવ્યું આપે! અહો, કેવો અચિન્ત્ય પ્રભાવશાળી છે નમસ્કાર મહામંત્ર! આજે ખરેખર હું ધન્ય બની ગઇ! હે પરમોપકારિણી, મને એવી પ્રતિજ્ઞા આપો કે હું પ્રતિદિન ૧૦૮ વાર આ મહામંત્રનું સ્મરણ કરીશ.'

સાધ્વીજીએ સુરસુંદરીને પ્રતિજ્ઞા આપી.

સુરસુંદરીએ પુનઃ વંદના કરી. કુશળપૃચ્છા કરી. અન્ય સાધ્વીવૃન્દને ભાવપૂર્વક વંદના કરી...અને ઉલ્લસિત ચિત્તે પોતાના મહેલમાં આવી.

હજુ એની સ્મૃતિમાં... કલ્પનામાં સાધ્વીજીની સૌમ્ય છતાં ભવ્ય મુખાકૃતિ તરવરે છે! હજુ એના કાનોમાં સાધ્વીજીની વાણીના સૂર ગૂંજ્યા કરે છે... નવકારમંત્રનું ભાવસ્મરણ કરતી કરતી એ ધ્યાનમગ્ન થઈ ગઈ...



સાધ્વીજીનાં અમૃત-વચનો સુરસુંદરીના હૃદયમાં ગૂંજતાં રહ્યાં. શ્રી નમસ્કાર-મહામંત્ર પ્રત્યે એની શ્રદ્ધા ખૂબ દૃઢ બની. નિઃસ્વાર્થ અને નિઃસ્પૃહ સાધ્વીજીની વાતો તેને પૂર્ણ વિશ્વસનીય લાગી. રાત્રિના સમયે મહામંત્રનું સ્મરણ કરતાં કરતાં જ એ નિદ્રાધીન થઈ.

પ્રભાતે જ્યારે એ જાગી ત્યારે પ્રફુલ્લિત હતી. એનું હૃદય અવ્યક્ત આનંદનું સંવેદન કરતું હતું. તેને અમરકુમારની સ્મૃતિ થઈ આવી. 'જો એ મળે તો તેને હું નમસ્કાર મંત્રના પ્રભાવની વાત કરું... એ પણ પ્રતિદિન આ

મહામંત્રનું સ્મરણ કરે... પરંતુ આજે નહીં, આજે તો હું સાધ્વીજી પાસેથી મહામંત્ર અંગે વિશેષ જાણકારી મેળવીશ... પછી અમરને મળીને વાત કરીશ.'

ભોજનાદિથી નિવૃત્ત થઈ, મધ્યાહ્ન સમયે સુરસુંદરી સાધ્વીજીના ઉપાશ્રયે પહોંચી. સાધ્વીજીને વંદના કરી, વિનયપૂર્વક સાધ્વીજી પાસે બેઠી. સાધ્વીજીની કુશળતા પૂછી અને કહ્યું :

'ગુરુમાતા, ગઈકાલે આપે કહેલી વાતોનું મારા મનમાં મંથન ચાલતું જ રહ્યું ! રાત્રે મહામંત્રનું એકાગ્રચિત્તે સ્મરણ કરતી કરતી ક્યારે નિદ્રાધીન થઈ ગઈ... ખબર જ ન પડી ! આજે પણ એ જ વિષયમાં મને વિશેષ સમજાવવાની કૃપા કરો.'

'ભાગ્યશાલિની, આજે તને હું એક પ્રાચીન કથાનક કહીશ. આ કથાનક, શ્રી નમસ્કાર મહામંત્રના દિવ્ય પ્રભાવને કહે છે ! સાંભળીને તારું મન આહ્લાદિત થઈ જશે.'

'ઘણું સરસ ! સંભળાવવાની કૃપા કરો...'

સાધ્વીજીએ કથાનકનો પ્રારંભ કર્યો :

રત્નપુરી નામનું એક નગર હતું. એ નગરનો રાજા હતો દમિતારી. એ નગરમાં યશોભદ્ર નામના પરમાત્મભક્ત શ્રેષ્ઠિ વસતા હતા. પ્રતિદિન, એકાગ્રચિત્તે શ્રી પંચપરમેષ્ઠિ નવકાર મંત્રનું સ્મરણ કરતા હતા.

યશોભદ્ર શ્રેષ્ઠિનો એકનો એક પુત્ર હતો શિવકુમાર. તરુણ અવસ્થામાં જ એ ખરાબ મિત્રોની સાથે ફરતો થઈ ગયો હતો. જ્યારે એ યૌવનવયમાં આવ્યો ત્યારે તે અઠંગ જુગારી બની ગયો. મદિરાપાન કરવા લાગ્યો. માંસ–ભક્ષણ કરવા લાગ્યો... વેશ્યાગમન કરવા લાગ્યો અને શિકાર પણ કરવા લાગ્યો. પિતા યશોભદ્ર પોતાના પુત્રનાં આ પાપાચરણ જોઈને ખૂબ દુઃખી હતા. પુત્રને ઘણું સમજાવવા છતાં એ પાછો ન વળ્યો. શેઠ કર્મસિદ્ધાંતને જાણતા હતા... 'બિચારાને ઘોર પાપકર્મ ઉદયમાં આવ્યાં છે... અને નવાં પાપકર્મ બાંધી રહ્યો છે... શું થાય? કર્મપરવશ જીવોની આવી જ દશા થાય...' આ રીતે વિચારીને પોતાના મનનું સમાધાન કરે છે.

યશોભદ્ર શેઠનું સ્વાસ્થ્ય બગડ્યું. તેમને પોતાનો અંતકાળ નિકટ ભાસ્યો. શિવકુમારને પોતાની પાસે બોલાવીને, ખૂબ પ્રેમથી એને કહ્યું : 'વત્સ, હવે હું થોડા દિવસનો મહેમાન છું. મારું મૃત્યુ નિકટ છે. હું તને એક છેલ્લી જ શિખામણ આપું છું. જ્યારે તું કોઈ મોટા સંકટમાં સપડાય ત્યારે શ્રી નમસ્કાર મહામંત્રનું એકાગ્ર મનથી સ્મરણ કરજે. બસ, તું મને આટલું વચન આપ...'

શિવકુમારે વચન આપ્યું. યશોભદ્ર શેઠે આંખો બંધ કરી અને સ્વયં શ્રી પરમેષ્ઠિ ભગવંતોના ધ્યાનમાં લીન થયાં.

શુભ ભાવોમાં રમતા શેઠ મૃત્યુ પામ્યા. મરીને દેવગતિ પામ્યા.

શિવકુમારે પિતાની અઢળક સંપત્તિનો દુર્વ્યય કરવા માંડ્યો. બે વર્ષમાં તો એ રસ્તે રઝળતો ભિખારી થઈ ગયો.

એક દિવસ, નગરની બહાર શિવકુમાર ભટકી રહ્યો હતો ત્યારે એક અઘોરી ભેટી ગયો. અઘોરીએ શિવકુમારને કહ્યું :

'તું નિર્ધન થઈ ગયો છે ને ?'

'હા,'

'ધનવાન્ બનવું છે ?'

'હા...'

'તો મારું એક કામ કર. તને વિપુલ સંપત્તિ મળશે.'

'આપ કહો તેમ કરીશ.' શિવકુમાર અઘોરીના પગમાં પડી ગયો.

'તો મારી સાથે ચાલ...' અઘોરી શિવકુમારને લઈને સ્મશાનમાં પહોંચ્યો.

કાળી ચૌદસની બિહામણી રાત હતી. શિવકુમાર ભય અને શંકાથી ધ્રૂજી રહ્યો હતો. અઘોરી મનુષ્યના એક મૃતદેહને લઈ આવ્યો. એ મૃતદેહના હાથમાં તલવાર મૂકી અને શિવકુમારને કહ્યું :

'તું આ મડદાના પગની પાનીને મસળ્યા કરજે. ગભરાઇશ નહીં. હું ત્યાં દૂર બેસીને મંત્રજાપ કરીશ. તું અહીંથી ઊભો ન થઈશ... જો ઊભો થઈશ તો આ મૃત-દેહ સજીવન થઇને તને મારી નાંખશે. અને ગભરાયા વિના બેસી રહીશ... તો તને ન્યાલ કરી દેશે.'

શિવકુમાર મડદાના પગ પાસે બેસી ગયો અને પગની પાની મસળવા લાગ્યો. અઘોરી ત્યાંથી થોડે દૂર જઇને બેસી ગયો અને મંત્રસાધના કરવા લાગ્યો.

શિવકુમાર વિચારે છે: 'અવશ્ય આ અઘોરી મને મારીને પોતાની મંત્રસિદ્ધિ કરવા માગે છે... મારે અહીંથી ભાગી જવું જોઇએ... પરંતુ ભાગું કેવી રીતે? અઘોરી મને જીવતો ન રહેવા દે... હવે શું કરું? ખરેખર, મારાં પાપ આ જ ભવમાં ઉદય આવ્યાં...' ત્યાં એને એના પિતા યાદ આવી ગયા. પિતાની સ્મૃતિ સાથે જ પિતાએ કહેલી છેલ્લી વાત યાદ આવી ગઈ... 'વત્સ, જ્યારે તું સંકટમાં સપડાય ત્યારે શ્રી પંચ પરમેષ્ઠિ નવકારમંત્રનું સ્મરણ કરજે...'

શિવકુમારે મૃતદેહને છોડી દીધો અને પદ્માસને બેસીને શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરવા માંડ્યું.

બીજી બાજુ, અઘોરીની મંત્રસાધનાથી મૃતદેહ સળવળે છે... ઊભો થવા જાય છે... ને પડી જાય છે. ત્રણ વાર ઊભો થવાનો પ્રયત્ન કર્યો... પણ પડી ગયો...

મૃતદેહમાં વેતાલનો પ્રવેશ થઈ ગયો હતો. શિવકુમારનો ઘાત કરવા તેણે પ્રયત્ન કર્યો પરંતુ શિવકુમાર તો નમસ્કાર મંત્રના સ્મરણમાં લીન હતો. નમસ્કારમંત્રના અચિન્ત્ય પ્રભાવથી વેતાલ નિષ્ફળ જતો હતો. શિવકુમારના મસ્તકની આસપાસ દિવ્ય આભા-મંડલ રચાઈ ગયું હતું. નમસ્કારમંત્રના અધિષ્ઠાયક દેવોએ શિવકુમારની આસપાસ રક્ષા-કવચ રચી દીધું હતું.

વેતાલ અઘોરી પર રોષે ભરાયો... તેણે તલવારનો પ્રહાર અઘોરી પર જ કરી દીધો! જેવો પ્રહાર થયો... અઘોરીનો મૃતદેહ 'સુવર્ણ-પુરુષ' થઈ ગયો!

જો એ પ્રહાર શિવકુમાર પર થયો હોત તો શિવકુમારનો મૃતદેહ સુવર્ણ-પુરુષ થઇ જાત... ! અઘોરીને તો સુવર્ણ-પુરુષની સિદ્ધિ કરવી હતી! એટલા માટે જ એ શિવકુમારને લઈ આવ્યો હતો.

શિવકુમાર તો સોનાના પુરુષને જોઈને આશ્ચર્ય-ચકિત થઇ ગયો. એને સમજાઈ ગયું કે 'આ પ્રભાવ શ્રી નવકારમંત્રનો છે. આ મહામંત્રના પ્રભાવે જ હું બચી ગયો અને આ સુવર્ણ-પુરુષ મને મળી ગયો...' પરન્તુ અત્યારે જો હું આ સુવર્ણ પુરુષને મારા ઘેર લઇ જઈશ તો નવી આપત્તિ આવશે... કારણ કે હું નિર્ધન છું... મારા પર ચોરીનો આરોપ આવે! માટે હું કાલે મહારાજા પાસે જઇને, સત્ય હકીકત કહી દઈશ. જો મહારાજા

અનુમતિ આપશે તો લઈ જઈશ આ સુવર્ણ-પુરુષને. અત્યારે તો અહીં જ ખાડો ખોદીને જમીનમાં દાટી દઉં !'

આમ વિચારીને શિવકુમારે, મૃતદેહના હાથમાં રહેલી તલવાર લઈને ખાડો ખોદવા માંડ્યો. ખાડામાં સુવર્ણ-પુરુષને દાટી દઈને એ નગરમાં આવ્યો. સવારે ઘરે જઈને, સ્નાનાદિથી પરવારીને રાજમહેલમાં ગયો.

મહારાજા દમિતારીને મળીને, રાત્રિની સમગ્ર ઘટના કહી દીધી. રાજા આશ્ચર્ય પામ્યા. શિવકુમારને સાથે લઈને મહારાજા પોતે સ્મશાનમાં ગયા. શિવકુમારે ખાડો ખોદીને સુવર્ણ-પુરુષને બહાર કાઢ્યો. મહારાજાને શિવકુમારની વાત વિશ્વસનીય લાગી. તેમણે શિવકુમારને કહ્યું :

'શિવકુમાર, આ સુવર્ણ-પુરુષ હું તને આપું છું. શ્રી નમસ્કાર મહામંત્રના અચિન્ત્ય પ્રભાવથી આ સોનું તને મળ્યું છે... પરન્તુ હવે તું વ્યસનોને ત્યજી દેજે અને જીવનને ધર્મમય બનાવજે.'

શિવકુમારે પિતૃતુલ્ય રાજા દમિતારીની પ્રેરણાને ઝીલી. સુવર્ણ-પુરુષને પોતાના ઘરે લઈ ગયો. થોડા દિવસમાં તો તે મોટો શ્રીમંત થઈ ગયો.

એક દિવસ સદ્‌ગુરુનો સંયોગ થઈ ગયો. ગુરુદેવે એને માનવજીવનને સફળ બનાવવાની ધર્મકળા બતાવી. શિવકુમારે બાર વ્રતો સ્વીકાર્યાં. સોનાનું દેરાસર બંધાવ્યું અને રત્નની પ્રતિમા બનાવરાવીને પ્રતિષ્ઠિત કરી.

એક દિવસ આ સંસારથી વિરક્ત થઇ તેણે સાધુ-ધર્મ અંગીકાર કર્યો. સંયમધર્મનું સુંદર પાલન કર્યું. કર્મોનો નાશ કર્યો... અને એનો આત્મા સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ ગયો !

સુરસુંદરી, આ છે શિવકુમારની પ્રાચીન વાર્તા. શ્રી નમસ્કાર મહામંત્રના આવા દિવ્ય પ્રભાવો આજે પણ અનુભવવા મળે છે...'

સુરસુંદરી તો કથાનક સાંભળવામાં રસલીન બની ગઈ હતી. જ્યાં સાધ્વીજીએ કહ્યું; 'આજે પણ આવા દિવ્ય પ્રભાવો જોવા મળે છે' એ સાંભળીને સુરસુંદરીએ પૂછ્યું :

'શું આપના જીવનમાં આપે આવો કોઈ પ્રભાવ અનુભવ્યો છે ? મને એમ લાગે છે કે આપને કોઈ દિવ્ય અનુભવ થયેલો હોવો જોઇએ. જો મને કહેવામાં...'

'તને કહેવામાં વાંધો નથી સુંદરી ! સાંભળ, એક અનુભવની વાત કહું છું :

બે વર્ષ પૂર્વે અમે મગધમાં વિચરતાં હતાં.

પ્રભાતનો સમય હતો. અમે સહુ આર્યાઓ સાથે જ પદયાત્રા કરતી હતી. માર્ગ પહાડી હતો, વિકટ હતો, છતાં એકની પાછળ એક... અમે ચાલ્યાં જતાં હતાં. ત્યાં અચાનક સિંહની ગર્જના સંભળાઈ. અમે સહુ આર્યાઓ ઊભી રહી ગઈ. અમારી પાસેની જ ટેકરી ઉપર અમે વિકરાળ સિંહને જોયો. મેં સહુ સાધ્વીઓને કહ્યું : 'બેસી જાઓ. આંખો બંધ કરીને શ્રી નવકારમંત્રનું સ્મરણ કરો.'

હું પણ બેસી ગઈ. શ્રી નવકારમંત્રના ધ્યાનમાં લીનતા આવી ગઈ. જ્યારે આંખો ખોલી ત્યારે દૂર દૂર ચાલ્યા જતા સિંહને મેં જોયો. મેં સાધ્વીઓને કહ્યું: આંખો ખોલો, ઊભાં થાઓ અને પેલા ચાલ્યા જતા સિંહને જુઓ...'

'અદ્ભુત!' સુરસુંદરી બોલી ઊઠી. તેણે કહ્યું:

'આવો બીજો કોઈ અનુભવ? બસ, પછી નહીં પૂછું! સાંભળીને બીજો અનુભવ, ચાલી જઈશ!'

સાધ્વીજીના મુખ પર સ્મિત રમી ગયું. રાજકુમારીની નિખાલસ વાત સાંભળીને વાત્સલ્ય ઊભરાયું.

'સુંદરી, તારે બીજો સ્વાનુભવ સાંભળવો છે...? સાંભળ—

એક સમયની વાત છે. અમે માત્ર ચાર સાધ્વી જ એક ગામથી વિહાર કરીને બીજે ગામ જતાં હતાં. માર્ગ ભૂલી ગયાં. ભૂલાં પડયાં... સૂર્યાસ્ત થઈ ગયો... જંગલ હતું... જંગલમાં જ રાત પસાર કરવી પડે એવી પરિસ્થિતિ પેદા થઈ. આસપાસ નજર દોડાવી... તો એક ઝૂંપડું દેખાયું. અમે ઝૂંપડા પાસે ગયાં... ખાલી હતું... પણ નહોતી બારી કે નહોતું બારણું! માત્ર છાપરું હતું... અમે ત્યાં જ વિશ્રામ લીધો. આવશ્યક ક્રિયાઓ કરીને અમે બેઠાં.'

'આપને ભય ન લાગ્યો?' સુરસુંદરીએ વચ્ચે પ્રશ્ન કર્યો.

'ભય? બીજા જીવોને અભય અપનારને ભય ન લાગે સુંદરી! વળી, અમારા હૃદયમાં તો મહામંત્ર નવકાર હતો... પછી ભય શાનો?' આવાં સ્થળોમાં નિદ્રા ન લેવાય. અમે જાગતાં જ રહ્યાં... અને મહામંત્રનું સ્મરણ કરતાં રહ્યાં.

મધ્યરાત્રિનો સમય થયો... અને આઠ-દસ પુરુષોને વાતો કરતા અમારી ઝૂંપડી તરફ આવતા જોયા... દૂરથી એમનો દેખાવ ડાકુ જેવો લાગતો હતો. અમે તો સહુયે શ્રી નવકારના સ્મરણમાં લીન થયાં... ડાકુઓ અમારી ઝૂંપડીની નિકટ આવી ગયા હતા... અમારાં શ્વેત વસ્ત્રો જોઈને એક ડાકુ બોલ્યો :

'કોણ છે ઝૂંપડામાં?' અમે જવાબ ન આપ્યો. એણે બીજી વાર બૂમ પાડી...અમે મૌન રહ્યાં...અને ત્રીજી વાર જ્યાં એણે પૂછ્યું... ત્યાં તબડાક... તબડાક... ઘોડાઓના ડાબલા સંભળાયા... બીજો ડાકુ બોલ્યો : 'અલ્યા ભાગો... ઘોડેસ્વારો આવતા લાગે છે...' અને ડાકુઓ ત્યાંથી ભાગી ગયા.

બે ઘોડેસ્વારો ત્યાં આવ્યા. અમને જોઈને તેઓ ઘોડા પરથી નીચે ઊતર્યા. અમારી પાસે આવીને મસ્તક નમાવીને બોલ્યા :

'આપને શોધતા શોધતા જ અમે અહીં આવ્યા છીએ... આપે જ્યારે વિહાર કર્યો હતો ત્યારે અમે પણ એ ગામથી નીકળ્યા હતા. સામેના ગામે—જ્યાં આપને જવાનું હતું... અમારે પણ ત્યાં જવાનું હતું...અમે ત્યાં પહોંચ્યા...સાંજ પડી ગઈ...આપ ન આવ્યાં... તેથી અમને શંકા પડી કે 'આપ રસ્તો ભૂલ્યાં હશો...' આ જંગલ ચોર–ડાકુઓથી ભરેલું છે...એટલે આપને શોધતા અહીં આવ્યા...'

'આપ કોણ છો ?' અમે પૂછ્યું...

'આપના સેવક !' એમ કહી, તે બંને ઘોડેસ્વારો ચાલ્યા ગયા...'

'ઓહો... આ તો ગજબ સ્વાનુભવ છે ! બસ, હવે આપને કષ્ટ નથી આપવું આજે ..'

સુરસુંદરીએ વંદના કરી અને પોતાના મહેલે પહોંચી...



જેટલી તમન્નાથી અને તન્મયતાથી સુરસુંદરીએ કલાઓ પ્રાપ્ત કરી હતી એટલી જ તમન્નાથી અને તન્મયતાથી એણે જૈનધર્મના સિદ્ધાન્તોનું અધ્યયન કર્યું. સાધ્વી સુવ્રતાએ વાત્સલ્યથી તરબોળ હૈયે એને અધ્યયન કરાવ્યું.

વિદ્યાર્થીની નમ્રતા અને વિનય ગુરુના હૃદયમાં વાત્સલ્ય ઉત્પન્ન કરે છે...કરુણાનું ઝરણું જન્માવે છે. ગુરુનું વાત્સલ્ય અને ગુરુની કરુણા વિદ્યાર્થીમાં ઉત્સાહ અને ઉદ્યમ પેદા કરે છે.

અમરકુમારે પણ જૈનાચાર્ય કમલસૂરિજીનાં ચરણોમાં બેસીને અધ્યયન કર્યું. વિનય-નમ્રતા

વગેરે ગુણોની સાથે એનામાં તીવ્ર બુદ્ધિ હતી. આત્મવાદનું એણે તલસ્પર્શી અધ્યયન કર્યું. કર્મવાદનું વિશદ જ્ઞાન પ્રાપ્ત કર્યું. અનેકાન્તવાદની વ્યાપક વિચારધારાને એણે હૃદયસ્થ કરી.

સુરસુંદરીને સાધ્વીજી સુવ્રતાએ કર્મનો સિદ્ધાન્ત સમજાવીને પંચપરમેષ્ઠિના ધ્યાનની પ્રક્રિયા સમજાવી. અધ્યાત્મ–યોગની ગહન વાતો બતાવી. સમગ્ર ચૌદ રાજ-લોકની વ્યવસ્થા બતાવી. મોક્ષમાર્ગની આરાધનાનો ક્રમિક વિકાસક્રમ બતાવ્યો.

એક દિવસ અમરકુમાર આચાર્યશ્રીને વંદના કરી ઉપાશ્રયનાં સોપાન ઊતરી રહ્યો હતો અને સુરસુંદરી આચાર્યશ્રીને વંદન કરવા ઉપાશ્રયનાં સોપાન ચઢી રહી હતી, બંનેની દૃષ્ટિ મળી.

'ઓહો, સુંદરી ?'

'ઘણા દિવસો પછી મળ્યાં નહીં ?'

'હા, હવે ક્યાં એક પાઠશાળામાં આપણે અધ્યયન કરીએ છીએ ! અધ્યયન કરવાનાં આપણાં સ્થાનો જુદાં થઈ ગયાં...એટલે મળવાનું આવી રીતે અચાનક જ બની જાય !'

'તારી સાચી વાત છે અમર, પરન્તુ...

'પરન્તુ શું સુંદરી ? અધ્યયનમાં તું એટલી લીન થઈ ગઈ હશે કે અમર યાદ પણ નહીં આવતો હોય, ખરુંને ?' અમરના મુખ પર સ્મિત રમી ગયું.

'સાચું કહું છું અમર... એક પણ દિવસ એવો નથી જતો કે તું યાદ ન આવતો હોય! અધ્યયન કરતાં કરતાં પણ કોઈ સરસ તત્ત્વચર્ચા થઈ હોય ત્યારે મનમાં વિચાર આવી જાય કે જઇને અમરને આ તત્ત્વચર્ચા સંભળાવું... એને ખૂબ આનંદ થશે.'

'તો પછી મારી હવેલીએ માને મળવાના બહાને આવતી હો તો?'

'તારી વાત સાચી, મને પણ એ વિચાર આવેલો પરંતુ માની હાજરીમાં તારી સાથે વાતો કરતાં મને...'

'શરમ આવે છે, એમ કહેવું છે ને?'

સુંદરીનું મુખ લજ્જાથી લાલ થઈ ગયું. તે મૌન થઈ ગઈ.

'અમર, મારે તારી સાથે ઘણી વાતો કરવી છે... મને સાધ્વીજીએ બતાવેલી વાતો તને કહેવી છે... અને તારી પાસેથી પણ એવી વાતો સાંભળવી છે...જૈન ધર્મનું-સર્વજ્ઞશાસનનું તત્ત્વજ્ઞાન મને ખૂબ ગમી ગયું છે... અમર, તને પણ આ તત્ત્વજ્ઞાન ખૂબ ગમ્યું હશે?'

'સર્વજ્ઞ-વીતરાગ તીર્થંકરોએ આપેલી અનેકાન્ત દૃષ્ટિ મને ખૂબ ગમી!'

'મને કર્મવાદ ખૂબ ગમ્યો અમર!'

બંનેનો વાર્તાલાપ અટકી ગયો. અન્ય દર્શનાર્થીઓની અવરજવર શરૂ થઇ ગઈ હતી. અમરકુમાર પગથિયાં

ઊતરી ગયો અને સુરસુંદરીએ ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો, આચાર્યશ્રીને વંદના કરી, કુશળતા પૂછી અને વિનયપૂર્વક ઊભી રહી.

'સુરસુંદરી, સાધ્વીજી કેવું અધ્યયન કરાવે છે?'

'ગુરુદેવ, ખૂબ સુંદર અધ્યયન કરાવે છે એ ગુરુમાતા! મને અતિ આનંદ મળે છે... વિશાળ તત્ત્વબોધ મળે છે.'

'તું પુણ્યશાલિની છે. તને માતા તો ગુરુ મળી જ છે, સાધ્વી પણ એવાં જ ગુરુ મળ્યાં!'

'એ આપ પૂજ્યની કૃપાનું ફળ છે ગુરુદેવ!'

'વત્સે, એવું જ્ઞાન પ્રાપ્ત કરજે કે ગમે તેવા પ્રતિકૂળ સંયોગોમાં પણ તું સ્વસ્થ રહી શકે, તારી સમતા અખંડ રહી શકે. અનન્ત વિષમતાઓથી ભરેલા આ સંસારમાં સર્વજ્ઞ-વચનો જ સાચી શાન્તિ આપી શકે છે...શાન્ત સુધારસનું પાન કરાવી શકે છે.'

'આપનું કથન યથાર્થ છે ગુરુદેવ!'

'તારો આત્મભાવ શાન્ત-પ્રશાન્ત અને નિર્મળ બનતો જાય... એવા મારા આશીર્વાદ છે વત્સે!'

સુરસુંદરી હર્ષવિભોર થઈ ગઈ. તેણે પુનઃ વંદના કરી અને ઉપાશ્રયમાંથી બહાર નીકળી.

સુરસુંદરી પોતાના મહેલમાં આવી તેના વિચારો આચાર્યશ્રી કમલસૂરિજીની આસપાસ ઘુમરાતા હતા.

આચાર્યશ્રીની કરુણાભીની આંખો... સુધારસ ઝરતી તેમની વાણી... ભવ્ય છતાં શીતલ તેમનું વ્યક્તિત્વ... સુંદરીનો અન્તરાત્મા જાણે ઉપશમરસના સરોવરમાં તરવા લાગ્યો !

એ સરોવરના સામે કિનારે જાણે અમરકુમાર ઊભો ઊભો સ્મિત વેરી રહ્યો હતો. એ અમરકુમાર પાસે પહોંચી ગઇ... 'અમર, કેવા અદ્ભુત છે ગુરુદેવ ? ન કોઈ સ્વાર્થ, ન કોઇ વિકાર... !'

વિચાર નિદ્રામાંથી તે જાગી.

અમરકુમારને ક્યાં અને કેવી રીતે મળવું, તે વિચારવા લાગી. તે ઝરૂખામાં જઈને ઊભી રહી. ઊંચે નીલગગન હતું... રેશમી હવા એના અંગને સ્પર્શી રહી હતી. સામેના આમ્રવૃક્ષ પર કોકિલા ટહુકી ઊઠી... અને સુરસુંદરીના મનમાં એક મીઠો વિચાર ટહુકી ઊઠયો !

'જ્યારે અમર આચાર્યદેવની પાસે અધ્યયન કરવા જાય છે, ત્યારે જ હું આચાર્યશ્રીને વંદન કરવા જઈશ. આચાર્યશ્રીના સાન્નિધ્યમાં જ હું તત્ત્વચર્ચા છેડી દઇશ...!'

તેનો મનમયૂર નાચી ઊઠયો...

મહેલના પ્રાંગણમાં એક મોર પણ કલા કરીને નાચવા લાગ્યો હતો. સુંદરી સ્વગત બોલી ઊઠી : 'રે મોર, શું તેં મારા મનના ભાવ જાણી લીધા ? નાચ, ખૂબ નાચ !'

સુરસુંદરી રસોઈઘરમાં માતા રતિસુંદરી પાસે પહોંચી. માતાની સાથે બેસીને ભોજન કર્યું. મા-દીકરી ભોજન પતાવીને શયનખંડમાં જઈને બેઠાં.

'બેટી, હવે કેટલું અધ્યયન બાકી છે?'

'મા, આ અધ્યયન ક્યારેય પૂરું ન થાય! સંપૂર્ણ જીવન વીતી જાય તોયે અધ્યયન પૂરું ન થાય મા!'

'તારી વાત સાચી છે બેટી, પરન્તુ સર્વજ્ઞશાસનના મૂળભૂત સિદ્ધાન્તોનું અધ્યયન તો થઈ ગયું હશે!'

'હા મા, નવ તત્ત્વો જાણ્યાં, સાત નય જાણ્યા. ચૌદ ગુણસ્થાનક જાણ્યાં. ધ્યાન અને યોગની પ્રક્રિયાઓ જાણી...'

'હવે કયો વિષય ચાલે છે?'

'હવે તો મા, મારે 'અનેકાન્તવાદ' સમજવો છે.'

'બહુ સરસ છે એ વિષય. એક દિવસ પૂજ્ય આચાર્યદેવે પ્રવચનમાં 'અનેકાન્તવાદ'નું એવું વિશદ વિવેચન કર્યું હતું કે હું તો સાંભળીને મુગ્ધ થઈ ગઈ હતી. એ દિવસે તારા પિતાજીની સાથે હું પ્રવચન સાંભળવા ગઈ હતી.'

'મા, મારી પણ એવી ઇચ્છા છે કે 'અનેકાન્તવાદ' હું પૂજ્ય આચાર્યદેવ પાસેથી સમજું. એ વિષયના તેઓ નિષ્ણાત છે.'

'એ મહાપુરુષને જો સમય હોય...તો વિનંતિ કરજે...તેઓ તો કૃપાળુ છે. જો કોઈ પ્રતિકૂળતા નહીં હોય તો અવશ્ય તને 'અનેકાન્તવાદ' સમજાવશે.'

સુરસુંદરી અત્યંત રાજી થઇ ગઇ અને માતાના ગળામાં બે હાથ નાંખી ભેટી પડી.

'મા, ભવોભવ તું જ મને 'મા' મળજે!'

'એટલે મારે ભવોભવ સ્ત્રીનો જ અવતાર લેવાનો એમને?' પ્રેમથી પુત્રીને નવરાવી નાંખતી રતિસુંદરીએ પુત્રીના માથે હળવી ટપલી મારીને કહ્યું.

'મારા માટે તો તારે ભવોભવ સ્ત્રીનો અવતાર લેવો પડશે મા!'

'હા, પણ તારે મારી એક વાત સ્વીકારવી પડશે!'

'એક નહીં એકાવન વાત સ્વીકારીશ...બોલ!'

'તારે ચારિત્રધર્મ અંગીકાર કરવાનો!'

'એટલે સાધ્વી બની જવાનું એમ ને?'

'હા!'

'મને સાધ્વી–જીવન ગમે તો છે હોં!'

'હા, પણ હમણાં સાધ્વી બની જવાનું નથી કહેતી! આ તો આવતા ભવમાં જો હું તારી મા હોઉં અને તું મારી પુત્રી હોય તો...!'

'મા, હું તો આ ભવમાં પણ સાધ્વી બની જઈશ! મને એક દિવસ એવું સ્વપ્ન પણ આવ્યું હતું...'

'એ તો તું સાધ્વીજી પાસે રોજ જાય છે…રોજ સાધ્વીજીનાં દર્શન કરે છે એટલે એવાં સ્વપ્ન આવે… પણ આવાં સ્વપ્ન સાચાં ન પડે!'

'ભલે હમણાં સાચું ન પડે સ્વપ્ન…આ જીવનમાં ક્યારેક તો સાચું પડવું જોઈએ! સાચું કહું છું મા, ક્યારેક મને સાધ્વીનું જીવન ખૂબ આકર્ષે છે. જો કે એ આકર્ષણ ક્ષણજીવી જ હોય છે, છતાં આત્મામાં ઊંડું ઊંડું પણ એ આકર્ષણ રહેવાનું!'

'એ તો રહેવું જ જોઇએ. માનવજીવનની સફળતા ચારિત્રધર્મથી જ મળે છે, પરન્તુ હજુ તો મારે તને પરણાવવાની છે!'

'જો મા, આપણી વાત કઈ ચાલે છે? એમાં પરણવાની વાત કયાં આવી ગઇ? હું આ ચાલી…' સુરસુંદરી ઊભી થઇ ગઇ. રતિસુંદરીએ એનો હાથ પકડી પોતાની પડખે બેસાડીને કહ્યું:

'બેટી, હવે તું યૌવનમાં છે…હું અને તારા બાપુજી એ જ વિચારીએ છીએ કે તારા માટે સુયોગ્ય વર મળી જાય તો…'

સુરસુંદરી માતાનો હાથ છોડાવીને શયનખંડની બહાર દોડી ગઈ. પોતાના ખંડમાં જઇને બેસી ગઇ. વળી ઊઠીને મા પાસે આવી.

'મા, હું કાલે આચાર્યદેવ પાસે જઈશ 'અનેકાન્ત-વાદ'નું અધ્યયન કરવા...'

'જરૂર જજે બેટી, હું આચાર્યદેવને સમાચાર મોકલી દઉં છું...પરંતુ તું સાધ્વીજીને વાત કરી દેજે... કે હું પૂજ્ય આચાર્યદેવ પાસે અનેકાન્તવાદ સમજવા જવાની છું.'

'એ તો આજે જ હું વાત કરી દઈશ. મારી ગુરુમાતા પણ તારી જેમ જ મને અનુમતિ આપશે...'

સુરસુંદરી ઊઠીને પોતાના શયન ખંડમાં ચાલી ગઈ. રતિસુંદરી પોતાના ખંડમાંથી નીકળીને મહારાજાના ખંડ તરફ ચાલી.

મહારાજા રિપુમર્દન તેમના ખંડમાં એકલા જ હતા. રતિસુંદરીએ ખંડમાં પ્રવેશ કર્યો અને મહારાજાની મૌન અનુમતિ લઈ, તેમની સામે ભદ્રાસન પર બેસી ગઈ.

'દેવી, સુંદરીનું ધાર્મિક અધ્યયન કેવું ચાલે છે?' મહારાજાએ સીધી સુરસુંદરીની જ વાત શરૂ કરી.

'હું હમણાં એની પાસેથી જ આવું છું! અમે બંને એ જ વાત કરતાં હતાં. થોડા સમયમાં એણે ઘણું સારું તત્ત્વજ્ઞાન મેળવી લીધું છે. હવે વધારે અધ્યયન...'

'નથી કરાવવું', એમ ને? કેમ? ભય લાગ્યો? કદાચ સુંદરી દીક્ષા લઈ લે...!' મહારાજા હસી પડ્યા.

'એવું મારું ભાગ્ય ક્યાંથી ? એ સાધ્વી બને તો હું રત્નકુક્ષી કહેવાઉં ને !'

'તો પછી વધારે અધ્યયન કેમ નથી કરાવવું ?'

'ક્યાં સુધી ભણાવીશું ? હવે તો સાસરે વળાવવી પડશે ને ? આપ એને નજરે જુઓ તો...'

'એ યૌવનમાં છે, જાણું છું. એને યોગ્ય રાજકુમારોની શોધ પણ ચાલુ છે, છતાં આજ સુધીમાં સફળતા મળી નથી. ગમે તેવા રાજકુમાર સાથે સુંદરીને કેમ પરણાવાય ? આપણે એને જેવા ઉચ્ચ સંસ્કારો આપ્યા છે, જેવી શ્રેષ્ઠ કળાઓ શીખવી છે, જેવું ઉત્તમ શિક્ષણ આપ્યું છે, તેને અનુરૂપ વર મળવો જોઇએ ને ?'

'આજે નહીં તો કાલે મળશે, એનું પુણ્ય જ ખેંચી લાવશે સુયોગ્ય વરને !' રાણીએ આશ્વાસનના શબ્દો કહ્યા.

'આ તો આપણું માતા-પિતાનું હૃદય છે એટલે ચિંતા થવી સ્વાભાવિક છે, બાકી તો આ વાતમાં નિર્ણાયક બનતાં હોય છે જીવનાં પોતાનાં શુભાશુભ કર્મ ! એ હું ક્યાં નથી જાણતો દેવી ! છતાં આપણું કર્તવ્ય આપણે સંપૂર્ણ કાળજીથી બજાવવું જ જોઇએ.'

'મારી આપને એક વિનંતિ છે...'

'કહો !'

'એક દિવસ આપ સ્વયં સુરસુંદરીના જ્ઞાનની પરીક્ષા ન લો !' રાણીનો પ્રસ્તાવ સાંભળી રાજા વિચારમાં પડી

ગયા. તેમણે રાણી સામે જોયું... કંઈક વિચાર્યું.... ને બોલ્યા.

'પરીક્ષા લઈશ... પણ રાજ સભામાં ! માત્ર એકલી સુરસુંદરીની નહીં, સાથે સાથે શ્રેષ્ઠિ ધનાવહના પુત્ર અમરકુમારની પણ પરીક્ષા લઈશ... પંડિતજીની એવી ઇચ્છા છે... મને તેમણે એક દિવસ કહ્યું હતું કે 'સુરસુંદરી અને અમરકુમાર મારાં શ્રેષ્ઠ વિદ્યાર્થી છે, તેમની આપ રાજસભામાં પરીક્ષા લો...' તમે આજે ઠીક યાદ કરાવ્યું !'

રાણીનું મન પ્રસન્ન થયું. રાજા પોતાના મનમાં કોઈ સમસ્યાનો ઉકેલ શોધી રહ્યા હતા...



પ્રભાતનો પ્રથમ પ્રહર વ્યતીત થયો હતો. સુરસુંદરી પ્રાભાતિક કાર્યોથી નિવૃત્ત થઈ, ઉપાશ્રયે જવાની તૈયારી કરવા લાગી. દાસીને મોકલીને રથ તૈયાર કરાવ્યો અને માતાની અનુજ્ઞા લઈ, રથમાં બેસી તે ઉપાશ્રયે પહોંચી.

વિધિપૂર્વક તેણે ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો.

“ મત્થએણ વંદામિ ” કહી, મસ્તકે અંજલિ જોડી આચાર્યશ્રીને પ્રણામ કરીને, પંચાંગ પ્રણિપાત કરી, વિધિવત્ વંદના કરી. આચાર્યશ્રીની અનુમતિ લઈ, વસ્ત્રાંચલથી ભૂમિનું પ્રમાર્જન કરી વિવેકપૂર્વક બેઠી.

'તારી માતાનો સંદેશો મળી ગયો હતો. તું યોગ્ય સમયે આવી છે. હમણાં અમરકુમાર પણ આવવો જોઈએ.. તે પણ આ જ સમયે અધ્યયન કરવા આવે છે...'

સુરસુંદરીની દૃષ્ટિ દ્વાર તરફ ગઈ... અમરકુમારે ઉપાશ્રયમાં ત્યારે જ પ્રવેશ કર્યો અને ગુરુદેવને વંદના કરી. સુરસુંદરીને પ્રણામ કર્યા... સુરસુંદરીએ પ્રણામનો પ્રત્યુત્તર પ્રણામ કરીને આપ્યો. અમરકુમાર પણ સુયોગ્ય જગ્યાએ વિનયપૂર્વક બેસી ગયો.

ગુરુદેવે અમરકુમારને કહ્યું : 'અમર, આજે સુર-સુંદરી' અનેકાન્તવાદ' સમજવાની જિજ્ઞાસાથી આવી છે. જો કે તને તો અનેકાંતવાદનો વિશદ બોધ પ્રાપ્ત થયેલો છે, છતાં તને સાંભળવામાં આનંદ મળશે... અને વિષય વિશેષ સ્પષ્ટ થશે...'

'અવશ્ય ગુરુદેવ, આપના મુખે પુનઃ 'અનેકાંતવાદ'નું વિવેચન સાંભળવામાં મને આનંદ પ્રાપ્ત થશે...' અમરકુમારે સુરસુંદરી સામે જોયું અને બોલ્યો :

'ગુરુદેવના મુખે આ વિષયને સાંભળવાનો પણ એક મહામૂલો લ્હાવો છે સુંદરી !'

'ગુરુદેવની કૃપાથી હું આ વિષયને સારી રીતે સમજી શકીશ... મને ખૂબ આહ્લાદ થઈ રહ્યો છે.'

બંનેની દૃષ્ટિ આચાર્યદેવ તરફ સ્થિર થઈ. આચાર્ય-દેવે વિષયનો ધીર–ગંભીર વાણીમાં પ્રારંભ કર્યો :

"આ વિશ્વમાં બે તત્ત્વો રહેલાં છે: જીવ અને જડ. જીવો અનંત છે તેમ જડ દ્રવ્યો પણ અનંત છે. દરેક દ્રવ્યમાં અનેક ગુણો અને અનેક પર્યાયો રહેલા હોય છે. એટલે, દ્રવ્યની પરિભાષા જ–'ગુણ-पर्यायवद् द्रव्यम्' એવી કરવામાં આવી છે. ગુણ–પર્યાય વિનાનું કોઈ દ્રવ્ય જ ન હોય!

'ગુરુદેવ, ગુણ અને પર્યાય વચ્ચેનો ભેદ શો હોય છે?' સુરસુંદરીએ પૂછ્યું.

'ગુણો દ્રવ્યના સહભાવી હોય, પર્યાય ક્રમભાવી હોય! ગુણો દ્રવ્યમાં રહેલા જ હોય છે; જ્યારે પર્યાયમાં ઉત્પત્તિ અને વિનાશનો ક્રમ ચાલ્યા કરે છે. આ રીતે દરેક દ્રવ્ય અનન્ત ધર્માત્મક હોય છે. વિરોધી દેખાતા પર્યાયો...ગુણો પણ એક જ દ્રવ્યમાં હોય છે. જો કે તેની તેની અપેક્ષાઓ સમજાઈ જાય તો વિરોધ નથી રહેતો! જુઓ, એક દૃષ્ટાંત આપીને તમને આ વાત સમજાવું—

એક પુરુષ છે. તેને એક યુવાન આવીને 'પિતાજી' કહે છે. બીજો યુવાન આવીને 'કાકા' કહે, ત્રીજો યુવાન આવીને 'મામા' કહે છે. એક સ્ત્રી આવીને 'સ્વામી' કહે છે. એક વૃદ્ધ પુરુષ આવીને એને 'પુત્ર' કહે છે!

પુરુષ તો એક જ છે....તેનામાં પિતૃત્વ જેમ છે તેમ પુત્રત્વ પણ છે! એનામાં કાકાપણું છે, મામાપણું છે અને સ્વામી-પણું પણ છે! સંસારના વ્યવહારે આ વાસ્તવિકતાને સ્વીકારી છે, એટલે કોઈ વિરોધ નથી કરતું

કે 'ના, આ તો પિતા જ છે, પુત્ર નથી!' પુત્ર સમજે છે કે મારી અપેક્ષાએ આ મારા પિતા છે પરંતુ એમના પિતાની અપેક્ષાએ એ પુત્ર છે! પત્ની સમજે છે કે આ મારી અપેક્ષાએ પતિ છે પરંતુ પુત્રની અપેક્ષાએ પિતા છે! એટલે એક જ વ્યક્તિને લઈને પત્ની અને પુત્ર ઝઘડતાં નથી. એક-બીજાનું દૃષ્ટિબિંદુ સમજે છે અને માન્ય રાખે છે...

અપેક્ષાઓ સાચી હોવી જોઈએ. પત્ની જો પોતાના પતિને 'પિતા' કહે તો ખોટું! પુત્ર જો પોતાના પિતાને 'પતિ' કહે તો ખોટું!

એટલે, એમ ન કહી શકાય કે 'આ પુરુષ એકાંતે પિતા જ છે અથવા આ પુરુષ એકાંતે પુત્ર જ છે!' હા, એમ કહી શકાય કે આ પુરુષ પિતા પણ છે, પુત્ર પણ છે, પતિ પણ છે! આનું નામ છે અનેકાન્તદૃષ્ટિ! આનું નામ છે અપેક્ષાવાદ!

આ તો તમને એક દુનિયાનું દૃષ્ટાંત આપીને સમજાવ્યું, હવે આત્મતત્ત્વને લઈને સમજાવું છું.

આત્મા નિત્ય પણ છે અને અનિત્ય પણ છે!

હા, પરસ્પર વિરોધી દેખાતા ધર્મો - નિત્યત્વ અને અનિત્યત્વ એક આત્મામાં રહે છે!

દ્રવ્યદૃષ્ટિએ આત્મા નિત્ય છે. પર્યાયદૃષ્ટિએ આત્મા અનિત્ય છે! આત્મદ્રવ્યનો ક્યારેય નાશ થતો નથી. આત્મ-દ્રવ્ય ક્યારેય ઉત્પન્ન થતું નથી!

'તો જે જન્મ અને મૃત્યુ દેખાય છે તે કોનાં?'

'આત્માના પર્યાયનાં! એક આત્મા મનુષ્ય છે, તો મનુષ્યત્વ એ આત્માનો એક પર્યાય છે. માણસ મર્યો, એનો અર્થ – આત્માનો મનુષ્યત્વનો પર્યાય નાશ પામ્યો, એ થાય. એ મરીને દેવગતિમાં જન્મ્યો એનો અર્થ – દેવત્વ-પર્યાયની ઉત્પત્તિ થઈ, એમ થાય. દેવત્વ આત્માનો જ પર્યાય છે! પશુપણું અને નારકીપણું પણ આત્માના પર્યાયો છે.

પર્યાયને 'અવસ્થા' કહી શકાય.

બાલ્ય-અવસ્થા નાશ પામી અને યુવાવસ્થાનો જન્મ થયો! યુવાવસ્થા નાશ પામી અને વૃદ્ધાવસ્થાનો જન્મ થયો! નિરોગી અવસ્થા નાશ પામી, રોગી અવસ્થાનો જન્મ થયો. ધનવાન-અવસ્થાનો નાશ થયો, નિર્ધન અવસ્થાનો જન્મ થયો. આમ અવસ્થાઓ બદલાયા કરે પણ આત્મા કાયમ રહે છે, એ આત્માની નિત્યતા છે.

એટલે એમ ન કહેવાય કે 'આત્મા નિત્ય જ છે, અથવા આત્મા અનિત્ય જ છે.' પરંતુ એમ કહેવાય કે 'આત્મા નિત્ય પણ છે અને અનિત્ય પણ છે!' દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે. પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે! આનું નામ અનેકાન્તવાદ! આનું નામ સાપેક્ષવાદ.

માટે, જીવનમાં હમેશાં વક્તાની અપેક્ષાને સમજવા પ્રયત્ન કરવો જોઈએ. 'આ કઈ અપેક્ષાએ આ વાત કરે

છે....' એ સમજનાર મનુષ્ય સમાધાન પામે છે. અપેક્ષાને સમજનાર મનુષ્ય સમત્વને પામે છે. અપેક્ષાને સમજનાર મનુષ્ય સર્વજ્ઞ શાસનનાં તત્ત્વોની યથાર્થતાને સમજી શકે છે.'

આચાર્યદેવે સુરસુંદરી સામે જોઈને પૂછ્યું :

'અનેકાન્તવાદની આ મૂળભૂત વાત તને સમજાણી ?'

'હા જી, ગુરુદેવ ? ખૂબ સ્પષ્ટતાથી સમજાણી.'

'આ અનેકાન્તવાદને જીવનમાં સ્થાન આપવું જોઈએ. જીવનવ્યવહારને સરસ અને સરલ બનાવવા માટે, કષાયોથી બચવા માટે આ વિચારધારા ઘણી જ ઉપયોગી બને છે. સૈદ્ધાન્તિક મતભેદોને પણ આ વિચારધારાથી ઉકેલી શકાય છે. વિવાદો જન્મે છે એકાન્તવાદમાંથી.

હવે તમારા બંનેનું ધાર્મિક અધ્યયન પૂર્ણ થયું કહેવાય. જો કે શાસ્ત્રજ્ઞાનનો પાર જ નથી પરંતુ તમારા જીવનમાં ઉપયોગી એવું તત્ત્વજ્ઞાન તમે મેળવ્યું છે. એ તત્ત્વજ્ઞાનનો દીવો બુઝાય નહીં, તેની કાળજી રાખશો. સંસારમાં વિષય–કષાયના ઝંઝાવાત વાતા જ હોય છે... જો કાળજી ન રાખી તો જ્ઞાનદીપક બુઝાઈ જશે.

તમારામાં સત્ત્વ છે, સમજ છે, સંસ્કારો છે, માનવજીવનને સફળ બનાવવા ધર્મપુરુષાર્થને જીવનમાં અગત્યનું સ્થાન આપજો. અર્થપુરુષાર્થ અને કામપુરુષાર્થ તો માત્ર સાધનના સ્થાને રહેવા જોઈએ. સાધ્ય બનાવજો

ધર્મપુરુષાર્થને ! ધર્મપુરુષાર્થનું સાધ્ય બનાવજો મોક્ષ-દશાને ! આત્માના શુદ્ધ સ્વરૂપને પામવાનું લક્ષ ભૂલતાં નહીં.

ધન, યૌવન અને રૂપનો તમારામાં સુમેળ થયેલો છે એટલે ખૂબ જાગ્રત રહેજો. આ ત્રણ તત્ત્વો અજ્ઞાની અને પ્રમાદી જીવોને દુર્ગતિમાં લઈ જનારાં બને છે. જ્ઞાની અને જાગ્રત આત્માઓ માટે આ ત્રણ તત્ત્વો આશીર્વાદરૂપ બને છે.'

અમરકુમાર અને સુરસુંદરીએ અહોભાવથી આચાર્યદેવની પ્રેરણાને ઝીલી. પુનઃ વંદના કરી, કુશળતા પૂછી અને વિદાય લીધી.

બંને ઉપાશ્રયની બહાર આવ્યાં. અમરકુમારે સુરસુંદરીને પૂછ્યું :

'તને ખબર છે કે રાજસભામાં આપણી પરીક્ષા થવાની છે ?'

'ના રે, હું તો કંઈ જ જાણતી નથી !'

'ગઈકાલે મારા પિતાજીને તારા પિતાજીએ વાત કરી હતી. મને આજે પ્રભાતે મારા પિતાજીએ કહ્યું !'

'શું કહ્યું ?'

'તારા પિતાજી ઇચ્છે છે કે આપણા બંનેની પરીક્ષા રાજસભામાં લેવી !'

'શાની પરીક્ષા ?'

'એ તું જાણી લેજે !'

સુરસુંદરી વિચારમાં પડી ગઈ. એને આ વાત માતાએ કે પિતાએ કરી જ ન હતી.

'શું ચિંતા થઈ આવી !'

'ના રે, ચિંતા શાની ? હું તો એમ વિચારતી હતી કે આ વાત મને મારી માતાએ કે પિતાએ કેમ ન કરી ?'

'હવે કરશે !'

'તો આપણે પરીક્ષા આપવા તૈયાર છીએ !'

'સારું, જો કોઈ વિશેષ વાત જાણવા મળે તને, તો મને જણાવીશને ?'

'કેવી રીતે ? ક્યાં ?'

'તું મારી માને મળવા આવજે. એ તને યાદ કરે છે, જોઈએ તો મારી મા તારી માતાને કહેવરાવશે....'

'હા, તો હું આવીશ !'

અમરકુમાર પોતાની હવેલી તરફ ઊપડી ગયો. સુરસુંદરી રથમાં બેસીને મહેલમાં આવી. વસ્ત્રપરિવર્તન કરીને એ સીધી જ રાણી રતિસુંદરી પાસે પહોંચી ગઈ. એના મનમાં તાલાવેલી હતી અમરકુમારે કહેલી વાતનું તથ્ય જાણવાની.

'બેટી, ઉપાશ્રયે જઈ આવી ?'

'હા મા!'

'અનેકાન્તવાદને સમજીને આવી?'

'હા મા, ખૂબ આનંદ મળ્યો. ગુરુદેવે ખૂબ વિશદ વિવેચન કરીને સમજાવ્યો એ વાદ!'

'હવે તું મને સમજાવજે!'

'પછી સમજાવીશ, પહેલાં આપણે જમી લઇએ.... ખૂબ જોરથી ભૂખ લાગી છે!'

ભોજન કરતાં કરતાં જ રાણીએ વાત ઉપાડી.

'તારા બાપુજી આજે કહેતા હતા કે મારે સુંદરીના બુદ્ધિવૈભવની અને જ્ઞાનવૈભવની પરીક્ષા લેવી છે!'

'ભલે, હું તૈયાર છું! પણ ક્યારે? ક્યાં?'

'બે-ચાર દિવસમાં જ અને તે રાજસભામાં!'

'ભલે, હું આજે મારા બાપુજીને મળીશ!'

'આજે તું ઉપાશ્રયે ગઈ, પછી તારા બાપુજીએ ધનાવહ શ્રેષ્ઠિને અહીં રાજમહેલમાં બોલાવ્યા હતા....'

'શા માટે?'

'એ તો હું જાણતી નથી, પરંતુ તેમણે ગઇ કાલે શ્રેષ્ઠિને વાત કરી હતી કે એક દિવસ હું અમરકુમાર અને સુરસુંદરીની પરીક્ષા રાજસભામાં લેવા ઇચ્છું છું....મને તેમણે ગઇ રાત્રે વાત કરી હતી. કદાચ વાત પાકા પાયે કરવા માટે આજે શ્રેષ્ઠિને અહીં બોલાવ્યા હોય! શ્રેષ્ઠિએ અમરકુમારને પૂછી પણ લીધું હોય....'

સુરસુંદરીને અમરકુમારની વાત સત્ય પ્રતીત થઈ. એ મૌન રહી....એને આ વાત ન સમજાણી કે 'શા માટે પિતાજી અમારા બેની પરીક્ષા રાજસભામાં લેવા તૈયાર થયા છે? વળી, અમરકુમારની પરીક્ષા લેવાનું એમને શું પ્રયોજન હશે?'

જમીને એ પોતાના શયનખંડમાં પહોંચી ગઈ.

સુરસુંદરીના હૃદયમાં અમરકુમાર તરફનો પ્રેમ વૃદ્ધિ પામી રહ્યો હતો. દિનપ્રતિદિન અમરકુમાર તરફનું આકર્ષણ વધી રહ્યું હતું. અલબત્, ક્યારેય તે બંનેએ લક્ષ્મણરેખાનું ઉલ્લંઘન નહોતું કર્યું.

અમરકુમારના હૈયામાં પણ સુરસુંદરી વસી ગયેલી હતી. પરંતુ એ સમજતો હતો કે 'સુરસુંદરી રાજકુમારી છે....અને હું શ્રેષ્ઠિપુત્ર છું....અમારાં બેનાં લગ્ન સંભવિત જ નથી. સુરસુંદરી તો કોઈ રાજકુમારને જ પરણશે.'

સુરસુંદરીની પણ આ જ ધારણા હતી. 'હું અમરને ગમે તેટલો ચાહું છું....પરંતુ મારાં લગ્ન તો કોઈ રાજકુમાર સાથે જ થશે....રાજકુમારી શ્રેષ્ઠિપુત્ર સાથે કેવી રીતે પરણી શકે? ઓ ભગવાન્—હું કોઈ શ્રેષ્ઠિકન્યા હોત તો મારું સ્વપ્ન સાકાર બની શકત....હા, પરંતુ છેવટે નિર્ણાયક તો મારાં પોતાનાં પૂર્વોપાર્જિત શુભાશુભ કર્મ જ છે, ને?'

વિચારોમાં ખોવાયેલી સુરસુંદરી નિદ્રાધીન થઈ ગઈ.



અંગ દેશની રાજધાની ચંપાનગરી હતી.
ચંપા સુંદર અને સમૃદ્ધ નગરી હતી.

રાજા રિપુમર્દને ચંપાનગરીને સજાવી હતી. ચંપાની પ્રજામાં શિક્ષણ અને સંસ્કારો સિંચ્યા હતા. રાજા સ્વયં આર્હત ધર્મનો ઉપાસક હતો, પરંતુ અન્ય ધર્મો પ્રત્યે સહિષ્ણુ હતો. રાજામાં ન્યાયનિષ્ઠા હતી, પ્રજા પ્રત્યે વાત્સલ્ય હતું.

આજે રાજા રિપુમર્દનની રાજસભા નગરજનોથી ભરચક હતી. કારણ કે આજે રાજકુમારી સુરસુંદરી અને શ્રેષ્ઠિપુત્ર અમરકુમારના બુદ્ધિ-કૌશલની પરીક્ષા હતી!

રાજસિંહાસન પર મહારાજા રિપુમર્દન આરૂઢ થયા હતા. તેમની પાસેના જ આસન પર શ્રેષ્ઠિવર્ય ધનાવહ સુંદર વસ્ત્રો અને મૂલ્યવાન અલંકારો પહેરીને બેઠા હતા. મહારાજાની બીજીબાજુ પંડિત શ્રી સુબુદ્ધિ બિરાજમાન થયા હતા.

સુરસુંદરીએ શ્રેષ્ઠ વસ્ત્રોનું પરિધાન કર્યું હતું. કંઠમાં હાર, કાનોમાં કુંડલ, બે કરમાં મોતીનાં કંગન અને પગમાં નૂપુર ધારણ કર્યાં હતાં. આંખોમાં અંજન હતું અને હોઠ તાંબુલથી લાલ હતા... હજારો નયનો એની દેહદૃષ્ટિ પર મંડાયેલી હતી.

અમરકુમારે પણ પોતાના વૈભવને અનુરૂપ વસ્ત્રાલંકારો ધારણ કર્યા હતાં. તેનો દેહ સુદૃઢ હતો. તેની કાન્તિ દેદીપ્યમાન હતી. તેની આંખોમાં ચમક હતી. તેના લલાટે તેજનો અંબાર હતો.

રાજસભાનો પ્રારંભ સરસ્વતીની પ્રાર્થનાથી થયો.

રાજા રિપુમર્દને રાજસભાને ઉદ્દેશીને નિવેદન કર્યું :

'વ્હાલા સભાસદો અને નગરજનો, આજનો આ પ્રસંગ આપણા સહુ માટે આનન્દનો પ્રસંગ છે. આજે કુમારી સુરસુંદરીના બુદ્ધિકૌશલની અને શ્રેષ્ઠિશ્રી ધનાવહના નંદન અમરકુમારના બુદ્ધિવૈભવની પરીક્ષા થશે. આ બંનેએ મહાપંડિત શ્રી સુબુદ્ધિની પાઠશાળામાં અધ્યયન કરેલું છે. વિવિધ કળાઓમાં બંને પારંગત થયાં છે.

અનેક વિષયોમાં શ્રેષ્ઠ અધ્યયન કર્યું છે અને આર્હતધર્મના સિદ્ધાન્તોનું પણ સુંદર જ્ઞાન પ્રાપ્ત કરેલું છે.

આજે અહીં, સર્વપ્રથમ અમરકુમાર કોઈ બૌદ્ધિક સમસ્યા પ્રસ્તુત કરશે અને રાજકુમારી એ સમસ્યાને ઉકેલી નાંખશે.

અમરકુમાર ત્રણ સમસ્યાઓ પૂછશે, કુમારી એના પ્રત્યુત્તર આપશે. તે પછી કુમારી ત્રણ સમસ્યાઓ પૂછશે અને કુમાર એના પ્રત્યુત્તર આપશે... છેવટે હું એક–એક સમસ્યા અમરકુમારને તથા સુરસુંદરીને પૂછીશ... એનો જવાબ અમરકુમાર તથા સુરસુંદરી આપશે...આ રીતે આજનો કાર્યક્રમ રહેશે.'

રાજસભામાં હર્ષધ્વનિ થયો.

અમરકુમારે ઊભા થઈ સર્વપ્રથમ મહારાજાને પ્રણામ કર્યા. પછી પંડિતજીનાં ચરણોમાં વંદના કરી અને ત્યાર બાદ પિતાના આશીર્વાદ લીધા.

અમરકુમારે પોતાની સમસ્યા પ્રસ્તુત કરી :

'ત્રણ અક્ષરનો એક શબ્દ છે. એ શબ્દનો પહેલો અક્ષર બાદ કરતાં બાકી રહેલા બે અક્ષરોનો જે શબ્દ બને તે વસ્તુ કોઈએ કરવા જેવી નથી. ત્રણ અક્ષરના એ શબ્દમાંથી બીજો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તે વસ્તુ કોઈએ કહેવા જેવી નથી. અને એ ત્રણ અક્ષરના શબ્દમાંથી ત્રીજો અક્ષર જતાં બાકી રહેલા બે અક્ષરોનો જે શબ્દ

બને છે તેનો અર્થ લક્ષ્મીપતિ થાય છે... ત્રણ અક્ષરોને એ સંપૂર્ણ શબ્દ તમારાં નેત્રોની ઉપમાને યોગ્ય છે.'

સુરસુંદરી એકાગ્રતાથી સમસ્યા સાંભળી રહી હતી. તે ઊભી થઈ. તેણે મહારાજાનાં અને પંડિતનાં ચરણે પ્રણામ કર્યાં અને પ્રત્યુત્તર આપ્યો :

'તે ત્રણ અક્ષરનો શબ્દ 'હરિણ' છે !

હ–વિનાનો શબ્દ 'રિણ' બને છે. રિણનો અર્થ દેવું. તે કોઇએ કરવા જેવું નથી. રિ–વિનાનો શબ્દ થાય 'હણ.' આ શબ્દ હિંસાની આજ્ઞા કરનારો છે તેથી કોઇને કહેવા યોગ્ય નથી.' ણ–વિનાનો શબ્દ થાય હરિ. એનો અર્થ થાય કૃષ્ણ, તેઓ લક્ષ્મીના પતિ છે! તેમ જ સ્ત્રીઓનાં નેત્રોને હરિણની ઉપમા 'મૃગનયના' આપવામાં આવે છે!

સભાજનો ખુશ થઈ ગયા. કરતલધ્વનિ કર્યો. અમરકુમારે બીજી સમસ્યા પૂછી :

'ત્રણ અક્ષરના શબ્દમાંથી પહેલો અક્ષર બાદ કરતાં બાકીના બે અક્ષરોથી બનતો શબ્દ સફેદ પૃથ્વીકાય જણાવે છે. બીજો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તે કોઈ એક પંખિણીને જણાવે છે. ત્રીજો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને છે તેને સહુ કોઈ ઇચ્છે છે!'

સુરસુંદરી સમસ્યાપૂર્તિ કરે છે :

'તે શબ્દ છે સુખડી ! પહેલો અક્ષર બાદ કરતાં 'ખડી' શબ્દ બને છે. તે સફેદ પૃથ્વીકાય છે. બીજો

અક્ષર બાદ કરવાથી ‘સુડી’ શબ્દ થાય છે, તે એક જાતની પંખિણીનું નામ છે. ત્રીજો અક્ષર બાદ કરતાં ‘સુખ’ શબ્દ બને છે, તેને સહુ કોઈ ઈચ્છે છે!’

સભા આનંદથી ઝૂમી ઊઠી.

અમરકુમારે ત્રીજી સમસ્યા પૂછી :

‘ચાર અક્ષરનો એક એવો શબ્દ છે કે જે શબ્દનો પહેલો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તે પેટના શલ્યને સૂચવે છે. બીજો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તે બોલવા જેવો નથી. ત્રીજો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તેવા રહેવું એ કોઈના માટે સારું નથી. ચોથો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તેના જેવી આચાર્યદેવની વાણી હોય છે. અને આખો શબ્દ જે જણાવે છે તેને જપવાથી પાપોનો નાશ થાય છે, અને એ જિનશાસનનો સાર છે!’

સુરસુંદરીએ પળનોય વિલંબ કર્યા વિના કહ્યું :

એ ચાર અક્ષરનો શબ્દ છે **નવકાર**!

ન–વિનાનો શબ્દ રહે વકાર. તેનો અર્થ વિકાર અથવા ચૂંક થાય. તે પેટનું શલ્ય છે. વ–વિનાનો શબ્દ બને નકાર! આ શબ્દ કોઈને પણ સારા કામમાં કહેવા જેવો નથી. કા–વિનાનો શબ્દ રહે નવર. આ શબ્દ નવરાપણું જણાવે છે. કોઈ માણસ નવરો રહે તે સારું નથી. ર–વિનાનો શબ્દ બને નવકા. આનો અર્થ થાય નૌકા. આચાર્યદેવની વાણી સંસારસાગરમાં ડૂબતા જીવોને

તારવા માટે નૌકા સમાન હોય છે. આ નવકારમંત્ર જિનશાસનનો સાર છે !'

ત્રણે સમસ્યાઓના તદ્દન સાચા ઉકેલ સુરસુંદરીએ આપ્યા. રાજારાણી અને સહુ સભાજનોએ સુરસુંદરીને લાખ લાખ ધન્યવાદ આપ્યા.

હવે સુરસુંદરીએ સમસ્યા પૂછવાનો પ્રારંભ કર્યો.

'ત્રણ અક્ષરનો એક શબ્દ છે. પહેલો અક્ષર જતાં જે શબ્દ બને તેને હૃદયમાંથી દૂર કરી દેહને પવિત્ર બનાવવો જોઈએ. બીજો અક્ષર જતાં જે શબ્દ બને તે બળથી પણ અધિક છે અને તેનાથી સહુ કોઇને જીતી શકાય છે. ત્રીજો અક્ષર જતાં જે શબ્દ બને તે પોત-પોતાનું હોય તો સૌને વહાલું લાગે છે ! અને આ ત્રણ અક્ષરોથી બનતો સંપૂર્ણ શબ્દ તમારા મુખની ઉપમાને યોગ્ય છે !'

અમરકુમારે તુર્ત જ જવાબ આપ્યો :

'ત્રણ અક્ષરનો આ શબ્દ છે કમલ !'

ક-જવાથી 'મલ' શબ્દ બને. મલ એટલે મેલ. તેને હૃદયમાંથી કાઢવાથી મન નિર્મળ થાય છે અને તન પણ નિર્મળ થાય છે. મ-જવાથી 'કલ' શબ્દ બને. કલ એટલે કલા. બળથી ન જીતી શકાય એવા પણ માણસોને કલાથી જીતી શકાય, માટે તે બળથી અધિક છે. લ-જવાથી 'કમ' શબ્દ બને. તેનો અર્થ થાય કામ. કામ

તો સૌને પોતપોતાનું પ્રિય હોય જ છે. તેમજ સુખને કમલની ઉપમા અપાય છે, તે વાત જાણીતી છે!'

રાજસભામાં આનંદના પોકારો થયા!

સુરસુંદરીએ બીજી સમસ્યા પૂછી:

'ત્રણ અક્ષરનો એક શબ્દ છે. પહેલો અક્ષર જતાં જે શબ્દ બને છે તેનો અર્થ 'ઊભી રહેલી' એવો થાય છે. બીજો અક્ષર જતાં જે શબ્દ બને છે તેનો અર્થ 'વિધવા' થાય છે. ત્રીજો અક્ષર જતાં જે શબ્દ બને છે તેનો અર્થ અનાજમાં નાંખવાની વસ્તુ થાય છે કે જેનાથી અનાજનું રક્ષણ થાય છે.'

અમરકુમારે જવાબ આપ્યો:

'તે ત્રણ અક્ષરનો શબ્દ છે રાખડી!

રા-જવાથી 'ખડી' શબ્દ બને. તેનો અર્થ 'ઊભી રહેલી' થાય છે. ખ-જતાં 'રાડી' શબ્દ બને. તેનો અર્થ 'રાંડેલી' થાય. એટલે કે વિધવા થાય. ડી-જવાથી 'રાખ' શબ્દ બને. રાખ અનાજમાં નાંખવાથી અનાજનું રક્ષણ થાય છે.'

લોકોએ હર્ષધ્વનિ કર્યો.

સુરસુંદરીએ ત્રીજી સમસ્યા પૂછી:

'ત્રણ અક્ષરનો એક શબ્દ છે. તેનો પહેલો અક્ષર જતાં જે શબ્દ બને તે વિવાહના પ્રસંગે પ્રથમ કરાય છે. બીજો અક્ષર જતાં જે શબ્દ બને તે જો ઘરના આંગણે

હોય તો દૂધ અને ઘીનું સુખ મળે છે. ત્રીજો અક્ષર જતાં જે શબ્દ બને છે તે કરવાથી તે દુર્ગતિ પમાડે છે! અને સંપૂર્ણ શબ્દનો અર્થ તમારાં ચરણોમાં જોવાય છે!'

કુમારે પળનાય વિલંબ વિના કહ્યું:

'તે ત્રણ અક્ષરનો શબ્દ છે પાવડી!

પા–જતાં 'વડી' શબ્દ બને છે. વડી લગ્નમાં પહેલી કરાય છે. વ–જતાં 'પાડી' શબ્દ બને છે. તે ઘરનાં આંગણે હોય તો દૂધ–ઘી મળે છે. ડી–જતાં 'પાવ' શબ્દ બને છે. તેનો અર્થ પાપ થાય છે. તે કરવાથી દુર્ગતિ મળે છે. અને પાવડી તો પગમાં પહેરાય છે તે સહુ જાણે છે!'

સભાગૃહ આનંદથી નાચી ઊઠ્યું. લોકોએ અમરકુમારને ખૂબ અભિનંદન આપ્યાં. રાજાએ પણ બંનેને ધન્યવાદ આપ્યા અને કહ્યું. 'હવે હું તમને પ્રશ્ન પૂછું છું. પહેલાં અમરકુમારે પ્રત્યુત્તર આપવાનો છે:

'સરોવરનો સાર શો? દાનવવંશનો વિખ્યાત રાજા કોણ? સદાય સૌભાગ્યવતી નારી કઈ? અને મારવાડના માણસો કયા વેશથી ઓળખાય છે? આ ચારેય પ્રશ્નોનો એક જ શબ્દથી પ્રત્યુત્તર આપો.'

અમરકુમારે પલભર વિચારીને કહ્યું: 'મહારાજા, એનો પ્રત્યુત્તર છે: 'કંબલિવેશા'

- 'કં'નો અર્થ 'પાણી' થાય છે. પાણી જ સરોવરનો સાર છે.
- 'બલિ' નામનો દાનવવંશનો વિખ્યાત રાજા થઈ ગયો છે.
- 'વેશ' એટલે વેશ્યા. એ જ સદા સૌભાગ્યવતી નારી છે.
- મારવાડના માણસો કાંબલીથી ઓળખાય છે માટે તે 'કંબલિવેશા' કહેવાય છે.

રાજાએ કહ્યું, 'તદ્દન સત્ય છે તમારો પ્રત્યુત્તર!'

રાજસભાએ 'ધન્ય...ધન્ય'ના પોકારો કર્યા. રાજાએ સુરસુંદરીને પ્રશ્ન કર્યો.

'કાવ્યનો રસ કયો? ચકવાને દુઃખ દેનાર કોણ? અસતી તથા વેશ્યાને કયો પુરુષ પ્રિય હોય છે? આ ત્રણ પ્રશ્નોનો પ્રત્યુત્તર એક જ શબ્દથી આપ!'

સુરસુંદરીએ કહ્યું 'અત્થમંત'!

- અત્થમંત એટલે અર્થવાળું. જે કાવ્ય અર્થ વિનાનું હોય તે કાવ્ય નથી. એટલે કાવ્યનો રસ એનો અર્થ છે.
- 'અત્થમંત'નો અર્થ 'આથમતો' પણ થાય છે. આથમતો સૂર્ય ચકવાને દુઃખ આપે છે. કારણ કે સૂર્ય આથમતાં ચકવા–ચકવીનો વિયોગ થઈ જાય છે.



મહારાજા રિપુમર્દનનો એ શયનકક્ષ હતો.

શયનકક્ષ સુંદર હતો, સુશોભિત હતો.

રાત્રિનો પ્રથમ પ્રહર હતો.

મહારાજા રિપુમર્દન સુવર્ણના રત્નજડિત પલ્યંક પર આડા પડચા હતા. મહારાણી રતિસુંદરી પલંગ પાસે જ ભદ્રાસન પર બેઠાં હતાં. બંનેના મુખ પર ચિન્તાજન્ય ગંભીરતા છવાયેલી હતી; હવામાં ફરફર થતી દીપકની જ્યોત રાજારાણીનાં ચંચળ ચિત્તની ચાડી ખાતી હતી.

એકની એક લાડકવાયી પુત્રી સુરસુંદરીના

સુખનો – ભાવિ સુખનો વિચાર બંને માતા-પિતા કરી રહ્યાં હતાં. પુત્રી પર પ્રેમ હતો એટલે પુત્રી દુઃખી ન થાય, એની ચિંતા માતા-પિતાને થાય જ. રાજાએ આસપાસનાં રાજ્યોમાં અને દૂર દૂરનાં રાજ્યોમાં પોતાના ચતુર દૂતોને મોકલીને સુરસુંદરી માટે સુયોગ્ય રાજકુમારોની તપાસ કરાવી હતી. દૂતો રાજકુમારોનાં ચિત્રો લઈ આવ્યા હતા અને એમનો પરિચય મેળવી આવ્યા હતા. રાજાની સમક્ષ તેમણે એ બધું રજુ કર્યું હતું... પરંતુ રાજાને એમાંથી એકેય રાજકુમાર સુરસુંદરીના પતિરૂપે પસંદ ન પડયો.

કોઈ રાજકુમાર રૂપવાન હતો તો ગુણવાન નહોતો !
કોઈ રાજકુમાર ગુણવાન હતો તો રૂપવાન નહોતો !

કોઈ રાજકુમાર રૂપ–ગુણથી યુક્ત હતો તો પરાક્રમી નહોતો !

કોઈ પરાક્રમી હતો તો જિનધર્મને માનનારો ન હતો !
કોઇ જિનધર્મને માનનારો હતો... પરંતુ રૂપવાન ન હતો !

કોઇ કુમાર ધર્માત્મા હતો, તો તે કુળવાન ન હતો !
રાજા તો પોતાની વ્હાલી પુત્રી માટે એવો વર શોધતો હતો કે જેનામાં રૂપ, ગુણ, પરાક્રમ, કુળ અને ધર્મ...આ બધું હોય. જે જે વિશેષતાઓ સુરસુંદરીમાં હતી તે બધી વિશેષતાઓ સહિત વર જોઇતો હતો. કારણ કે રાજાની આ દૃઢ માન્યતા હતી કે ' પતિ અને પત્નીમાં

० 'અત્થમંત' એટલે અર્થવાળો–ધનવાન ! ધનવાન પુરુષ જ અસતી તથા વેશ્યાને પ્રિય હોય છે.'

રાજસભામાં આનંદનો મહોદધિ ઉછળવા લાગ્યો.

મહારાજાએ અમરકુમારને મૂલ્યવાન રત્નાહારની ભેટ આપી. સુરસુંદરીને રત્નજડિત કંકણ ભેટ આપ્યાં.

પંડિત સુબુદ્ધિને કીમતી વસ્ત્રાલંકારો ભેટ આપીને તેમનું આદરપૂર્વક સ્વાગત કર્યું. શ્રેષ્ઠિ ધનાવહે ઊભા થઈને સુરસુંદરીના મસ્તકે મણિ–માણેક જડેલો સુંદર મુગટ પહેરાવ્યો અને અમરકુમારને રત્નજડિત મ્યાનવાળું ખડ્ગ ભેટ આપ્યું. પંડિતને સોનાના સિક્કાઓથી ભરેલી થેલી અર્પણ કરી.

મહારાજાએ ગદ્‌ગદ્ સ્વરે નિવેદન કર્યું ;

'આજે મારું મન સંતુષ્ટ થયું છે. અમરકુમાર અને રાજકુમારીનો બુદ્ધિવૈભવ અદ્‌ભુત છે. તેમની બુદ્ધિ અને તેમનું જ્ઞાન તેમની જીવનયાત્રામાં ઉપયોગી બનશે, ધર્મપુરુષાર્થમાં ઉપયોગી બનશે. પરમાર્થ–પરોપકારનાં કાર્યોમાં ઉપયોગી બનશે. હું આ બંને ઉપર પ્રસન્ન થયો છું... આ યશ મળે છે પંડિત શ્રી સુબુદ્ધિને. તેઓએ સંપૂર્ણ ખંતથી છાત્ર–છાત્રાઓને સુંદર અધ્યયન કરાવ્યું છે. હું તેમને કાયમ માટે રાજસભામાં માનવંતું સ્થાન આપું છું અને 'રાજરત્ન'ની પદવી આપું છું.'

સભાનું વિસર્જન થયું.

સહુ સભાસદો અને નગરજનો અમરકુમાર તથા સુરસુંદરીની પ્રશંસા કરતાં–કરતાં વિખરાયાં.

શ્રેષ્ઠિ ધનાવહ અમરકુમારની સાથે રથમાં બેસીને પોતાની હવેલીએ પહોંચ્યા. મહારાજા રાજપરિવાર સાથે સુરસુંદરીને લઈને રથારૂઢ થઈ રાજમહેલે પહોંચ્યા.

રાજાના મનમાં હવે સુરસુંદરીના ભાવિ–જીવનના વિચારો ગતિશીલ થઈ ગયા. વહેલામાં વહેલા, સુરસુંદરીના હાથ પીળા કરવાનો એમણે નિર્ણય કર્યો.

રૂપની, ગુણની, ધર્મની, કુળની અને સ્વભાવની સમાનતા હોય તો જ તેમનો ગૃહસંસાર સુખમય બને. તેમનો ધર્મપુરુષાર્થ નિર્વિઘ્ન બને અને જીવનયાત્રા નિરાપદ બને.'

રિપુમર્દન અને રતિસુંદરીમાં આ બધી સમાનતા હતી, માટે તેઓનું ગૃહસ્થજીવન નિરાપદ હતું. તેમનો ધર્મપુરુષાર્થ નિર્વિઘ્ન હતો અને સુરસુંદરીનું આંતર-બાહ્ય ઘડતર તેઓ શ્રેષ્ઠકોટિનું કરી શકયાં હતાં.

આજે આ દંપતી ચિન્તામગ્ન બન્યાં હતાં. હવે તેઓ સુરસુંદરીના લગ્નમાં વિલંબ કરવા નહોતાં ઇચ્છતાં. સુરસુંદરીની વય તો લગ્ન માટે સુયોગ્ય હતી જ, પરંતુ તેનું યૌવન એની વય કરતાં પણ વિશેષ સુખરિત બન્યું હતું. આવી યુવાવસ્થામાં પ્રવેશેલી કન્યાને પિતૃગૃહે રખાય નહીં—આ વાતમાં રાજા રાણી બંને સંમત હતાં પરંતુ શ્વસુરગૃહ મળતું ન હતું!

'નાથ, આપ ચાહો છો એવી બધી જ યોગ્યતાવાળો વર ન મળે તો પછી એક-બે યોગ્યતા ન હોય પરંતુ બીજી યોગ્યતાઓ હોય તેવો કુમાર પસંદ કરો તો?'

'તો સુંદરી દુઃખી થાય! કઇ યોગ્યતાને ગૌણ કરવી તે જ મને નથી સમજાતું.'

'છેવટે, સુખ–દુઃખનો આધાર તો જીવનાં પોતાનાં જ શુભાશુભ કર્મ છે ને?'

'તમારી વાત સાચી છે દેવી, છતાં દીકરીને એનાં પ્રારબ્ધ પર છોડી તો ન દેવાય ને? આપણાથી શક્ય એવો બધો જ પ્રયત્ન કરી લેવો જોઇએ.'

'પણ એવો વર ન જ મળતો હોય તો?' રતિસુંદરીએ પૂછયું.

'મળે છે...એવો એક સુયોગ્ય વર!'

'કોણ?'

'તે રાજકુમાર નથી! રાજવંશ નથી!'

'તો?'

'એ છે શ્રેષ્ઠિપુત્ર...વણિકવંશનો છે.'

રતિસુંદરી વિચારમાં પડી ગઈ. તેણે રાજાની સામે જોયું ને પૂછયું:

'તેનામાં આપ ચાહો છો તેવી બધી જ યોગ્યતા છે?'

'હા, એનામાં બધી જ યોગ્યતાઓનો સમન્વય થયેલો છે અને મેં મારી દૃષ્ટિએ જોયેલો છે...તમે પણ જોયો છે અને સુંદરીએ પણ જોયેલો છે!

'કોણ?'

'અમરકુમાર!'

'શ્રેષ્ઠિ ધનાવહનો પુત્ર અમર?'

'હા, સુંદરી અને અમર બંને એક જ પાઠશાળામાં ભણેલાં છે એકબીજાને ઓળખે છે. અને મેં તો આજે રાજસભામાં અમરને એ દૃષ્ટિએ જ જોવાનો પ્રયત્ન કર્યો

હતો કે એ મારી પુત્રીને માટે સુયોગ્ય વર બનવાની યોગ્યતા ધરાવે છે કે કેમ. અને મારી દૃષ્ટિ ઠરી છે એના ઉપર! માત્ર પ્રશ્ન એટલો જ છે કે એ રાજકુમાર નથી!'

'હું અમરની માતા ધનવતીને જાણું છું. મને અવારનવાર મળે છે. ખૂબ સુશીલ સન્નારી છે. એણે અમરને શ્રેષ્ઠ સંસ્કારો આપ્યા જ હશે.'

'અને પાઠશાળાના પંડિત સુબુદ્ધિ અમરની બુદ્ધિની અને એના જ્ઞાનની પ્રશંસા કરતાં ધરાતા નથી. આજે રાજસભામાં પણ એ તેજસ્વી રત્નની જેમ પ્રકાશ્યો હતો. શેઠ ધનાવહની પાસે અઢળક સંપત્તિ છે. નગરમાં તેઓ લોકપ્રિય, ગણમાન્ય અને ધર્મનિષ્ઠ શ્રેષ્ઠિ તરીકે પ્રસિદ્ધ છે. તેમનું કુળ ઉચ્ચ છે, તેમની સાત પેઢીની ખાનદાની છે. રાજ્ય સાથે તેમના સંબંધો સારા છે. એટલે, બધી રીતે વિચારતાં કોઈ ઊણપ જોવા મળતી નથી. બસ એક જ વાત કે છે તે રાજપરિવાર નથી!'

'તો શું થઈ ગયું? જો દીકરી સુખી થતી હોય તો.'

'સંબંધી રાજાઓ આલોચના કરશે! 'શું કોઈ રાજકુમાર ન મળ્યો કે શ્રેષ્ઠિપુત્ર સાથે રાજકન્યાને પરણાવી? એમ બોલશે.'

'ભલે બોલે, બોલનારા તો બોલશે. આપણે તો સુંદરીનું હિત પહેલાં જોવાનું.' રતિસુંદરીને અમરકુમારની સાથે સુંદરીનો વિવાહ થાય, તે ગમી ગયું.

'જો તમને આ વાત ગમતી હોય તો નક્કી કરી દઉં સંબંધ!'

'મને તો ગમે છે...પણ આપને...'

'દીકરીના વિષયમાં નિર્ણય માતાનો માન્ય થવો જોઇએ!'

'મારે મન તો આપનો નિર્ણય એ જ મારો નિર્ણય છે! મારા કરતાં આપ વધુ સારી રીતે વિચારી શકો છો. મારામાં કયાં એટલી બધી બુદ્ધિ છે!'

'જો બુદ્ધિ ન હોત તો આપણો સંસાર આટલો સુખમય ન હોત દેવી!'

રાજા-રાણીએ નિર્ણય કરી લીધો.

સુરસુંદરી તો નિદ્રાધીન થઈ ગઈ હતી.

અમરકુમાર માટે આ વાત કલ્પના બહારની હતી.

શ્રેષ્ઠિ ધનાવહ અને શેઠાણી ધનવતી તો કલ્પના નહીં, સ્વપ્ન પણ જોઇ શકયાં ન હતાં કે સુરસુંદરી એમના ઘરમાં પુત્રવધૂ બનીને આવે!

જ્યારે પુણ્યકર્મનો ઉદય થાય છે ત્યારે ન ધારેલું સુખ મનુષ્યને આવી મળતું હોય છે. જ્યારે પાપકર્મ ઉદયમાં આવે છે ત્યારે ન કલ્પેલું દુઃખ મનુષ્યના માથે તૂટી પડતું હોય છે.

બીજા દિવસે પ્રભાતે જ્યારે શ્રેષ્ઠિ ધનાવહ પ્રાભાતિક કાર્યોથી પરવારીને ઉપાશ્રયે ધર્મપ્રવચન-શ્રવણ કરવા માટે

જવાની તૈયારી કરતા હતા ત્યાં હવેલીના પ્રાંગણમાં રથ આવીને ઊભો. રથમાંથી મહામંત્રી ઊતર્યા અને હવેલીની સોપાનપંક્તિ ચઢવા લાગ્યા.

શ્રેષ્ઠિ મહામંત્રીનું સ્વાગત કરવા સામે દોડયા. મહામંત્રીનો હાથ પકડી મંત્રણાગૃહમાં લઈ આવ્યા. મહામંત્રીનું ઉચિત સ્વાગત કરીને પૂછ્યું :

'આજે કંઈ આ ઝૂંપડીને પાવન કરી ? આજ્ઞા પ્રદાન કરો મારે યોગ્ય.' શ્રેષ્ઠિ ધનાવહે પોતાની સહજ મીઠી જબાને વાત કરી.

'ધનાવહ શેઠ, હું તમને તેડવા આવ્યો છું. મહારાજાએ મને મોકલ્યો છે માટે રથમાં બેસી જાઓ.'

ધનાવહ શેઠ વિચારમાં પડયા. મહામંત્રી બોલ્યા :

'ચિંતા ન કરો શેઠ, હું અહીં આવવા નીકળ્યો ત્યારે શુભ શુકન થયા છે !' શેઠનો હાથ પકડીને મહામંત્રી મંત્રણાગૃહની બહાર આવ્યા. શેઠે અમરકુમારને કહ્યું : 'વત્સ, હું રાજમહેલે જાઉં છું. મહારાજાએ મને યાદ કર્યો છે.'

મહામંત્રીની સાથે શેઠ રથમાં બેસી ગયા. રથ રાજમહેલ તરફ દોડવા લાગ્યો. દોડયા જતા રથ તરફ અમરકુમાર જોઈ રહ્યો.

એ ક્યાં જાણતો હતો કે એ રથમાં એનું ભાગ્ય દોડી રહ્યું છે ! એના આન્તર-મનની ઝંખના સાકાર કરવા એનું ભાગ્ય શેઠને રાજમહેલે લઇ ગયું છે !

શ્રેષ્ઠિ ધનાવહને લઇ મહામંત્રી રાજમહેલે આવ્યા. રથમાંથી ઊતરી બંને મહાનુભાવો મહારાજાના મંત્રણા-ગૃહમાં પ્રવેશ્યા.

'પધારો શ્રેષ્ઠિવર્ય ! મહારાજાએ ધનાવહ શેઠનું ઊભા થઈને સ્વાગત કર્યું અને પોતાની પાસે જ આગ્રહ કરીને બેસાડ્યા. મહામંત્રી મહારાજાની અનુમતિ લઇને ત્યાંથી ચાલ્યા ગયા.

'આજ્ઞા કરો મહારાજા, સેવકને કેમ યાદ કર્યો ?

'મારે તમને એક વાત કરવી છે, જો તમને એ વાત પ્રિય લાગે તો મારી વાત સ્વીકારવાની છે.'

'મહારાજા, આપ તો અમારા નાથ છો, સર્વસ્વ છો, પ્રજાવત્સલ છો. આપ જે કહેશો તે મારા હિત માટે જ હશે, એવી મને શ્રદ્ધા છે. આપ આજ્ઞા પ્રદાન કરો.'

'હું આજ્ઞા નથી કરતો...એક યાચના કરું છું !

'આપને આ તુચ્છ સેવક પાસે યાચના કરવાની હોય ? આપે તો આજ્ઞા જ કરવાની હોય !'

'ધનાવહ શેઠ, હું મારી-પુત્રી સુરસુંદરી-માટે તમારા સુપુત્ર અમરકુમારની માંગણી કરું છું. અમરકુમારને મેં ગઇ કાલે રાજસભામાં જોયો છે, પરખ્યો છે. સુરસુંદરી માટે એ સુયોગ્ય વર છે. કહો, મેં તમને આ પ્રયોજનથી જ અહીં બોલાવ્યા છે.'

'ઓ મારા સ્વામિન્ ! આપના મુખમાં સાકર હોજો ! આપના આ પ્રસ્તાવ પર મારે ક્ષણનોય વિચાર કરવો નથી. આપનો પ્રસ્તાવ હું સહર્ષ સ્વીકારું છું. સુરસુંદરી મારી પુત્રવધૂ બનીને મારી હવેલીમાં આવશે. મારી હવેલીને પ્રકાશિત કરશે. કાલે મેં પણ રાજસભામાં સુરસુંદરીને જોઇ છે. રૂપ, ગુણ, કલા અને વિનય–વિવેક તેના શણગાર છે !'

'શેઠ, તમે મારી વાત સ્વીકારી તેથી હું અતિ પ્રસન્ન થયો છું. તમે અહીં બેસો, હું સુરસુંદરીની માતાને આ શુભ સમાચાર આપીને આવું છું. એ આ સમાચાર જાણીને હર્ષવિભોર થઈ જશે.'

મહારાજા ત્વરાથી રતિસુંદરીના ખંડમાં પહોંચ્યા. અને પ્રસન્નચિત્તે...પ્રસન્ન–વદને બોલ્યા :

'દેવી, ધનાવહ શેઠે મારી વાત સહર્ષ માની લીધી છે. બોલ બોલાઇ ગયા છે. અમરકુમાર આપણો જમાઇ બને છે !'

'ઘણું ઉત્તમ કામ થયું નાથ ! મારી સર્વ ચિન્તાઓ દૂર થઇ ગઇ... મને જાણે સ્વર્ગનું સુખ મળી ગયું...'

'તો હું જાઉં છું...શેઠ બેઠા છે...આ તો હું તમને શુભ સમાચાર આપવા દોડી આવ્યો હતો.'

'પધારો આપ... હું સુરસુંદરીને આ સમાચાર આપું છું...'

મહારાજા શેઠની પાસે આવ્યા.

'શેઠ, મહારાણી આ સમાચાર સાંભળીને આનન્દિત થયાં છે.'

'મહારાજા, તો હવે લગ્નમાં સહેજે વિલંબ ન કરવો જોઇએ!'

'સાચી વાત છે. રાજપુરોહિતને બોલાવીને લગ્નનું મુહૂર્ત પૂછી લઈએ.'

'હા જી, શુભસ્ય શીઘ્રમ્! શુભ કાર્યમાં વિલંબ ન કરવો જોઇએ.'

'તો આવતી કાલે તમે આ સમયે અહીં આવી જજો. હું રાજપુરોહિતને બોલાવી લઇશ.'

'જેવી આપની આજ્ઞા. હવે હું અનુમતિ માગું છું, ઘરે જઇને અમરની માતાને આ સમાચાર આપીશ ત્યારે તેને કેટલો બધો આનંદ થશે!'

'હા, તમે ઘરે જાઓ, પણ રથમાં જ જજો. રથ બહાર ઊભો જ છે.'

મહારાજાએ મહેલના દ્વાર સુધી જઇને વેવાઇને વિદાય આપી. શેઠ રથમાં બેસીને પોતાની હવેલી તરફ ઊપડી ગયા.

'કેવો સરલ... વિનમ્ર અને વિવેકી શ્રેષ્ઠિ છે...!' રાજા સ્વગત બોલી ઊઠયા. 'મને એક સજજન સ્નેહી મળી ગયો...' રાજા ચાલ્યા જતા રથ તરફ જોઇને બોલ્યા.

રથ દેખાતો બંધ થયો... અને મહારાજા મહેલમાં આવ્યા. તેઓ રતિસુંદરીના ખંડમાં પહોંચ્યા. ત્યાં રતિસુંદરી અને સુરસુંદરી ઊભાં થઇ ગયાં.

'શેઠને મહેલના દ્વાર સુધી વળાવી આવ્યો.'

'વેવાઈનું માન તો જાળવવું જ જોઇએ ને!'

'આપણને એક સાચો સ્નેહી–સ્વજન મળ્યો દેવી! ધનાવહ શ્રેષ્ઠિ ઉત્તમ પુરુષ છે...'

'અને અમરકુમાર?' રતિસુંદરી સુરસુંદરી સામે જોઇને હસી પડી.



જ્યારે મનુષ્યની કોઇ મેઘધનુષ્યના રંગોથી રંગાયેલી મધુર કલ્પના સાકાર બને છે ત્યારે તે ખુશીથી ઝુમી ઊઠે છે... આનન્દની પાંખે ઊડવા માંડે છે. એને આ ધરતી સ્વર્ગ ભાસે છે.

જ્યારે રાણી રતિસુંદરીએ પુત્રીને વધામણી આપી, 'અમરકુમાર સાથે તારાં લગ્ન કરવાનું નક્કી થઈ ગયું છે...' પલભર સુંદરી શંકાથી માતા તરફ જોઈ રહી. 'શું માતા મારા મનને વાંચીને મારો ઉપહાસ તો નથી કરતી?' રતિ-સુંદરીએ જ્યારે ખાતરી કરાવી ત્યારે સુરસુંદરીને વિશ્વનું સર્વશ્રેષ્ઠ સુખ મળી ગયાનો હર્ષ થયો...

માતાની સમક્ષ એ હર્ષને એણે વ્યક્ત ન થવા દીધો... એ હર્ષ તો સખીઓની વચ્ચે ઠાલવવાનો હોય છે !

પ્રિયના સંયોગની કલ્પના શું અફીણના નશા જેવી નથી હોતી ? હૃદયનાં હેત જેના પર વર્ષોથી અભિષિક્ત થતાં હોય...તે હૃદયના દેવનું સાંનિધ્ય...સાહચર્ય પ્રાપ્ત થવાની જ્યારે શરણાઈઓ વાગે ત્યારે શું મોહનો નશો ન ચઢે ?

સુરસુંદરીને લાગ્યું કે એ ધરતી પર ઊભી રહી નહીં શકે...એ દોડી ગઈ પોતાના શયનખંડમાં...દ્વાર બંધ કર્યાં...અને પલંગમાં આળોટી પડી. 'અમર...અમર...' એનું મન પોકારી ઊઠયું. એનું હૈયું ધબકી ઊઠયું...

ન ધારેલું સુખ એના દ્વારે ટકોરા દઈ રહ્યું હતું. ન કલ્પેલાં શુભ કર્મોએ એના પર મહેર કરી હતી...એ અમર સાથેના સહજીવનની કલ્પનાઓમાં ખોવાઈ ગઈ...

એનું શ્રદ્ધાળુ હૃદય બોલી ઊઠયું. 'સુંદરી, તારી પરમાત્મભક્તિનું આ તો પહેલું પારિતોષિક છે ! હજુ તો તને આના કરતાંય ચઢિયાતાં સુખો મળવાનાં છે !

એનું વિશ્વાસસભર હૈયું બોલી ઊઠયું. 'સુંદરી આ તો ગુરુજનોના અંતરના આશીર્વાદ તારા પર વરસ્યા છે... જોજે....સુખોના પુષ્કરાવર્ત મેઘના પ્રવાહમાં તણાઈ ન જતી !'

એનું તત્ત્વજ્ઞાન એને સમજાવવા લાગ્યું. 'સુંદરી, પુણ્યકર્મના ઉદય જ્યારે આવે ત્યારે સુખનાં સ્વયંભૂરમણ

સમુદ્ર ઊછળે! પરંતુ એ ઉદય શાશ્વત્ ન હોય...ક્ષણિક હોય...'

એ પલંગમાંથી નીચે ઊતરી. તેણે વસ્ત્રપરિવર્તન કર્યું. દ્વાર ખોલીને તે બહાર આવી. માતાની પાસે પહોંચી.

'મા, મને સુવર્ણના થાળમાં ઉત્તમ ફળ આપ. ઉત્તમ મીઠાઈ આપ... હું પરમાત્માના મંદિરે જઈશ...'

'વળતાં બેટી, ગુરુદેવના ઉપાશ્રયે જજે. ગુરુદેવને વંદના કરીને આવજે...'

'અને ત્યાંથી સાધ્વીજી સુવ્રતાને ઉપાશ્રયે જઈશ...'

રતિસુંદરીએ થાળ તૈયાર કર્યો. દાસીને સાથે જવા આજ્ઞા કરી. સુરસુંદરી થાળ લઈને દાસીની સાથે રથમાં બેસીને જિનમંદિરે પહોંચી.

વીતરાગ સર્વજ્ઞ પરમાત્માનાં દર્શન કરતાં તે ગદ્ગદ થઈ ગઈ. તેની રોમરાજી વિકસ્વર થઈ ગઈ. તેની પલકો હર્ષાશ્રુથી ભીની થઈ ગઈ. તેણે મધુર સ્વરે સ્તવના કરી. પરમાત્માની સમક્ષ ફળ અને નૈવેદ્ય સમર્પિત કર્યાં.

હૈયે શ્રદ્ધાનું–ભક્તિનું અમૃત ભરી સુરસુંદરી ગુરુદેવના ઉપાશ્રયે પહોંચી. વિધિવત્ વંદના કરી. ગુરુદેવે 'ધર્મલાભ'નો આશીર્વાદ આપ્યો...સુરસુંદરી નતમસ્તકે ઊભી રહી. ગુરુદેવે કહ્યું :

'મને સમાચાર મળી ગયા છે વત્સે! જિનશાસનને તમે બંને પામેલાં છો. એવી રીતે જીવજો...કે જેથી સ્વ-

માતાની સમક્ષ એ હર્ષને એણે વ્યક્ત ન થવા દીધો... એ હર્ષ તો સખીઓની વચ્ચે ઠાલવવાનો હોય છે!

પ્રિયના સંયોગની કલ્પના શું અફીણના નશા જેવી નથી હોતી? હૃદયનાં હેત જેના પર વર્ષોથી અભિષિક્ત થતાં હોય...તે હૃદયના દેવનું સાંનિધ્ય...સાહચર્ય પ્રાપ્ત થવાની જ્યારે શરણાઈઓ વાગે ત્યારે શું મોહનો નશો ન ચઢે?

સુરસુંદરીને લાગ્યું કે એ ધરતી પર ઊભી રહી નહીં શકે...એ દોડી ગઈ પોતાના શયનખંડમાં...દ્વાર બંધ કર્યાં...અને પલંગમાં આળોટી પડી. 'અમર...અમર...' એનું મન પોકારી ઊઠ્યું. એનું હૈયું ધબકી ઊઠ્યું...

ન ધારેલું સુખ એના દ્વારે ટકોરા દઈ રહ્યું હતું. ન કલ્પેલાં શુભ કર્મોએ એના પર મહેર કરી હતી...એ અમર સાથેના સહજીવનની કલ્પનાઓમાં ખોવાઈ ગઈ...

એનું શ્રદ્ધાળુ હૃદય બોલી ઊઠ્યું. 'સુંદરી, તારી પરમાત્મભક્તિનું આ તો પહેલું પારિતોષિક છે! હજુ તો તને આના કરતાંય ચઢિયાતાં સુખો મળવાનાં છે!

એનું વિશ્વાસસભર હૈયું બોલી ઊઠ્યું. 'સુંદરી આ તો ગુરુજનોના અંતરના આશીર્વાદ તારા પર વરસ્યા છે... જોજે...સુખોના પુષ્કરાવર્ત મેઘના પ્રવાહમાં તણાઈ ન જતી!'

એનું તત્ત્વજ્ઞાન એને સમજાવવા લાગ્યું. 'સુંદરી, પુણ્યકર્મના ઉદય જ્યારે આવે ત્યારે સુખના સ્વયંભૂરમણ

સમુદ્ર ઊછળે! પરંતુ એ ઉદય શાશ્વત્ ન હોય...ક્ષણિક હોય...'

એ પલંગમાંથી નીચે ઊતરી. તેણે વસ્ત્રપરિવર્તન કર્યું. દ્વાર ખોલીને તે બહાર આવી. માતાની પાસે પહોંચી.

'મા, મને સુવર્ણના થાળમાં ઉત્તમ ફળ આપ. ઉત્તમ મીઠાઈ આપ... હું પરમાત્માના મંદિરે જઈશ...'

'વળતાં બેટી, ગુરુદેવના ઉપાશ્રયે જજે. ગુરુદેવને વંદના કરીને આવજે...'

'અને ત્યાંથી સાધ્વીજી સુવ્રતાને ઉપાશ્રયે જઈશ...'

રતિસુંદરીએ થાળ તૈયાર કર્યો. દાસીને સાથે જવા આજ્ઞા કરી. સુરસુંદરી થાળ લઈને દાસીની સાથે રથમાં બેસીને જિનમંદિરે પહોંચી.

વીતરાગ સર્વજ્ઞ પરમાત્માનાં દર્શન કરતાં તે ગદ્ગદ થઈ ગઈ. તેની રોમરાજી વિકસ્વર થઈ ગઈ. તેની પલકો હર્ષાશ્રુથી ભીની થઈ ગઈ. તેણે મધુર સ્વરે સ્તવના કરી. પરમાત્માની સમક્ષ ફળ અને નૈવેદ્ય સમર્પિત કર્યાં.

હૈયે શ્રદ્ધાનું–ભક્તિનું અમૃત ભરી સુરસુંદરી ગુરુદેવના ઉપાશ્રયે પહોંચી. વિધિવત્ વંદના કરી. ગુરુદેવે 'ધર્મલાભ'નો આશીર્વાદ આપ્યો...સુરસુંદરી નતમસ્તકે ઊભી રહી. ગુરુદેવે કહ્યું :

'મને સમાચાર મળી ગયા છે વત્સે! જિનશાસનને તમે બંને પામેલાં છો. એવી રીતે જીવજો...કે જેથી સ્વ-

પરનું કલ્યાણ સધાય અને જિનશાસનની અપૂર્વ પ્રભાવના થાય. તું સુજ્ઞ છે...વિશેષ તને શું કહું ? સંસાર-દાવાનળની ઝાળો દઝાડે નહીં...તે માટે અનિત્ય, અશરણ, એકત્વ અને અન્યત્વ, આ ચાર ભાવનાઓ રોજ ભાવજે. શીલનું કવચ સદૈવ પહેરી રાખજે. શ્રી નવકાર મંત્રનું ગુંજન હૃદયમાં સદાયે કર્યા કરજે.'

સુરસુંદરીની આંખોમાંથી આંસુ ટપકી પડચાં. ઉત્તરીય વસ્ત્રથી તેણે આંખો લૂછી... પુનઃ પંચાંગ-પ્રણિપાત કરીને તે બોલી : 'ગુરુદેવ, આપની આ પ્રેરણાને મારા હૈયાની ગાંઠે બાંધી લઉં છું.. મારી આપને એક જ વિનંતી છે. પરોક્ષ રીતે પણ આપના આશીર્વાદ મને મળ્યા કરે... તેવી કૃપા કરશો...'

સુરસુંદરી ત્યાંથી નીકળીને સાધ્વીજીના ઉપાશ્રયે આવી. સાધ્વીજીને વંદના કરી તેમનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું. સાધ્વીજીએ એના મસ્તકે પોતાના પવિત્ર હાથ મૂકચા અને આશીર્વાદ આપ્યા.

'સુંદરી, હમણાં જ શેઠાણી ધનવતી અહીં આવીને ગયાં... તારા જેવી પુત્રવધૂ મળ્યાનો એમને અપાર હર્ષ થયો છે ! પિતૃકુળને તારા ગુણોથી અને સંસ્કારોથી ઉજ્જવલ કરનારી તું, પતિગૃહને પણ ઉજ્જવલ કરનારી બનીશ. તારું સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ચારિત્ર તારા આત્માનું કલ્યાણ કરનારાં બનશે. શ્રી નવકાર મંત્ર તારી રક્ષા કરશે... અને તારા શીલના પ્રભાવે દેવોનું સાન્નિધ્ય તને પ્રાપ્ત થશે !

સાધ્વીજીના હૈયે વાત્સલ્ય અને કરુણાનું ઝરણું વહી રહ્યું હતું. એ ઝરણામાં સુરસુંદરીએ સ્નાન કર્યું... તેણે અપૂર્વ શિતળતા પ્રાપ્ત કરી.

સાધ્વીજીને પુનઃ વંદના કરી તે ઉપાશ્રયની બહાર આવી. રથમાં બેસી રાજમહેલે પહોંચી.

રાજમહેલમાં જુદા જુદા માણસોની અવરજવર ચાલુ થઈ ગઈ હતી. મહામંત્રી માણસોને જુદાં જુદાં કામ સોંપી રહ્યા હતા. એકની એક રાજકુમારીનાં લગ્ન હતાં! માત્ર રાજમહેલ જ નહીં, સમગ્ર ચંપાનગરીને શણગારવાનો મહારાજાએ આદેશ આપ્યો હતો. કારાવાસમાંથી કેદીઓને મુક્ત કરી દેવામાં આવ્યા હતા. આસપાસનાં રાજ્યોમાંથી શ્રેષ્ઠ કારીગરો અને કલાકારોને બોલાવવામાં આવ્યા હતા.

રાજપુરોહિતે લગ્નનું શુભ મુહૂર્ત એક માસ પછીનું આપ્યું હતું. એક મહિનામાં રાજમહેલનાં રૂપ-રંગ બદલવાનાં હતાં. ચંપાનગરીના યૌવનને શણગારવાનું હતું.

ચંપાનગરીની શેરીએ-શેરીએ અને ઘરે-ઘરે અમરકુમાર-સુરસુંદરીના લગ્નની વાતો પ્રસરી ગઈ.

'મહારાજાએ સુરસુંદરી માટે વર તો શ્રેષ્ઠ શોધ્યો!'

'સુરસુંદરીનાં પુણ્ય એવાં...નહીંતર આવો વર મળે ક્યાંથી?'

'તો શું અમરકુમારનાં પુણ્ય ઊંચાં નહીં? નહીંતર આવી રૂપે-ગુણે પરિપૂર્ણ પત્ની મળે ખરી?'

'વિધાતાએ સરખે-સરખી જોડી ઘડી છે!'

'હા ભઇ, આપણને ઈર્ષ્યા ઊપજે છે!

હજારો જિહ્‌વાઓ પર બસ, પ્રશંસા જ પ્રશંસા છે.

ચંપાનગરીના રાજમાર્ગો પર હર્ષ રમણે ચઢ્યો છે!

*　　*　　*

શ્રેષ્ઠિ ધનાવહની ગગનચૂંબી હવેલીમાં આનંદ હિલોરા લઇ રહ્યો હતો. નગરના અનેક શ્રેષ્ઠિઓ ધનાવહ શેઠને ધન્યવાદ આપવા આવી રહ્યા હતા.

અમરકુમારને અનેક મિત્રોએ ઘેરી લીધો હતો... બાલ્યકાળના સહપાઠી મિત્રો બાલ્યકાળની ઘટનાએ યાદ કરી વાર્તા-વિનોદ કરી રહ્યા હતા. અમરકુમારના હૃદયમાં આનન્દનો પારાવાર ઘૂઘવી રહ્યો હતો.

જેની ઝંખના હતી પરંતુ આશા ન હતી...એવું મળી ગયું હતું... પછી આનન્દ કેમ ન ઊછળે? આશાતીતની સહજ પ્રાપ્તિ...પુરુષાર્થ વિના થયેલી પ્રાપ્તિ મનુષ્યને હર્ષથી ગદ્‌ગદ્‌ કરી દેતી હોય છે.

ભોજનનો સમય થઇ ગયો હતો. માતાએ અમરકુમારને ભોજન માટે બોલાવ્યો પિતા-પુત્રને શેઠાણી ધનવતીએ પાસે બેસીને ભોજન કરાવતાં કહ્યું:

'અરિહંત પરમાત્માની અને ગુરુજનોની અચિન્ત્ય કૃપા વિના આવું ન બને! આપણા ઘરમાં રાજકુમારી પુત્રવધૂ બનીને આવે...એ શું સામાન્ય વાત છે?'

'તમારી વાત સાચી છે. ચંપાનગરીના ઇતિહાસમાં આવી ઘટના આ પહેલી છે...કે રાજપરિવારની કન્યા વણિકકુળમાં પુત્રવધૂ થઈને આવે! મહારાજાએ મને મહેલમાં બોલાવીને જ્યારે આ વાત કરી ત્યારે હું તો સ્તબ્ધ જ થઈ ગયો હતો!'

'ખરેખર, સુરસુંદરીતો સુરસુંદરી જ છે. આખી ચંપામાં એવી બીજી કન્યા જોવા નથી મળતી...'

'ચંપામાં જ નહીં, ચંપાના રાજ્યમાં એવી કન્યા નથી – એમ જાણકારો કહે છે...'

શેઠ–શેઠાણી હૈયાના ઉમળકાથી વાતો કરે છે. અમરકુમાર મૌન છે...ભોજન કરે છે...પણ મન સુરસુંદરીના વિચારોમાં મદઘેલું બનેલું છે. જલ્દી જમી લઇને તે પોતાના ખંડમાં પહોંચી ગયો. સુરસુંદરીની કલ્પના–મૂર્તિ એની સમક્ષ પ્રગટ થઈ...અમર એની સાથે વાતો કરવા લાગ્યો...પોતાના ભાગ્યને અભિનંદવા લાગ્યો... ભાવિ જીવનની સુખદ કલ્પના–ઇમારતો રચવા લાગ્યો...

શ્રેષ્ઠિ ધનાવહે શ્રેષ્ઠ લગ્નોત્સવ ઉજવવાની યોજનાઓ ઘડી કાઢી. એકના એક પુત્રનો લગ્નોત્સવ ખૂબ ભવ્યતાથી ઉજવવાનો મનોરથ પ્રેમાળ અને ઉદાર પિતાના હૈયે પ્રગટે તે સ્વાભાવિક હતું. તેમાંય આ તો રાજાના વેવાઈ બન્યા હતા! પાસે અઢળક સંપત્તિ હતી...પછી કસર શા માટે રાખે?

ભવ્ય અને વિશાળ હવેલીમાં અમરકુમાર અને સુરસુંદરી માટે સુશોભિત અને કલાત્મક ખંડ તૈયાર કરવામાં આવ્યા. શ્રેષ્ઠ કલાકૃતિઓથી એ ખંડોને શણગારવામાં આવ્યા. રાજકુમારીને પોતાના પિતૃગૃહ કરતાં પણ અધિક પ્રિય લાગે એ રીતે સજાવટ કરવામાં આવી.

ધનાવહ શ્રેષ્ઠિએ સુરસુંદરી માટે, રાજ્યના ઉત્તમ સોનીઓને હવેલીમાં નિમંત્રીને આભૂષણો ઘડાવ્યાં. હીરા-મોતી અને પન્નાનાં કીમતી નંગ સોનાનાં આભૂષણોમાં જડાવ્યાં. અમરકુમાર માટે પણ એના મનપસંદ અલંકારો તૈયાર કરાવ્યા.

રાજમહેલે અને હવેલીમાં આમંત્રિત મહેમાનો આવવા લાગ્યા. લગ્નનો દિવસ નિકટ આવી લાગ્યો. લગ્નની બધી રીત-રસમો પૂરી થવા લાગી.

શુભ દિવસે, શુભ મુહૂર્તે આનન્દોત્સવ સાથે અમરકુમાર અને સુરસુંદરીનાં લગ્ન થઈ ગયાં.

સુરસુંદરીને આંસુઝરતી આંખે, રાજા-રાણીએ વિદાય આપી...રતિસુંદરીએ ગદ્ગદ સ્વરે કહ્યું : 'બેટી, પતિની છાયા બનીને રહેજે...'

સુરસુંદરી ધ્રૂસકે રડી પડી. અમરકુમારની સાથે રથમાં બેઠી અને શ્વસુરગૃહે વિદાય થઈ...અમરકુમારે પોતાના વસ્ત્રાંચલથી સુરસુંદરીનાં આંસુ લૂછ્યાં. સુરસુંદરીએ અમરકુમાર સામે આંખો માંડી...અમરની આંખો પણ ભીની

હતી...સુરસુંદરીનું દુઃખ...એનાં આંસુ જાણે અમરનું દુઃખ, અમરનાં આંસુ બની ગયાં હતાં.

રથ હવેલીના દ્વારે આવીને ઊભો. દંપતી રથમાંથી ઊતર્યાં. શેઠાણી ધનવતીએ બંનેને વિધિવત્ હવેલીમાં પ્રવેશ કરાવ્યો...બંનેએ ધનવતીનાં ચરણોમાં પ્રણામ કર્યાં. ધનવતીએ હૈયાનાં હેત ઠાલવ્યાં. અમરે ધનાવહ શેઠનાં ચરણોમાં પ્રણામ કર્યાં. સુંદરીએ દૂરથી પ્રણામ કર્યા...શેઠે બંનેને અંતરના અમીથી સીંચ્યાં.

* * *

અમરકુમાર અને સુરસુંદરી !

બાલ્યકાળનાં સહપાઠી આજે પતિ–પત્ની બની ગયાં, સહયાત્રી બની ગયાં...સહજીવન જીવનારાં બની ગયાં.

અમરકુમારમાં જો પરાક્રમનું તેજ હતું તો સુરસુંદરીમાં નમ્રતાની શિતળતા હતી. અમરકુમાર જો પુરુષત્વનો પૂંજ હતો તો સુરસુંદરી સમર્પણની મૂર્તિ હતી. અમરકુમાર જો ધોધમાર વરસાદ હતો તો સુરસુંદરી શુભ્ર ફલદા ધરિત્રી હતી.

હવેલીના દ્વારે જ્યારે શરણાઇઓના સૂર બંધ થયા... ત્યારે હવેલીના એ ભવ્ય ખંડમાં આંતર–સ્નેહની શરણાઈઓના સૂર રેલાવા શરૂ થયા. ત્યાં માત્ર દૈહિક આકર્ષણ ન હતું...એકબીજાના ગુણિયલ વ્યક્તિત્વનું વિશેષ આકર્ષણ હતું...છતાં સંકોચ હતો...મૌન હતું...અમરે મૌનનો ભંગ કર્યો :

'સુંદરી!' સુંદરીએ અમરની સામે જોયું.
'તારી શ્રદ્ધા ફળી, નહીં?'
'ના, આપણી શ્રદ્ધા ફળી!'
'ઈચ્છા હતી પણ આશા ન હતી!'
'કોઈ પૂર્વજન્મોનું પુણ્ય ઉદયમાં આવ્યું!'
'ખૂબ પ્રસન્ન છો?'
'હા, પણ......'
'પણ...શું સુંદરી?'
'એ પ્રસન્નતા અખંડ રહે તો...'
'અખંડ રહેશે તારી પ્રસન્નતા! નિશ્ચિંત રહે!'
'આપના સહવાસમાં નિશ્ચિંત જ રહીશ નાથ!'

'તારી પાસે શ્રદ્ધાનું બળ છે, જ્ઞાનનો પ્રકાશ છે... શીલનાં રખવાળાં છે! તારા ચરણે તો દેવો નમે!'

'એવું ન બોલો...મારે મન આપ જ મારા સર્વસ્વ છો!'

નવા જીવનના પ્રારંભનો એ સ્નેહાલાપ હતો. એ સ્નેહાલાપમાં પણ શ્રદ્ધા, જ્ઞાન અને સમર્પણનું અમૃત ઘોળાયેલું હતું.



પ્રભાતનો બાલસૂર્ય સુરસુંદરીના મુખ પર પ્રગટ્યો હતો. એની રતૂમડી આભામાં... સુંદરીના આંતરરૂપની અમરને પહેલવહેલી જ ઝાંખી થઇ.

સરગમના સાતેય સૂર વગાડતો હોય એવો ભીનો પવન હવેલીના ઝરૂખામાં ફૂંકાતો હતો. અને ભૈરવીના કરુણ છતાં મધુર સૂરમાં ઘૂંટાયેલો સુરસુંદરીનો સ્વર શ્રી નવકાર મંત્રને અતિ મધુર બનાવતો હતો. અમર એ મધુરતાને મનભરીને માણી રહ્યો હતો.

સુરસુંદરીએ એકસોને આઠ વાર શ્રી નવકાર

મંત્રનું ગાન કર્યું... અને ઈશાન-ખૂણામાં નતમસ્તક બની, લલાટે અંજલિ જોડી પરમાત્માને ભાવવંદના કરી.

ત્યાર પછી પાસે જ બેઠેલા અમરકુમારને સુરસુંદરીએ પ્રણામ કર્યા.

'આ શું સુંદરી?'

'મારા પ્રાણનાથના ચરણે આત્મસમર્પણ'!

'એ તો હૃદયનો ભાવ છે ને? એની અભિવ્યક્તિ શા માટે?'

'પ્રેમને પુષ્ટ કરવા માટે!'

'શું અભિવ્યક્તિ વિના પ્રેમ પુષ્ટ ન થાય?'

'અભિવ્યક્તિથી એક પ્રકારની તૃપ્તિ થાય છે... હૃદયની લાગણીઓનો ધોધ જ્યારે પ્રવાહ બનીને વહે છે ત્યારે...'

'બીજાં હૈયાંઓને પણ લીલાંછમ કરી દે છે... એમ કહેવું છે ને?'

'આપ તો મારા મનની વાતો જાણવા લાગ્યા!'

'હૃદયોનું તાદાત્મ્ય સધાય છે ત્યારે એવું સહજ બની જતું હોય છે...'

'એવું તાદાત્મ્ય જો પરમાત્મ-તત્ત્વ સાથે થઈ જાય તો?'

'તો તો...'

'આ સંસાર સાથેનું તાદાત્મ્ય જ ન રહે! આપણું તાદાત્મ્ય પણ ન રહે... એમ કહો છો ને?'

'જો, તેં પણ મારા મનની વાત જાણી લીધી ને?'

'પરંતુ, ભલેને પર્યાય સાથેનું તાદાત્મ્ય તૂટી જાય... આત્મદ્રવ્ય સાથેનું તાદાત્મ્ય રહેવાનું ને?'

'એટલે શું આજે આપણે 'દ્રવ્ય–પર્યાય'ની ચર્ચા કરવાની છે?'

'ના, ચર્ચા નથી કરવી... હૃદયના ભાવોની અભિવ્યક્તિ કરવી છે... સ્નેહ અને સમર્પણના અગાધ દરિયામાં ડૂબકીઓ મારવી છે...!'

બે દિલના દરિયામાં ભરતી આવી હતી... મનના તરંગો આગળ દરિયાના તરંગો તો કોઈ વિસાતમાં નથી હોતા... છતાં આ તોફાની દરિયાના તરંગો ન હતા. ઉછળતો દરિયો પણ મર્યાદામાં હતો! એને દેશ અને કાળનું ભાન હતું. એટલે સુરસુંદરીએ કહ્યું:

'જુઓ, પૂર્વ દિશામાં... સૂર્ય કેટલો ઊંચે ચઢી ગયો છે? મને લાગે છે કે બે ઘડી વીતી ગઈ હશે, ચાલો, હવે હું મા પાસે પહોંચી જાઉં...'

સુરસુંદરી ઊભી થઈ.

અમરકુમાર ઊભો થયો.

બંનેને ચાર પ્રહર માટે જુદાં પડવાનું હતું... માત્ર ચાર પ્રહર...છતાં જાણે ચાર યુગનો વિરહ પડવાનો

ન હોય...તેવી વ્યથા અમરકુમારના મુખ પર અંકિત થઈ ગઇ...સુરસુંદરીએ વ્યથાને અભિવ્યક્ત ન થવા દીધી...

આખર એ સ્ત્રી હતી ને! વ્યથા... વેદનાને હૃદયમાં છુપાવીને બહાર ખુશી... આનન્દ... પ્રસન્નતા બતાવતાં એને આવડતું હતું. એ દંભ ન હતો... એ જીવન જીવવાની કળા હતી. જો સ્ત્રી પાસે આ કળા હોય તો એ પોતાના ઘરને ક્યારેય સ્મશાન ન બનવા દે.. ભલે એના હૃદયના સ્મશાનમાં લાગણીઓ ભડકે બળતી હોય... એ બીજાનાં હૃદય પર તો પ્રેમ... કરુણા... વાત્સલ્યનાં વારિ જ સિંચવાની!

અમરકુમાર તરફ પ્રેમભીની દૃષ્ટિનો છંટકાવ કરતી સુરસુંદરી ધનવતી પાસે પહોંચી ગઇ. ધનવતીનાં ચરણે વંદન કર્યાં...ધનવતીએ અને પોતાના ઉત્સંગમાં જ લઇ લીધી...

સુરસુંદરીએ ધનવતીમાં રતિસુંદરીનાં દર્શન કર્યાં. ધનવતીના હૃદયમાં ઘુઘવતા સ્નેહ–સાગરનો ઘુઘવાટ સાંભળ્યો... એની આંખોમાં વાત્સલ્યનું ઘનઘોર વાદળ જોયું. અજાણતાં જ સુરસુંદરી એકીટસે ધનવતીને જોઇ રહી... એના બાહ્ય સૌન્દર્યને જોતી રહી.., એના આંતર-વ્યક્તિત્વને જોતી રહી... 'આ રૂપ... આ સૌન્દર્ય... બધું જ અમરમાં ઊતર્યું છે...' એ મનોમન વિચારતી રહી.

પોતાના તરફ સુરસુંદરીને ટગર–ટગર જોતી જોઇને ધનવતી શરમાઈ ગઈ... સુંદરીને પોતાના ખોળામાંથી અળગી કરતી બોલી :

'બેટી, દન્તધાવન કરી લે, પછી આપણે સાથે જ દુગ્ધપાન કરીશું...'

સુરસુંદરીએ દન્તધાવન કર્યું અને ધનવતી સાથે દુગ્ધપાન કર્યું. ધનવતીએ દુગ્ધપાન કરતાં કહ્યું :

'બેટી, તું રોજ પરમાત્મપૂજન કરે છે ને ?'

'હા, મા !' સુરસુંદરીના મુખમાંથી સ્વાભાવિક જ 'મા' શબ્દ નીકળી ગયો... ધનવતી આ સંબોધન સાંભળીને હર્ષથી ગદ્ગદ્ થઈ ગઈ...

'બેટી, તું મને હમેશાં 'મા' કહીને જ બોલાવજે. મારો અમર પણ મને આ જ રીતે બોલાવે છે...' સુરસુંદરી તો આ સ્નેહમૂર્તિના સાન્નિધ્યમાં મૌન જ થઈ ગઈ... એને બોલવાના શબ્દો ન જડયા...

'હા, હું એમ કહેતી હતી કે આપણે બંને સાથે જ પરમાત્મપૂજન કરવા જઇશું... તને ગમશે ને ?'

'ખૂબ ગમશે મા, મને તો તું જ ગમી ગઈ છે... એક ક્ષણ પણ દૂર ન જાઉં !'

'આપણે સ્નાનાદિથી પરવારીએ...'

સાસુ અને પુત્રવધૂ !

જાણે મા અને દીકરી ! સ્નેહનો સેતુ બંધાઈ ગયો. પોતાના સુખનો વિચાર જ નહીં... મા દીકરીના સુખનો વિચાર કરે છે, દીકરી માતાના સુખને વધારવા ઇચ્છે છે. પ્રેમ એ જ બંનેનું સુખ !

પૂજન... ભોજન... સ્નેહી–મિલન... આદિમાં જ દિવસ પૂરો થઇ ગયો... ક્યારે સૂર્ય પૂર્વમાંથી પશ્ચિમમાં ગયો...અને ક્ષિતિજમાં ડૂબી ગયો...કંઈ સમજાયું જ નહીં.

દીપકોની રોશનીથી હવેલી ઝગમગી ઊઠી. એક–એક ખંડમાં રત્નદીપકો પ્રગટી ઊઠયા. ધનવતીએ સુંદરીને એના શયનખંડમાં મોકલી... ચાલી જતી સુરસુંદરીની પાછળ ધનવતી સ્વગત બોલી. ઊઠી : 'ખરેખર, મારું જીવન કલ્પવૃક્ષ બની ગયું છે !'

આ જ સરળ અને ભોળા હૃદયની ગંભીર ભૂલ થતી હોય છે ? એ સુખને જીવનનો પર્યાય માની બેસે છે... જ્યાં એને કોઇ તનમનનું એકાદ મનગમતું સુખ મળી જાય છે... એ જીવનને કલ્પવૃક્ષ માની લે છે ! જ્યારે કલ્પવૃક્ષનો પર્યાય બદલાય છે... ને કાંટાવાળું બાવળનું વૃક્ષ બની જાય છે ત્યારે એ ભોળું હૃદય ચીસ પાડી ઊઠે છે... કરુણ આક્રંદ કરે છે. માનવીની આ નબળાઈ આજની નથી... આ સંસાર જેટલી જૂની છે.

અર્ધચન્દ્રની ચાંદનીએ હવેલીની આસપાસનાં વૃક્ષ-પર્ણો પર પથરાઇને ગીત ગાવાનો આરંભ કર્યો હતો... અમરકુમાર સુરસુંદરીને હવેલીના એ ઝરૂખામાં લઈ ગયો કે જ્યાંથી ચાંદનીનું અમૃતપાન કરી શકાય, જ્યાં બેસીને ઉપવનમાંથી આવતા માદક રેશમી પવનને સ્પર્શી શકાય.

બંનેની ઉછળતી... ધસમસતી લાગણીઓ મૌનની ભીંતે અથડાતી હતી. બંનેની દૃષ્ટિ ચન્દ્ર... વૃક્ષ અને

નગરના દીપકો તરફ ફરતી હતી. ત્યાં અમરના મુખમાંથી શબ્દ ઝર્યો :

'સર્વત્ર સુખ જ સુખ પથરાયું છે નહીં !'

'સુખીને સર્વત્ર સુખ દેખાય છે... પૂર્ણને જેમ વિશ્વ પૂર્ણ દેખાય છે તેમ !'

'સર્વત્ર સુખ છે માટે સુખીને દેખાય છે ને ?'

'ના, સુખીને દુઃખ દેખાતું નથી માટે સર્વત્ર સુખ દેખાય છે !'

'શા માટે દુઃખ જોવું ? દુઃખ જોવાથી દુઃખી થાય છે માનવી...'

'બીજાના દુઃખે દુઃખી થવાનું સુખ પણ માણવા જેવું છે !'

'હમણાં તો એક-બીજાનાં સુખે સુખી થઈએ !'

'માટે તો આપણે લગ્ન કર્યાં...'

'સુખોને માણવા !'

'સુખોને માણવા માટે દુઃખોનો સ્વીકાર કરવાની તૈયારી તો રાખવી પડે !'

'કારણ ?'

'કારણ કે સુખ પછી દુઃખ આવે છે...'

'આવે ત્યારે જોઇ લેવાનું...'

'પહેલેથી એને સ્વીકારી લેવાની તૈયારી રાખી હોય તો... જ્યારે દુઃખ આવે ત્યારે દુઃખી ન થવાય !'

'આ બધું સાધ્વીજી પાસેથી શીખી છે ને?'

'હા જી! જીવનનું તત્ત્વજ્ઞાન એમણે આપ્યું છે.'

'ખૂબ સારું તત્ત્વજ્ઞાન છે...'

'જિનવચન છે ને! જિનવચન એટલે શ્રેષ્ઠ તત્ત્વ-જ્ઞાન...'

'જીવનને અમૃતમય બનાવનારું તત્ત્વજ્ઞાન...!'

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થયો. હવા વધુ શિતલ થઈ. ઝરૂખામાંથી ઊઠીને દંપતીએ શયનખંડમાં પ્રવેશ કર્યો. દીપકો ઝાંખા થઈ ગયા હતા.

× × ×

અમરકુમાર અને સુરસુંદરી – બંનેને લગભગ સમાન શિક્ષણ મળેલું હતું. વ્યાવહારિક અને ધાર્મિક – બંને પ્રકારનું શિક્ષણ મળેલું હતું. એક સમાન વાતાવરણમાં બંને ઉછરેલાં હતાં. સંસ્કારો પણ એક સરખા મળેલા હતા, એટલે બંનેના વિચારોમાં સામ્ય હતું. બંનેના આદર્શોમાં વિરોધ ન હતો. બંનેની જીવનપદ્ધતિમાં સમાનતા હતી.

એટલે લગ્નજીવનના પ્રારંભિક દિવસોમાં પણ તેમનો પ્રેમાલાપ તત્ત્વજ્ઞાનના રંગે રંગાઇ જતો હતો. તેમની ઊર્મિઓ...આવેગો કિનારાનું ઉલ્લંઘન નહોતા કરતા. સ્થળ અને કાળની સભાનતા રહેતી હતી.

અધ્યયન પૂર્ણ થયા પછી અમરકુમાર પોતાની પેઢી પર બેસતો હતો. અલબત્ત, એ પોતે કોઇ ધંધો કરતો

ન હતો... પરંતુ મુનિમોના કાર્યકલાપને જોતો હતો. વ્યાપારની રીત-રસમોને જાણતો હતો. જુદા જુદા દેશોમાંથી આવતા વેપારીઓને મળતો હતો, એમની સાથે વાતો કરતો હતો...અને તે તે દેશો અંગે જાણકારી મેળવતો હતો.

એને કોઈ વ્યાપાર કરવાની આવશ્યકતા જ ન હતી. ધનાવહ શેઠ પાસે વિપુલ સંપત્તિ હતી... અને સંતાનમાં એક જ અમરકુમાર હતો. સમગ્ર સ્થાવર-જંગમ સંપત્તિનો એ જ વારસદાર હતો, છતાં અમરકુમારનું આંતરમન... પેઢી પર બેસી શકતું ન હતું. તેનું મન તો દેશ-વિદેશમાં પરિભ્રમણ કરતું હતું.

એના હૃદયમાં સુરસુંદરી પ્રત્યે અગાધ રાગ હતો, છતાં એ ભોગવિલાસમાં ડૂબ્યો ન હતો... અર્થપુરુષાર્થ અને સ્વપરાક્રમ તરફ એનું આકર્ષણ હતું. યૌવન-સુલભ આવેગો હતા, આકર્ષણ હતું... પરંતુ વેપારી પુત્રને હોવું જોઇએ તેવું તેનું વ્યાપારી માનસ પણ હતું!

સુરસુંદરી સાથેનો તેનો સંસાર સુખપૂર્ણ છે. આનન્દપૂર્ણ છે. એક વર્ષ વીત્યું... બીજું વર્ષ વીત્યું...

એક દિવસ ધનાવહ શેઠની પેઢી પર સિંહલ-દ્વીપના શાહ સોદાગરો આવી પહોંચ્યા. લાખો રૂપિયાનો માલ લઇને આવ્યા હતા. ધનાવહ શેઠે તેમને આવકાર આપ્યો. અતિથિગૃહમાં ઉતારો આપ્યો... અને તેમનો

માલ મેં માગ્યા દામ આપીને ખરીદી લીધો... વેપારીઓ ખુશ થઈ ગયા... અને તેમણે ધનાવહ શેઠ પાસેથી બીજો લાખો રૂપિયાનો માલ ખરીદીને પોતાનાં વહાણો ભર્યાં.

અમરકુમારે એ વેપારીઓને પૂછ્યું :

'અહીંથી તમે જે માલ ખરીદીને વહાણો ભર્યાં, તે માલ તમે ક્યાં, લઈ જશો ?'

'સિંહલદ્વીપમાં !'

'ત્યાં આ માલની સારી કિંમત થશે ?'

'દસ ઘણી !'

અમરકુમાર સ્તબ્ધ થઈ ગયો. વેપારીઓએ અમર-કુમારને કહ્યું :

'નાના શેઠ, પધારો અમારા દેશમાં...અમને પણ તમારું આતિથ્ય કરવાનો અવસર આપો...'

વેપારીઓ ચાલ્યા ગયા, પરંતુ એમની વાતો અમરકુમારના મનમાં ઠસી ગઈ. દૂર દૂરના દેશોને જોવાનો અને સ્વપરાક્રમથી વિપુલ સંપત્તિ કમાવાની ઇચ્છા પ્રબળ થતી ગઈ. બાપકમાઈ તે બાપકમાઈ. બાપકમાઈ પર જીવનારા પુત્રો પિતાની કીર્તિને વધારતા નથી. પિતાની કીર્તિ વધારે છે સ્વકમાઇ કરનારા પુત્રો ! અને દુનિયામાં પણ એમની જ પ્રશંસા થાય છે.

'હું સ્વકમાઈ કરીશ. સિંહલદ્વીપ જઈશ...પણ...' તેના મનમાં સુરસુંદરી આવી ગઈ... માતા ધનવતી

આવી ગઈ...' આ બધાને મૂકીને હું કેવી રીતે જઇશ ?' એમના વિના શું હું જીવી શકીશ ? મારા વિના-માતા જીવી શકશે ? સુરસુંદરી... ના, ના... મારે નથી જવું પરદેશ... પિતાજી મને અનુમતિ પણ ન આપે... માતા તો મારી પરદેશગમનની વાત સાંભળતાં જ ભાન-ગુમાવી દે... સુંદરીને તો કેવો વજ્રનો ઘા વાગે...'

અમરકુમારનું મન અસ્વસ્થ બનવા લાગ્યું. છતાં-પોતાની અસ્વસ્થતાને પ્રગટ કરતો નથી કે કોઇને કળવા-દેતો નથી.

એક બાજુ સ્વકમાઈ કરવાની તમન્ના... વિદેશોને-જોવાની પ્રબળ ઇચ્છા... બીજી બાજુ માતાની દૃઢ મમતા-અને પત્નીનો અવિહડ રાગ... આ ખેંચતાણે એના-મનને ચંચળ બનાવ્યું... ઉદ્વિગ્ન બનાવ્યું...

ચતુર સુરસુંદરીને ગંધ આવી ગઈ અમરકુમારના-ઉદ્વેગની...



માનવીના મનમાં ક્યારેક કામપુરુષાર્થ પ્રબળ બનતો હોય છે તો ક્યારેક અર્થપુરુષાર્થ! એવી પણ ક્ષણો આવી જતી હોય છે કે કામપુરુષાર્થ અને અર્થપુરુષાર્થનો સર્વથા ત્યાગ કરી મનુષ્ય ધર્મપુરુષાર્થમાં લીન થઈ જાય છે.

અમરકુમારના મનમાં અર્થપુરુષાર્થ પ્રબળ બનતો જતો હતો. અલબત્ત, એને વૈષયિક સુખો ગમતા હતાં. સુરસુંદરી પ્રત્યે એના હૈયે રાગ હતો.

છતાં એ રાગ કરતાં સ્વપુરુષાર્થથી ધનોપાર્જન કરવાનો રાગ પ્રબળ બન્યો હતો... થોડા દિવસ તો એના મનમાં વૈચારિક સંઘર્ષ પણ ચાલ્યો :

'ઉત્તમ પુરુષ એ છે કે જે સ્વપુરુષાર્થથી સંપત્તિ મેળવે... પિતાની સંપત્તિ પર અમન–ચમન કરનાર પુત્ર તો નિકૃષ્ટ કહેવાય... હું પરદેશ જઇશ... મારા બુદ્ધિ-કૌશલથી સંપત્તિ પ્રાપ્ત કરીશ.'

'પરંતુ... સુરસુંદરી વિના... એનો મારા પર અવિહડ પ્રેમ છે... એને પરદેશમાં સાથે તો લઈ જવાય નહીં... મારું પગબંધન થઈ જાય... હું મુક્ત રીતે વ્યાપાર ન કરી શકું...ના, હું એને મારી સાથે તો નહીં લઈ જાઉં... એના વિના...'

'જો અમર, સ્વપુરુષાર્થથી તારે સંપત્તિ મેળવવા વિદેશોમાં જવું છે, દરિયા ડહોળવા છે...તો પત્નીનો રાગ ન જોઇએ...મનને લીસ્સું ન બનાવ...કઠોર થઈ જા...'

'એનો ત્યાગ કરીને જઈશ... તો એના દિલ પર કેવી વીતશે ? શું એના તરફ મારો વિશ્વાસઘાત નહીં થાય ? એણે મારામાં વિશ્વાસ મૂકેલો છે...'

'એવા વિચાર ન કર અમર, તું ક્યાં પરદેશમાં રહી જવાનો છે ? તું થોડાંક વર્ષમાં જ પાછો આવવાનો છે... શું એક–બે વર્ષ એ તારી પ્રતીક્ષા નહીં કરી શકે ?'

'એ પ્રતીક્ષા તો કરી શકશે... પણ અહીંથી ગયા પછી એની સ્મૃતિ મને સતાવશે તો ? મારું મન બદલાઈ તો નહીં જાય ? હું માર્ગમાંથી તો પાછો નહીં વળી જાઉં ?...'

'હા, તારા મનને તપાસી લે... પ્રેમભરી પત્નીનો વિરહ શું સહન શકીશ? સાથે સાથે માતાનો વિચાર પણ કરી લે... એ તારા વિરહમાં અને તું માતાના વિરહમાં વ્યાકુળ તો નહીં થઈ જાઓ ને?

'મન વ્યાકુળ તો થશે... પણ હું મનને મનાવી લઈશ... એમ તો પિતાજીનો કેટલો બધો સ્નેહ છે મારા પર? હું એમને વિદેશ જવાની વાત કરીશ.. ને તેમને આઘાત લાગશે... પરંતુ મારે તેમને સમજાવવા પડશે...'

'પણ તેઓ નહીં માને તો? તો હું ખાવાપીવાનું છોડી દઈશ... હું હવે ચંપામાં નહીં રહી શકું... મારું મન ઊઠી ગયું છે... મને દરિયો પોકારે છે... મને સિંહલ-દ્વીપ બોલાવે છે...'

'અમર...! તું પુખ્ત વિચાર કરજે. ચારે બાજુનો વિચાર કરજે... તારો ઉપહાસ ન થાય પ્રજામાં, એનો વિચાર કરજે... હા, તારી વિદેશગમનની વાત રાજા-રાણી જાણશે તો તેઓ પણ તને વિદેશ નહીં જવા માટે આગ્રહ કરશે... તું લજ્જાથી... અનુનયથી... તારો સંકલ્પ બદલી તો નહીં નાંખે ને?'

'ના, જરાય નહીં. મારો નિર્ણય અફર રહેશે... મેરુવત્ નિશ્ચલ રહેશે. હું જઈશ...અવશ્ય જઇશ... મને કોઈ નહીં રોકી શકે...'

તે પલંગમાંથી ઊભો થઈ ગયો. રજતના પ્યાલાને એની ઠોકર વાગી... પ્યાલો પડી ગયો.. અવાજ થયો, સુરસુંદરી જાગી ગઈ.

'અરે, હજુ આપ જાગો છો ? કેમ ઊભા થયા ?' સુરસુંદરી બેઠી થઈ ગઈ.

'ના, અમસ્તો જ ઊભો થયો... ઝરૂખામાં જઈને નિરભ્ર આકાશમાંથી વરસતી ચાંદનીનું અમૃત પીવાની ઇચ્છા થઇ...'

'ચાલો, હું પણ આવું !' સુરસુંદરી પણ અમરકુમારની સાથે ઝરૂખામાં પહોંચી. બંનેએ આકાશ સામે જોયું. પછી એકબીજા સામે જોયું.

'આપ ઉદ્વિગ્ન દેખાઓ છો.. નહીંતર અત્યાર સુધી આપને નિદ્રા કેમ ન આવે ? રાત્રિનો બીજો પ્રહર પૂરો થવાની તૈયારી છે !'

'ઉદ્વેગ નથી સુંદરી, વિચારોનો વંટોળ ઉપડચો છે...!'

'શાના વિચારો આવે છે નાથ ? શું મને કહી શકાય એવા નથી ?'

'તારાથી કંઇ જ છૂપું રાખવા જેવું મારા જીવનમાં કંઇ નથી...તને કહ્યા વિના તો ચાલે એમ જ નથી.'

'તો પછી શાને વિલંબ કરો છો કહેવામાં ?'

'કદાચ તને દુઃખ થાય...'

'જો તમારા હૈયે દુઃખ હશે તો મને દુઃખ થશે ! તમારા હૈયે દુઃખ નહીં હોય તો મને દુઃખ નહીં થાય...'

'હૈયે દુઃખ નથી, ચિંતા તો ખરી ! હા, તું એ ચિંતામાંથી મને મુક્ત કરી શકે... જો માની જાય તો !'

'આપની કઈ વાત મેં નથી માની ?'

'તો કહી દઉં ?'

'હા...જી !'

'દેવી, મને છેલ્લા કેટલાક મહિનાથી વિદેશયાત્રા કરવાના વિચારો આવે છે...'

'શા માટે વિદેશયાત્રા ?'

'સ્વ-પુરુષાર્થથી મારે સંપત્તિ કમાવવી છે.'

'સંપત્તિની અહીં ક્યાં ખોટ છે ? આટલી વિપુલ સંપત્તિ તો આપણી પાસે છે...'

'એ સંપત્તિ પિતાજીની છે...'

'એમના વારસદાર તો આપ જ છો ને ?'

'હું બાપકમાઇ પર જીવવાનું પસંદ નથી કરતો.. મારું પરાક્રમ...મારું સત્ત્વ સ્વ-કમાઈ કરવામાં રહેલું છે.'

'તો સ્વદેશમાં રહીને વ્યાપાર ન કરી શકો ?'

'કરી શકાય, પરંતુ વિદેશ જોવાની પ્રબળ ઇચ્છા છે...વળી સિંહલદ્વીપમાં તો ખૂબ સારો વ્યાપાર કરી શકાય. અઢળક સંપત્તિ કમાઈ શકાય એમ છે.'

'તો શું આપે પિતાજીને વાત કરી ?'

'ના, કોઈને વાત નથી કરી...માટે તો નિદ્રા વેરણ બની છે...આજે પહેલ-વહેલી તને જ વાત કરી છે...'

'બસ, તો હવે ઊંઘ આવી જશે ! સૂઈ જઇએ ?'

'ના, હું વિદેશયાત્રાએ જાઉં તો તું રાજીને? તું સહર્ષ અનુમતિ આપે છે ને?'

'એટલે શું આપ મને અહીં મૂકીને જવા ધારો છો!'

'હા...'

'ના, હું તો આપની સાથે જ આવીશ! જ્યાં વૃક્ષ ત્યાં એની છાયા. હું તો આપની છાયા બનીને જીવી રહી છું.'

'વિદેશયાત્રા ઘણી કષ્ટભરી હોય છે... ખૂબ પ્રતિકૂળતાઓ આવે... ત્યાં તને જરાય ન ફાવે... અને મારા માથે તારી ચિંતા...'

'મારી ચિંતા આપને નહીં કરવા દઉં... આપની ચિંતા હું કરીશ... આપ મારા તરફથી નિશ્ચિંત રહેશો.'

'નિશ્ચિંત રહેવાય જ નહીં. તું સાથે હોય એટલે મારું મન તારામાં જ રમ્યા કરે... વેપાર કરવાનો તો સૂઝે જ નહીં!'

'જુઓ, મારી એક વાત સાંભળો. આપણને પંડિતજીએ એક દિવસ નીતિશાસ્ત્રની ઘણી વાતો કરી હતી... યાદ છે? એમણે કહ્યું હતું કે મનુષ્યે છ વાતો સૂની ન મૂકવી જોઇએ.

પત્નીને એકલી ન મૂકવી, રાજ્યને સૂનું ન મૂકવું, રાજસિંહાસનને સૂનું ન રાખવું, ભોજનને સૂનું ન મૂકવું.

અને સંપત્તિને સૂની ન રાખવી! આવે છે પંડિતજીની આ વાતો યાદ?'

'પણ હું તને ક્યાં એકલી મૂકીને જવાની વાત કરું છું? અહીં તું એકલી ક્યાં છે? માતા છે, પિતાજી છે! અહીં મન ન માને તો રાજમહેલ ક્યાં દૂર છે! ત્યાં પિતૃગૃહે જઈને રહી શકે.'

'મારા સ્વામી, પતિ વિનાની નારી સૂની જ કહેવાય... ભરયૌવનમાં આમ પત્નીને ત્યજીને ન જવાય. હું તો આપની સાથે જ આવીશ.'

'તને કષ્ટ પડશે—'

'કષ્ટને કષ્ટ નહીં માનું! આપની માત્ર પત્ની જ નહીં, આપની દાસી પણ બનીશ, આપની મિત્ર પણ બનીશ... અને અવસરે મા પણ બનીશ!'

અમરકુમાર હસી પડ્યો... આકાશમાં ચન્દ્ર પણ હસતો હતો.

'તો તો મારે તને સાથે લઈ જવાની!'

'પરંતુ, શું આપનાં માતાજી અનુમતિ આપશે?'

'હું મેળવીશ...'

'પિતાજી?'

'હું મનાવીશ!'

'મને તો ન મનાવી શક્યા!'

'કારણ કે તને હું નારાજ નથી કરી શકતો...'

'પણ મારા આવવાથી આપ નારાજ નહીં થાઓને !'

'ના !'

'તો હવે સૂઈ જવું જોઈએ.'

બંને નિદ્રાધીન થયાં. અમરકુમારનો વિચાર–વંટોળ શમી ગયો હતો. સુરસુંદરીની વાતો તેને સાચી લાગી હતી.

પ્રભાતે ઊઠીને તેણે સંકલ્પ કર્યો : 'આજે પહેલાં પિતાજીને વાત કરીશ... પછી માને વાત કરીશ.'

સવારે એ ધનાવહ શેઠને વાત ન કરી શક્યો. 'બપોરે ભોજનસમયે વાત કરીશ... એટલે માતાને પણ વાત જાણવા મળી જશે...' પરંતુ તે ભોજન સમયે પણ વાત ન ઉચ્ચારી શક્યો. પિતાના અને માતાના મુખ પર જે અપાર પ્રસન્નતા હતી... તે જોઈને એ ધ્રૂજી ગયો... 'મારી વાત સાંભળીને આ પ્રસન્નતાનાં પુષ્પો કરમાઈ જશે તો ?' તેણે વિચાર્યું : 'સાંજે પિતાજીના ખંડમાં જઈને વાત કરીશ.'

સાંજ પડી. ભોજનાદિથી નિવૃત્ત થઈ તે પિતાજીના ખંડમાં પહોંચ્યો. પિતાને પ્રણામ કરી તેમના પગ પાસે જમીન પર બેસી ગયો. વાતનો પ્રારંભ શેઠે જ કર્યો :

'આજકાલ તું વેપારમાં રસ લે છે અને તેં જે કામ સંભાળી લીધાં છે, તેથી મને ઘણી રાહત થઈ છે બેટા !'

અમરકુમારને પોતાના મનની વાત કરવાની તક મળી ગઈ, તેણે તકને ઝડપી લીધી.

'પિતાજી, મેં સિંહલદ્વીપના વેપારીઓ સાથે ઘણી મહત્ત્વની વ્યાપારવિષયક વાતો કરી હતી.'

'હું જાણું છું. એ વેપારીઓ તારી બુદ્ધિની પ્રશંસા કરતા હતા.'

'પિતાજી, મારા મનમાં એક વિચાર ઘણા સમયથી ઘુમરાયા કરે છે. આપ આજ્ઞા આપો તો કહું.'

'કહે, જરૂર કહે બેટા.'

'મારી ઇચ્છા સિંહલદ્વીપ વગેરે વિદેશોમાં જવાની છે.'

'તારે શા માટે જવું પડે?'

'હું સ્વપુરુષાર્થથી મારા ભાગ્યને અજમાવવા ઇચ્છું છું. હું સ્વબળથી ધનોપાર્જન કરવા ચાહું છું.'

'બેટા, આ બધી સંપત્તિ, આ બધો વૈભવ તારો જ છે. તારે તારા જીવનમાં કમાવાની જરૂર જ નથી. જે છે તે સાચવી લેવાનું છે.'

'પિતાજી, જે છે તે આપે ઉપાર્જન કરેલું છે. ઉત્તમ પુત્ર બાપકમાઈ ઉપર ન જીવે... આપનો હું પુત્ર છું... આપ મને ઉત્તમ જોવા નથી ઇચ્છતા શું?'

'તું ગુણોથી ઉત્તમ છે, તું જ્ઞાનથી અને બુદ્ધિથી ઉત્તમ છે અમર!'

'હવે મને મારા પરાક્રમથી ઉત્તમ બનવાની તક

આપો પિતાજી. મેં મારા મનમાં નક્કી કરી નાંખ્યું છે વિદેશોમાં વ્યાપારાર્થે જવાનું.'

શેઠની આંખોમાં આંસુ ઊભરાયાં. અમરે પોતાની દૃષ્ટિ જમીન પર જડી દીધી હતી. શેઠ ગદ્‌ગદ્‌ સ્વરે બોલ્યા :

'બેટા, તારા વિના હું નહીં જીવી શકું... તારો વિરહ મારાથી સહન નહીં થાય... તને વિશેષ શું કહું ?'

'હું સમજું છું પિતાજી, આપનો મારા પર અવિહડ સ્નેહ છે... મેં ઘણા વિચારો પણ કર્યા... છેવટે આપનાં ચરણોમાં પડી... આપની અનુમતિ મેળવીને...જવાનો નિર્ણય કર્યો છે... આપના હૃદયને ભારે દુઃખ થશે... છતાં મારો એટલો અપરાધ આપ માફ કરજો.'

ધનાવહ શેઠ વિચારમાં પડી ગયા. પુત્ર વિનાની હવેલી કેવી સુમસામ લાગશે... તેની કલ્પના તેમને ધ્રુજાવી ગઈ.

'અમર, હજુ તું પુનર્વિચાર કર...'

'આપ અનુમતિ નહીં આપો તો નહીં જાઉં... પરંતુ મને હવે આ હવેલીમાં રહેવું નહીં ગમે, ભોજન કરવું નહીં ગમે... મારું મન અકળાયા કરશે...'

શેઠને લાગ્યું કે અમરનો વિદેશયાત્રાનો નિર્ણય પાકો છે, ત્યારે તેમણે બીજી વાત કરી :

'જો તું તારી માતાની અનુમતિ લઈશ તો મારી અનુમતિ મળી જશે. બસ ?'

'હું મારી માતાના ખોળામાં માથું મૂકીને મનાવીશ પિતાજી ! એ મને દુઃખી નહીં કરે...હા, મારે એને દુઃખી કરવી પડશે... પણ થોડાંક જ વર્ષ માટે... બે-પાંચ વર્ષમાં તો પાછો આવી જઈશ...'

'અને મારી પુત્રવધૂ માની જશે?'

'એણે તો સાથે આવવાની જીદ લીધી છે... મારી માતા એને મનાવે ને એ અહીં રહી જાય તો સારું...'

શેઠ અમરની આંખોને વાંચતા હતા.



અમરની વાત જાણીને ધનવતી અત્યંત વ્યથિત થઇ ગઈ. સુરસુંદરીએ પણ અમરની સાથે જ પરદેશ જવાની જીદ પકડી હતી. તેથી ધનવતીની મનોવેદના અસહ્ય થઈ ગઇ હતી. કારણ કે એણે અમર ઉપર તો હૈયાનાં હેત વરસાવ્યાં હતાં, સુરસુંદરી પર પણ કોઈ સંકોચ વિના સ્નેહની વર્ષા કરી હતી...

સરળ...નિખાલસ...અને સાલસ સન્નારી હતી ધનવતી એના મનનું સમાધાન નહોતું થતું...કે શા માટે અમરે પરદેશ જવું જોઈએ ? આ કરોડો રૂપિયા કોના માટે છે ? મારો એકનો

એક આ જ પુત્ર છે... પછી એને ધન કમાવા શા માટે દૂરના પ્રદેશમાં જવું જોઇએ ?'

રોઈ રોઈને ધનવતીએ પોતાની આંખો દુઃખાડી દીધી હતી. તે પોતાના શયનખંડમાં માનસિક વ્યથા અનુભવતી પડી હતી, ત્યાં શ્રેષ્ઠિ ધનાવહે શયનખંડમાં પ્રવેશ કર્યો. ધનવતીએ ઝડપથી ઊભા થઇને મૌન રહીને સ્વાગત કર્યું. શેઠ પલંગ પર બેઠા. તેમના મુખ પર ગંભીરતા હતી. આંખોમાં દુઃખ હતું.

'મેં અમરને ઘણો સમજાવ્યો...પણ તે નથી સમજી શકતો...મને લાગે કે હવે એને વધુ આગ્રહ કરીશ તો એ દુઃખી થઈ જશે...'

શેઠે ધનવતી સામે જોયું. ધનવતીની આંખો ભીની થઈ ગઈ હતી. શેઠે કહ્યું :

'તમે હવે હૃદયને થોડુંક દૃઢ કરો...લાગણીઓ પર સંયમ કર્યા વિના નહીં ચાલે! અમર જશે...સાથે પુત્રવધૂ પણ જશે...'

'પણ...હું એ બે વિના કેવી રીતે જીવી શકીશ ?'

'હું જાણું છું તમારો પુત્રસ્નેહ અગાધ છે...પુત્રવધૂ પરનો પ્રેમ પણ પારાવાર છે...છતાં કહું છું કે આ ક્ષણે પેલા જિનવચનને યાદ કરો...एगोऽहं नत्थि मे कोई, नाहमन्नस्स कस्सई । હું એકલો છું...મારું કોઈ નથી... હું કોઇનો નથી...આ પરમ સત્ય વચનને વારંવાર યાદ

કરો. દીનતાને ત્યજી દો...મેં પણ આ જ જિનવચનનો સહારો લીધો અને કંઈક સ્વસ્થ થયો...તમે જાણો જ છો કે આ દુઃખમય સંસારમાં જિનવચન જ સાચું શરણ આપી શકે...તમે જુઓને, આપણી પાસે કરોડો રૂપિયા છે ને? અત્યારે એ ધન આપણા મનને સાન્ત્વના આપી શકે એમ છે ખરું? આટલો વૈભવ હોવા છતાં આપણે અત્યારે આપણી જાતને કેવાં દુઃખી માનીએ છીએ? મનનાં દુઃખો જિનવચનને યાદ કરતાં જ ભાગી જાય છે. તનનાં દુઃખોમાં પણ જિનવચન જ સમતા અને સમાધિ આપે છે.'

શેઠના મુખ પર ચમક આવી. ધનવતી ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગઈ હતી.

'નાથ, આપની વાત સાચી છે...મારો રાગ જ મને દુઃખી કરે છે...અમરનો દોષ નથી, સુંદરીનો દોષ નથી... અને સુંદરી તો અમરની સાથે જાય તે સારું જ છે...'

'અમરે તો એને સાથે ચાલવાની ના જ પાડી હતી...પરંતુ પુત્રવધૂએ હઠ કરી...'

'એની એ હઠને હું સારી માનું છું...પણ પ્રિય-જનનો વિરહ મને પીડે છે...રાગ તો સંયોગ જ ઝંખે છે...'

'એ રાગને દૂર કરવાનો અમોઘ ઉપાય છે જિન-વચનની વારંવારની રટણા...સંબંધોની અનિત્યતા ખૂબ વિચારો. સંસારના સ્વરૂપનો વારંવાર વિચાર કરો...

આ વિચારો મનને હળવું કરી દે છે...મેં તો મારા મનને તૈયાર કરી દીધું છે અમરને શુભ દિવસે વિદાય આપવા માટે...'

'ના, ઉતાવળ ન કરશો. મને મારું મન સ્વસ્થ કરી લેવા દો. મારા રાગી...સ્નેહાળ મનને થોડું વિરક્ત થવા દો...'

'જ્યાં સુધી તમે હસીને અનુમતિ નહીં આપો ત્યાં સુધી હું તો એને અનુમતિ નહીં આપું...પણ તમારો એ દીકરો પણ તમારી અનુમતિ વિના પ્રયાણ નહીં કરે... એ વાતનો મને વિશ્વાસ છે. એને તમારા પ્રત્યે અનહદ પ્રેમ છે...પરંતુ યૌવનનો ઉછાળો જ કંઇક આવો હોય છે!'

'મને દુઃખ થાય એવું એકેય કામ એણે આજ દિન સુધી નથી કર્યું...એ હું જાણું જ છું. એની માતૃભક્તિ અદ્ભુત છે...માટે તો એના ઉપર મારો આટલો બધો રાગ જામી ગયો છે...'

'થોડાંક વર્ષોનો વિરહ સહન કરવા માટે મનને તૈયાર કરી લો. યુવાન પુત્ર દેશાટન કરે...એમાં આપણું પણ ગૌરવ વધવાનું છે. એના મનની ઇચ્છા પૂર્ણ થશે... એને સુખ મળશે...એના સુખે આપણે સુખી!'

શેઠ ધનાવહે ધનવતીના મનને સ્વસ્થ કરવાના પ્રયત્નો કર્યા. ખૂબ શાન્તિથી અને પ્રેમથી પ્રતિદિન ધનવતી સાથે તત્ત્વજ્ઞાનની વાતો કરવા માંડી. ધનવતી સાથે વધુ

સમય વીતાવવા માંડચો. મનમાં તો એવો નિર્ણય કરી લીધો હતો કે અમરના ગયા પછી પોતે વધુમાં વધુ સમય ધનવતીની પાસે રહેશે...પેઢીનું કામકાજ ઓછું કરી નાંખશે. મુનિમોને મોટાભાગનું કામ ભળાવી દેશે...

એક દિવસ એવો આવી ગયો...જેની ધનાવહ શેઠ પ્રતીક્ષા કરતા હતા. ધનવતીએ જ સામે ચાલીને કહ્યું :

'જોશી પાસે સારું મુહૂર્ત કઢાવ્યું ?'

'શાનું ?'

'અમરની વિદેશયાત્રાનું જ તો...!

'એટલે શું તમે અનુમતિ આપી દીધી ?'

'હા, આજે જ અમર આવ્યો હતો મારી પાસે. બિ...ચા...રો... બોલી જ નહોતો શકતો... 'કદાચ મારી માને આઘાત લાગશે તો ?' એટલે મેં જ કહ્યું : 'બેટા, તું મારી રજા લેવા આવ્યો છે ને ? તારે વિદેશયાત્રા કરવા જવું છે ને ?' તેણે મસ્તક નમાવીને હા કહી...મેં કહ્યું : ખૂશીથી જા બેટા, યુવાન પુત્ર તો પરદેશ ખેડે...એમાં જ હું રાજી ! ત્યારે તેની આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં...ને એણે મારા ઉત્સંગમાં માથું ઢાળી દીધું...'

'સારું કર્યું તમે ! તમને એના હૈયામાં લઈને એ જાય...એ જ હું ઇચ્છતો હતો. દ્રવ્યથી ભલે દૂર જાય, ભાવથી તો સાથે જ રહેશે !'

'તો હવે મુહૂર્ત...'

'મુહૂર્ત તો હું કઢાવું છું...પરંતુ આપણી પુત્રવધૂ માટે મહારાજાને અને મહારાણીને જાણ કરવી જોઈએ ને ?'

'એ હું આજે જ કરી દઈશ.'

'તો હું અમરને બોલાવીને...થોડીક વાતો કરીશ... પરદેશમાં જવાનું છે...એને મારે કેટલીક સાવધાનીઓ રાખવાની બતાવવી છે...જેથી એની યાત્રા સફળ થાય અને સુખરૂપ એ પાછો આવે.'

'અવશ્ય, તમે વાર્તા કરો, હું રાજમહેલે જઈશ.'

ધનાવહ શેઠનું મન પ્રફુલ્લિત બન્યું હતું. ધનવતી વસ્ત્રપરિવર્તન કરીને, સુરસુંદરી સાથે રથમાં બેસીને રાજમહેલે જવા ઉપડી.

* * *

જ્યારે સુરસુંદરી રાજમહેલે પહોંચી, રતિસુંદરીએ એને પોતાના ખોળામાં લીધી...અને ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. સુરસુંદરીની આંખો પણ ભીની થઈ ગઈ.

'બેટી, હું તને એમ કેમ કહું કે તું પરદેશ ન જા... પત્નીએ તો પતિની છાયા બનીને જ જીવવાનું હોય છે... એમાં જ એનું સુખ સમાયેલું છે. પરંતુ તારા વિરહની કલ્પના મને દુઃખી દુઃખી કરી દે છે. આ તો વિદેશયાત્રા... કેટલાં વર્ષો વીતી જાય...કંઈ કહેવાય નહીં...'

સુરસુંદરી મૌન હતી. શું બોલવું તે જ તેને સૂઝતું ન હતું. રતિસુંદરીએ કહ્યું :

'મને તારા સુસંસ્કારો પર વિશ્વાસ છે, છતાં તારા પ્રત્યેના અગાધ સ્નેહથી પ્રેરાઈને કહું છું બેટી કે પ્રાણના ભોગે પણ પતિવ્રતા બની રહેજે. તારા હૃદયમાં શીલધર્મને પ્રતિષ્ઠિત કરજે. કદાચ કોઈ સંકટ આવે...તો નિર્ભય બનીને શ્રી નમસ્કાર મહામંત્રનું ધ્યાન કરજે. એકાગ્ર મનથી ધ્યાન કરજે. મહામંત્રના પ્રભાવથી સંકટોનાં વાદળ વિખરાઈ જશે.

ગૃહસ્થજીવનમાં, પતિની પ્રસન્નતા આપણું મોટું ધન છે. માટે પ્રભાતે અમરકુમાર જાગે તે પહેલાં તું જાગજે. એમની આવશ્યકતાઓનો પહેલો વિચાર કરજે. ક્યારેય પણ એમનો અવિનય ન થઈ જાય, એની પૂરી કાળજી રાખજે.

પતિ પાસે બને ત્યાં સુધી કોઈ યાચના ન કરવી. પ્રસન્ન થયેલા પતિ વિના માગ્યે ન જોઈએ તો પણ પત્નીને ઘણું આપે છે. છતાં ક્યારેક માગવું પડે તો વિનયથી–નમ્રતાથી માગજે. એમની ઇચ્છાને અનુસરવા પ્રયત્ન કરજે.

વિશેષ તો તને કંઈ જ કહેવા જેવું નથી. તું સ્વયં સમજદાર છે, ધર્મપ્રિય છે અને અમારા કુળને ઉજ્જવલ કરનારી છે. તારી પાસે સાચું જ્ઞાન છે, શ્રદ્ધા છે અને અનેક કળાઓ છે. આ બધાંનો સુયોગ્ય કાળે ને સ્થળે વિનિયોગ કરવાની બુદ્ધિ છે...

બેટી, પંચ પરમેષ્ઠિ ભગવંતો સદાય તારી રક્ષા કરે... એવી શુભકામના કરતી રહીશ... બેટી, તું પણ તારી આ જનેતાને ક્યારેક યાદ કરજે...'

રતિસુંદરીનો આંસુઓનો બંધ તૂટી ગયો...

* * *

રાજા અને રાણી રથમાં બેસીને અમરકુમારને મળવા ધનાવહ શ્રેષ્ઠિની હવેલીએ આવ્યાં. શેઠે અને શેઠાણીએ બંનેનું યથોચિત સ્વાગત કર્યું. અમરકુમારે પણ આદર આપ્યો.

રાજાએ કહ્યું : 'કુમાર, વિદેશ જવાનો તમે નિર્ણય કરી જ લીધો છે, એટલે 'તમે વિદેશ ન જાઓ' એમ કહીને તમારા ઉત્સાહને તોડવો નથી... તમારા માર્ગમાં વિઘ્ન કરવું નથી... પરંતુ, સુરસુંદરી તમારી સાથે આવવા તત્પર થઈ છે... અમારી એ એકની એક પુત્રી છે, એ તમે જાણો છો... એના પર અમારી કેવી અપાર મમતા છે... એ તમારાથી અજાણ્યું નથી.

કુમાર, તમારા ઉપર પૂર્ણ શ્રદ્ધા મૂકીને અમારી પુત્રી તમને સોંપી છે... અમારું તો એ જીવન છે... એના સુખે અમે સુખી અને એના દુઃખે અમે દુઃખી...

પરદેશની વાટ છે... લાંબી વાટ છે... ક્યારેક સુંદરીની ભૂલ પણ થાય... તો એને ક્ષમા આપજો. ક્યારેય પણ એને તરછોડશો નહીં... જો જો, એને દગો ન થાય...' રાજા રડી પડ્યા... રાણીનાં ડૂસકાં સંભળાવા લાગ્યાં.

અમરકુમારે કહ્યું : 'હે તાતતુલ્ય ! આપ નિશ્ચિંત રહો. આપની શુભ કામનાઓથી અમારી વિદેશ-યાત્રા નિર્વિઘ્ન બનશે. અમારા બંનેનો પરસ્પરનો પ્રેમ અખંડ રહેશે...'

'હું સિંહલ દ્વીપ સુધીનાં માર્ગમાં આવનારાં નગરોમાં મારા પરિચિત રાજાઓને સંદેશા તો મોકલી જ આપું છું...તમે જ્યાં જશો ત્યાં તમને બધી જ અનુકૂળતા મળી જશે. વ્યાપારમાં સફળતા મળશે.'

ધનાવહ શેઠે કહ્યું : 'મેં પણ એ પ્રદેશોના મારા પરિચિત વ્યાપારી શ્રેષ્ઠિઓને જાણ કરી દીધી છે.'

'પ્રયાણ ક્યારે કરવાનું છે ?' મહારાજાએ પૂછ્યું.

'અક્ષય તૃતીયાના દિવસે.'

'ઉત્તમ દિવસ છે !'

'વિદેશ-યાત્રા સફળ થશે...'

'જલ્દી જલ્દી પાછા આવે...એવી આપણે કામના કરીએ...'

* * *

અક્ષય તૃતીયાનો મંગળ-દિવસ આવી ગયો.

સમુદ્રમાં સુંદર બાર વહાણો સજ્જ થઈને ઊભાં હતાં. વહાણો મૂલ્યવાન સામાનથી ભરેલાં હતાં. નાવિકો, નોકર-ચાકરો અને મુનિમો વહાણોમાં ગોઠવાઈ ગયા હતા.

અમરકુમાર અને સુરસુંદરીને વિદાય આપવા ચંપાનગરીનાં હજારો સ્ત્રી-પુરુષો સમુદ્રકિનારે આવી ગયાં હતા. મહારાજા અને મહારાણી, શેઠ અને શેઠાણી...મૌન હતાં. સ્વજનવિરહની વ્યથાથી તેઓ વ્યથિત હતાં.

અમરકુમાર ખૂબ પ્રસન્ન હતો.

સુરસુંદરી પણ હર્ષવિભોર હતી.

'વિજયમુહૂર્ત'ની પ્રતીક્ષા થઈ રહી હતી. અમરકુમારની ચન્દ્રનાડી ચાલી રહી હતી. શુભ શુકન થઈ રહ્યા હતા. પક્ષીઓનો મધુર ધ્વનિ થઈ રહ્યો હતો. જલધિના તરંગો નાચી રહ્યા હતા.

સુરસુંદરી પંચપરમેષ્ઠિ ભગવંતોના ધ્યાનમાં લીન બની હતી.

રતિસુંદરી અને ધનવતી, સુરસુંદરીની બે બાજુ ઊભી રહીને શુભકામનાઓ કરી રહી હતી...ક્યારેક શંકાઓ કુશંકાઓમાં પણ ઘેરાતી હતી.

પુરોહિતે પોકાર કર્યો : 'લગ્ન સમય આવી ગયો છે...પાવન પગલાં ઉપાડો...વહાણમાં આરૂઢ થાઓ !'

સુરસુંદરીની સાથે સાથે અમરકુમારે નૌકામાં પદાર્પણ કર્યું. લોકોએ જયધ્વનિ કર્યો. નૌકા મોટા જહાજ તરફ સરકવા માંડી...અને અલ્પ સમયમાં જહાજ પાસે પહોંચી ગઈ. દંપતિ જહાજ પર ચઢી ગયાં...અને જહાજે ગતિ પકડી.

'આવજો...વહેલાં વહેલાં આવજો...

'કુશળ રહેજો, પ્રસન્ન રહેજો...'ના અવાજો ધીરેધીરે સંભળાતા મંદ થયા...કિનારા પર ઊભેલાં હજારો સ્ત્રી-પુરુષો હવામાં હાથ હલાવતાં...ત્યાં સુધી ઊભાં રહ્યાં... જ્યાં સુધી વહાણો દેખાતાં રહ્યાં...

સુરસુંદરી અને અમરકુમાર પણ ચંપાને દેખતા રહ્યાં...જ્યાં સુધી ચંપા દેખાણી ત્યાં સુધી.



સુરસુંદરી અને અમરકુમાર માટે આ પ્રથમ સમુદ્રયાત્રા હતી. સંસ્કૃત કાવ્યોમાં તેમણે સમુદ્રનાં રોમાંચક વર્ણનો વાંચેલાં હતાં. ધર્મગ્રન્થોમાં પણ સંસારને અપાયેલી સમુદ્રની ઉપમાઓ વાંચેલી હતી. 'સંસાર એક અનન્ત સાગર છે–' આ શબ્દો પણ જૈનાચાર્યોના મુખે સાંભળેલા હતા. 'સાગરનાં ખારાં પાણી જેવાં સંસારનાં સુખ છે,' આ ઉપદેશ પણ તેમણે સાંભળેલો હતો.

અગાધ સાગર ઉપર બાર વહાણોનો કાફલો તીવ્ર ગતિથી વહી રહ્યો હતો. સિંહલ દ્વીપની દિશામાં વહાણો આગળ વધી રહ્યાં હતાં. અમર-

કુમાર અને સુરસુંદરી પોતાના વહાણના તૂતક ઉપર ઊભાં હતાં. સૂર્યાસ્ત પૂર્વે ભોજનાદિથી નિવૃત્ત થઈ, સંધ્યાકાલીન સમુદ્રસૌન્દર્ય નિહાળવા તૂતક પર આવ્યાં હતાં. બંનેના મન આનન્દવિભોર હતાં, હૃદય પ્રફુલ્લિત હતાં.

તીવ્ર ઇચ્છાની સંપૂર્તિ થઈ હતી અને પ્રિય સ્વજનનું સાન્નિધ્ય હતું! ભાવોની અભિવ્યક્તિ કરવા માટે સાનુકૂળ વાતાવરણ હતું અને અનન્ત સાગરનો ઊછળતો ઉત્સંગ હતો...

'સુંદરી! કેમ મૌન ધારણ કર્યું છે?' એકીટસે ક્ષિતિજ તરફ જોઈ રહેલી...સુરસુન્દરીના કાને અમરકુમારના શબ્દો અથડાયા. તેણે અમરકુમાર સામે જોયું. તેની આંખોમાંથી નીતરતો સ્નેહરસ પીધો અને બોલી :

'નાથ, અતિ આનંદ વાણીને હરી લે છે!'

'હું તો બીજી જ કલ્પના કરતો હતો...'

'કઈ કલ્પના?'

'કદાચ તું ઘરની સ્મૃતિમાં...માતા–પિતાની સ્મૃતિમાં ખોવાઈ હોય...'

'એક પ્રિય સ્વજન કરતાં વધુ પ્રિય સ્વજનનું સાન્નિધ્ય મળે છે ત્યારે પેલું પ્રિય સ્વજન યાદ નથી આવતું!'

'અને, એક નવું... આહ્લાદક અને મનોહર વાતાવરણ મળે છે ત્યારે પણ પૂર્વની સ્મૃતિઓ મનમાં નથી ઊભરાતી...'

'સાચી વાત છે... વર્તમાનની મધુર ક્ષણોને માણવામાં તલ્લીન મન સ્મૃતિઓથી અલિપ્ત રહે છે!'

'હવે આપણે અંદર ખંડમાં જઈએ... ચારેબાજુ અંધકાર છવાયો છે... અંદર બેસીને સાગરનો ઘુઘવાટ સાંભળવાનો આનંદ માણીશું!'

બંને પોતાના શયનખંડમાં આવ્યાં. પરિચારિકાએ શયનખંડમાં દીપકો પ્રગટાવી દીધા હતા.

વસ્ત્ર–પરિવર્તન કરી સુરસુંદરી અમરકુમારની પાસે જમીન પર બેઠી હતી. અમરકુમાર સુરસુંદરી સામે જોઈ રહ્યો હતો... સુંદરી શરમાઈ ગઈ. તેણે પૂછ્યું:

'કેમ મૌન છો?'

'વિચારું છું!'

'વિચારો છો કે જુઓ છો?'

'બંને ક્રિયા સાથે કરું છું!'

'શું વિચારો છો?'

'તું સાથે આવી તે સારું થયું...'

'પણ તમે તો ના પાડતા હતા ને? સાથે નહીં ચાલવાની તો...'

'એટલે તો કહું છું, મેં મારી જીદ ત્યજી દીધી અને તેં તારી જીદ પકડી રાખી–તે સારું થયું!'

'પણ, એ તો અત્યારે યાત્રામાં સારું લાગે છે... સિંહલ દ્વીપ જઈને જ્યાં વ્યાપારમાં ગુંથાયા... કે'

'ના, ત્યારે પણ ખોટું નહીં લાગે... આખો દિવસ વેપાર કરીને જ્યારે થાકચો-પાકચો ઘરે આવીશ ત્યારે તારું સાન્નિધ્ય મળશે... મારો થાક ઊતરી જશે... કંટાળો દૂર થશે...'

'હું મારી જાતને ધન્ય માનું છું... જીવનપર્યંત ક્ષણેક્ષણ આપને સુખ આપનારી બની રહું... આનન્દ આપનારી બની રહું... અને આત્મકલ્યાણમાં સહયોગી બની રહું...એ જ મારું જીવન બન્યું રહે – એવી મારી મહેચ્છા છે.' સુરસુંદરી ગદ્‌ગદ્ થઈ ગઈ. અમરકુમારની રોમરાજી વિકસ્વર થઈ ગઈ.

'સુંદરી, મને એક વિચાર આવ્યો...'

'કહો...'

'કોઈ વિશિષ્ટજ્ઞાની પુરુષ મળે તો મારે પૂછવું છે કે અમારા બેનો આવો સ્નેહસંબંધ કેટલા ભવોથી ચાલ્યો આવે છે?'

'અને હું પૂછીશ કે, ભગવંત, અમારા નિર્વાણ સુધી આ સંબંધ અખંડ રહેશે ને?'

'નહીં રહે!'

'તે હું તમને નથી પૂછતી!'

'કેમ? હું વિશિષ્ટજ્ઞાની પુરુષ નથી?'

'તમે પરોક્ષજ્ઞાની છો, પ્રત્યક્ષજ્ઞાની નથી!'

'છતાં કહું છું કે જો આપણો મોક્ષ થવાનો હશે તો આ સંબંધ નહીં ટકે!'

'શાથી ?'

'આપણો સંબંધ રાગજન્ય છે. રાગ દશા હોય ત્યાં સુધી વીતરાગ દશા પ્રાપ્ત ન થાય! રાગ દશા જાય તો વીતરાગ દશા પ્રગટે!'

'એ વાત તદ્દન સાચી... ભલે, રાગ જાય અને વીતરાગતા આવે... પરંતુ રાગ જાય અને દ્વેષ ન આવી જવો જોઇએ... મારે આ કહેવું છે...'

'રાગ હોય એટલે દ્વેષ તો આવવાનો જ! રાગ–દ્વેષ તો પાક્કા મિત્રો છે!'

'એ બે તો વિરોધી ભાવો છે!'

'છતાં એક વિના બીજાનું અસ્તિત્વ નથી!'

'રાગ–દ્વેષના અસ્તિત્વમાં પણ સંબંધ તો ટકે ને?'

'સંબંધ અખંડ ન રહે! સંસારમાં સંબંધો અનિત્ય છે.'

'એક ભવમાં સંબંધ અખંડિત રહ્યાનાં દૃષ્ટાન્તો શાસ્ત્રોમાં નથી મળતા? નવ–નવ ભવો સુધી સંબંધ અખંડિત રહ્યાનાં દૃષ્ટાંત હું જાણું છું!'

'તો તો આપણો સંબંધ પણ અખંડિત રહેશે!'

'મારી તો અંતરની એ ઝંખના છે...'

'આ વિષમ સંસારમાં જીવાત્માની બધી ઝંખનાઓ સફળ થાય ખરી સુંદરી?'

'તમે તો જાણે અત્યારે મહાત્મા બનીને બોલી રહ્યા છો!'

'કારણ કે તને મહાત્માઓની વાણી વધુ ગમે છે!'

'એટલે મને ગમે એવું જ બોલવાનું ને!

'હાસ્તો, સંબંધને અખંડિત રાખવા તારે પણ એવું બોલવાનું કે જે મને ગમતું હોય!'

'એક-બીજાના ગમા-અણગમા જાણી લેવાના!'

'હા, હવે આપણને તો સૂઈ જવાનું ગમશે!'

* * *

સવારે સુરસુંદરી વહેલી જાગી. આવશ્યક કાર્યો પતાવીને, શુદ્ધ વસ્ત્ર ધારણ કરી, શુદ્ધ ભૂમિભાગ પર બેસી તેણે શ્રી નવકાર મંત્રનો જાપ શરૂ કર્યો.

અમરકુમાર જાગ્યો. તેણે સુરસુંદરી સામે જોયું.

શ્વેત વસ્ત્રો! ધ્યાનસ્થ મુદ્રા! પ્રશાન્ત મુખાકૃતિ! જાણે કોઈ યોગિની બેઠી હોય તેવી સુરસુંદરી દેખાતી હતી. અમરકુમાર પ્રસન્ન થઈ ગયો. સુરસુંદરીને જરા પણ વિક્ષેપ ન થાય એ રીતે તે ઊભો થઇને ખંડમાંથી બહાર નીકળી ગયો.

સ્નાનાદિથી નિવૃત્ત થઈ અમરકુમાર મુખ્ય નાવિકને મળ્યો. બારે વહાણો અંગે જાણકારી મેળવી. સમુદ્રના હવામાનને જાણ્યું. ચંપાનગરીથી કેટલા દૂર આવ્યા તે જાણ્યું.

'કુમાર શેઠ, આપણી પાસે આજનો દિવસ ચાલે એટલું મીઠું પાણી છે. આવતી કાલે આપણે એક દ્વીપ પર રોકાઇને પાણી ભરી લેવું પડશે.'

નાવિકે અમરકુમારને કહ્યું. અમરકુમારે પૂછ્યું :

'માર્ગમાં એવો દ્વીપ આવે છે?'

'હા જી, યક્ષ દ્વીપ આવે છે. એ દ્વીપ પર મીઠું પાણી મળી જશે.'

'તો તો આવતી કાલે ત્યાં જ મુકામ કરીએ... દ્વીપ સુંદર હશે?'

'ખૂબ રમણીય દ્વીપ છે. ફળ-ફૂલથી લચી પડેલાં અસંખ્ય વૃક્ષો છે. ઉદ્યાનો અને ઉપવનો છે... પરંતુ એક ભય મોટો છે!'

'શાનો ભય?'

'યક્ષનો!'

'શાથી?'

'એ યક્ષ માનવભક્ષી છે. જ્યાં યક્ષને માણસની ગંધ આવી... ત્યાં માણસનો ભોગ લીધે જ એને શાન્તિ! એટલે કોઈ પણ યાત્રિક એ દ્વીપ પર રાત રહેતો નથી.'

'તો આપણે પાણી ભરી લઇને, ભોજનાદિથી પરવારીને આગળ પ્રયાણ કરી દેવું પડે! દ્વીપ પર ફરી નહીં શકાય.'

'અમે જ્યારે ભોજનની તૈયારી કરીએ ત્યારે આપ

દ્વીપ પર પરિભ્રમણ કરી શકશો. એકાદ પ્રહરનો સમય મળી જશે.'

'એ વાત બરાબર છે.'

'કુમાર શેઠ, તે છતાં જાગ્રત તો રહેવાનું જ! સાવધાની તો પૂરેપૂરી રાખવાની! યક્ષ તો ઇચ્છે ત્યારે આવી શકે ને?'

'પરદેશમાં તો ભાઈ, સદૈવ જાગ્રત રહેવું પડે...'

અમરકુમારે સમુદ્રની સપાટી પર તરતાં પોતાનાં બારે જહાજો ઉપર નજર નાંખી... અને વ્યાપારના વિચારોમાં ડૂબી ગયો. જ્યારે પરિચારિકાએ આવીને કહ્યું:

'દુગ્ધપાનનો સમય થઈ ગયો છે, દેવી આપની પ્રતીક્ષા કરે છે...' ત્યારે તે વિચારનિદ્રામાંથી જાગ્યો અને ઝડપથી ભોજનકક્ષમાં પહોંચ્યો. સુરસુંદરી તેની રાહ જોઈને બેઠી હતી.

'નાથ, શું કોઈ વેપારી આવી ચઢચો હતો જહાજ પર?' સુંદરીએ હસીને પૂછ્યું.

'વેપારીઓ આવી ચઢશે ત્યારે તો મારે દૂધ પણ ત્યાં જ મંગાવી લેવું પડશે!'

'હું જ લઈને હાજર થઈશ આપની સેવામાં!'

અમરકુમાર હસી પડચો. બંનેએ દુગ્ધપાન કર્યું અને અમરકુમારે યક્ષદ્વીપની સુંદરીને વાત કરી.

'તે શું આ વાત સાચી હશે!' સુંદરીએ પૂછ્યું.

'સાચી હોઈ શકે! નાવિકોનો અનુભવ હશે ત્યારે કહેતા હશે ને?'

'અનુભવ હોત તો નાવિક જીવતો જ ન હોત ને!'

'એણે જાણ્યું હશે કે એ યક્ષ માનવભક્ષી છે.'

'એ યક્ષને શું બીજું કંઈ ખાવા નહીં મળતું હોય કે માણસને ખાઈ જાય છે?'

'એ ખાતો નહીં હોય, મારી નાંખતો હશે!'

'કેમ?'

'માનવજાત પર દ્વેષ હશે!'

'શાથી?'

'પૂર્વ જન્મમાં માણસોએ એને ખૂબ દુઃખ દીધું હશે... માર્યો હશે... હડધૂત કર્યો હશે... એનાથી એના મનમાં માનવજાત ઉપર દ્વેષ જાગ્યો હશે... વેરની આગ ભભૂકી ઊઠી હશે... બદલો લેવા માટે તડપી રહ્યો હશે...'

'સાચું નિદાન કર્યું તમે...આવું મેં ધર્મગ્રન્થોમાં વાંચેલું છે!'

'વળી, આ દ્વીપ પર એનો અધિકાર હશે. એની રજા લીધા વિના જે કોઈ આ દ્વીપ પર આવતું હશે એને એ મારી નાંખતો હશે.'

અમરકુમારે માનવહત્યા કરવાનું બીજું કારણ બતાવ્યું.

'પણ એની રજા લેવા જાય કોણ? કેવી રીતે જાય? એ શું પ્રત્યક્ષ જ રહેતો હશે? દેવો તો માનવીની આંખે ન-દેખાય ને?'

'દેખાય પણ ખરા અને ન પણ દેખાય. છતાં એની અનુજ્ઞા લઇ શકાય. અજાણી ધરતી પર રહેવું હોય તો 'આ ધરતી પર જે દેવનો અધિકાર હોય, તે દેવ મને અનુજ્ઞા આપો, મારે આ ધરતી પર રહેવું છે.' આટલું બોલે એટલે અનુજ્ઞા મળી ગઇ એમ માની લેવાનું.'

'તો આપણે પણ એ રીતે અનુજ્ઞા લઇને જ એ દ્વીપ પર ઊતરીશું. પછી તો યક્ષ આપણને નહીં મારે ને!'

'જો ક્રૂર હોય તો મારે પણ ખરા!'

'તો આપણે રાત નહીં રોકાઇએ.'

'રાત રોકાવાની જરૂર પણ નથી ત્યાં. આપણને એ દ્વીપ પર ફરવાનો એક પ્રહર જેટલો સમય મળી જશે. ખૂબ જ રમણીય દ્વીપ છે... આપણે બે ફરી આવીશું... ભોજન કરી લઇશું અને વહાણોને હંકારી મૂકીશું!'

'ભલે, ત્યાં ભોજન માણસો બનાવશે, આજે તો હું બનાવીશ...' એમ કહી સુરસુંદરી રસોઇ-ઘરમાં રસોઇની તૈયારીમાં પ્રવૃત્ત થઈ. અમરકુમાર મંત્રણા-ખંડમાં ગયો. મુનિમોને બોલાવ્યા અને વ્યાપાર અંગે વિચાર-વિમર્શ શરૂ કર્યો.

અનુભવી મુનિમોએ સિંહલ દ્વીપના વેપારીઓની રીતરસમો વર્ણવી બતાવી. ભયસ્થાનો પણ બતાવ્યાં. તે દ્વીપની રાજનીતિ સમજાવી. વ્યપારિક નીતિ-રીતિનો ખ્યાલ આપ્યો. અમરકુમાર એકાગ્રચિત્તે સાંભળતો રહ્યો. પિતાજીના મુનિમો પર અમરકુમારને શ્રદ્ધા હતી, વિશ્વાસ હતો.

વહાણો યક્ષદ્વીપ તરફ આગળ વધી રહ્યાં હતાં... કે જ્યાં ન ધારેલો... ન કલ્પેલો ધરતીકંપ થવાનો હતો સુરસુંદરીના જીવનમાં...



યક્ષ દ્વીપ જ્યારે દૂરથી દેખાયો, ત્યારે નાવિકે અમરકુમારને કહ્યું : 'કુમાર શેઠ, હવે એકાદ ઘડીમાં આપણે યક્ષદ્વીપ પર પહોંચી જઇશું. જુઓ, દૂર યક્ષ દ્વીપ ઉપરનાં ઊંચાં વૃક્ષો દેખાય છે...' તેણે યક્ષદ્વીપની દિશામાં આંગળી ચીંધીને બતાવ્યું.

'જુઓ, પહેલું કામ તમે મીઠું પાણી ભરી લેવાનું કરજો. પછી ભોજન બનાવવાનું કામ શરૂ કરજો.'

'આપની આજ્ઞા મુજબ જ થશે.' નાવિકે વિનયથી અમરકુમારની આજ્ઞા સ્વીકારી.

અમરકુમાર સુરસુંદરી પાસે પહોંચ્યો. સુરસુંદરીને તેણે યક્ષદ્વીપ તરફ આંગળી ચીંધીને કહ્યું :

'સુંદરી, આપણે ત્યાં પહોંચીને સીધાં ફરવા માટે જ ઊપડી જઈશું!

'આપના માટે ભોજન...'

'આજે માણસો બનાવી લેશે. તારે ભોજન બનાવવાનું નથી...'

યક્ષદ્વીપની તરફ વહાણો ઝડપથી આગળ વધી રહ્યાં હતાં. નાવિકો વહાણોને કિનારે લાંગરવા માટેની તૈયારીઓ કરવા લાગ્યા. બારે વહાણો પરથી હર્ષધ્વનિ થઈ રહ્યો હતો.

સમુદ્રમાં યોગ્ય સ્થળે વહાણોને લંગર નાંખી થોભાવવામાં આવ્યાં. વહાણો સાથે બાંધેલી નૌકાઓને તૈયાર કરવામાં આવી. સૌ પ્રથમ અમરકુમાર અને સુરસુંદરી નૌકામાં ઊતર્યાં. નાવિકે નૌકાને દ્વીપના કિનારા તરફ હંકારી.

કિનારો આવતાં અમરકુમાર કૂદી પડ્યો અને સુરસુંદરીને સહારો આપીને ઉતારી લીધી. નાવિકે હોડીને પાછી વહાણ તરફ હંકારી મૂકી.

અમરકુમાર અને સુરસુંદરી દ્વીપના મધ્ય ભાગ તરફ ચાલ્યાં. દ્વીપ રમણીય હતો. જુદી જુદી જાતનાં વૃક્ષોની ઘટાઓ હતી. ઠેર ઠેર સુગન્ધી પુષ્પોના છોડ હતા... ખળખળ વહેતાં પાણીનાં ઝરણાં હતાં.

ખૂબ ફર્યાં. સુરસુંદરી શ્રમિત થઈ ગઈ. એક વૃક્ષ નીચે બંને વિશ્રામ કરવા બેઠાં.

તન શ્રમિત હતું. વૃક્ષની શીતલ છાયા હતી. મંદમંદ સમીર વહી રહ્યો હતો. સુરસુંદરીની આંખો ઘેરાવા લાગી... અને તે અમરકુમારના ઉત્સંગમાં મસ્તક ઢાળીને નિદ્રાધીન થઈ ગઈ.

નિદ્રાધીન થયેલી સુરસુંદરીના મુખ તરફ અમરકુમાર નિર્નિમેષ દૃષ્ટિથી જોઈ રહ્યો... તેનું મન વાચાળ બની ગયું...

'કેવી નિશ્ચિંત બનીને ઘસઘસાટ ઊંઘે છે! એને મારા પર કેવો વિશ્વાસ છે! એના મુખ પર કેવી પ્રસન્નતા છવાયેલી છે! એનો મારા પર કેવો અદ્ભુત પ્રેમ છે...'

'જો કે અમારો પ્રેમ બાલ્યકાળથી છે. સાથે ભણતાં હતાં... ત્યારથી અમારું એક-બીજા તરફ આકર્ષણ હતું જ. બસ, એક જ વાર અમે ઝગડી પડ્યાં હતાં...

હું નહોતો ઝગડ્યો, એણે મારી સાથે ઝગડો કર્યો હતો... મેં તો મારો પ્રેમનો અધિકાર માનીને... એની ઓઢણીના આંચલમાંથી સાત કોડી લીધી હતી... મારો કોઈ ચોરીનો ઇરાદો નહોતો. બીજા વિદ્યાર્થીઓનાં દેખતાં જ મેં સાત કોડી લીધી હતી... મારા મનમાં તો એ જાગે ત્યારે એને આશ્ચર્યચકિત કરી નાંખવાની ઇચ્છા હતી. એ જ્યારે મીઠાઈને જોશે ત્યારે આશ્ચર્યથી મારી સામે જોઈ રહેશે... અને જ્યારે એ જાણશે કે એની જ

સાત કોડીથી મેં મીઠાઈ ખરીદીને વિદ્યાર્થીઓને ખવડાવી છે ત્યારે મીઠો રોષ કરીને રાજી થશે...

પરંતુ એ તો જાગીને મારા પર કેવી રોષે ભરાણી હતી ? મને ચોર કહ્યો... બધા વિદ્યાર્થીઓની વચ્ચે મારું ઘોર અપમાન કર્યું... ઓ બાપ રે... ! એ વખતે એનું મુખ કેવું લાલચોળ થઈ ગયું હતું ! એના મુખમાંથી કેવાં અંગારા જેવાં વચનો નીકળ્યાં હતાં ?

એનું કેવું અભિમાન !! મને કહ્યું હતું : 'હા, હા, સાત કોડીથી રાજ લઈશ રાજ... !' ઓહો, કેવો એનો ગર્વ ? રાજકુમારી હતી ને...એના પિતા રાજા... એટલે એ કોઈથી પણ શાની દબાય ?

પરંતુ... આજે એ રાજકુમારી નથી... મારી પત્ની છે... આજે એ મારા અધિકારમાં છે...'

અમરકુમારના મનમાં બાલ્યકાળની એ કડવી સ્મૃતિઓ ઉભરાવા લાગી... અને રોષથી તે સળગી ઊઠયો. તેની આંખોમાંથી ક્રોધના તણખા ખરવા લાગ્યા...એની નસો તંગ થવા લાગી.

'સાત કોડીથી એને રાજ્ય લેવા દઉં ! હા, જોઉં તો ખરો, એ સાત કોડીથી રાજ લે છે કે...'

'ભલે, એનું જે થવું હોય તે થાય. એને અહીં સુતેલી છોડીને ચાલ્યો જાઉં... એની સાડીના છેડે સાત

કોડી બાંધીને ત્યાં લખી દઉં...' સાત કોડીથી રાજ લેજે !' અભિમાનીનું અભિમાન ત્યારે જ ઊતરશે... રાજ કેમ લેવાય છે...એની ગમ ત્યારે જ પડશે...'

'પરંતુ નાવિકો પૂછશે... મુનિમો પૂછશે...' શેઠાણી ક્યાં ગયાં કુમાર શેઠ ?' તો હું શો જવાબ આપીશ ?

અમરકુમારના શરીરે પરસેવો વળી ગયો. 'જો હું જવાબ આપતાં થોથરાઈ જઇશ... તો એ લોકોને શંકા પડશે કે 'જરૂર શેઠે શેઠાણીની હત્યા...' એને કમકમી આવી ગઈ.

'ના, ના, હું એવો જવાબ આપીશ કે એ લોકોને કોઈ જ શંકા નહીં પડે. હું કહીશ કે યક્ષ આવીને સુંદરીને ઉપાડી ગયો... અને હું દોડતો આવી ગયો...'

'એક ક્ષણનોય વિલંબ કર્યા વિના વહાણોને હંકારી મૂકીશ... હા, યક્ષની વાત આવતાં બધાંને મારી વાત સાચી લાગશે...' એણે સુરસુંદરી સામે જોયું...દાંત કચકચાવ્યા...

સુરસુંદરી જાગી ન જાય, એની ખાસ કાળજી રાખીને તેણે ખીસ્સામાંથી સાત કોડી કાઢી અને સુરસુંદરીની સાડીના છેડે બાંધી દીધી. સળીને આંખોના કાજળમાં બોળીને છેડા પર લખ્યું : 'સાત કોડીથી રાજ લેજે !'

ખૂબ સાચવીને તેણે સુરસુંદરીનું મસ્તક પોતાના ખોળામાંથી જમીન પર મૂક્યું... સુરસુંદરીએ પડખું

ફેરવ્યું... એક ક્ષણ તેણે આંખો ખોલીને જોઈ લીધું... અમરકુમારને જોયો અને પાછી ઘસઘસાટ ઊંઘી ગઈ.

અમરકુમાર ક્ષણભર તો ખમચાઈ ગયો... પરંતુ તેના હૈયામાં તો ક્રોધનો લાવારસ ઊછળી રહ્યો હતો. તે ઊભો થયો... તેણે સુરસુંદરી સામે જોયું... હાથની મુઠીઓ વળી ગઇ. ચહેરો તંગ થઈ ગયો...અને દોડ્યો... કિનારા તરફ દોટ મૂકી.

એ કદાચ જાગી જાય... ને મને કિનારા તરફ દોડતો જોઈ જાય તો? એ પણ દોડતી મારી પાછળ આવી જશે...' એ વારંવાર પાછું જોતો હતો અને દોડચે જતો હતો.

નાવિકોએ અને મુનિમોએ અમરકુમારને એકલાને દોડતો આવતો જોયો... ને તેમના પેટમાં ફાળ પડી... નાવિકો સામે દોડતા ગયા...

'શું થયું કુમાર શેઠ? શેઠાણી ક્યાં?'

કુમાર જમીન પર બેસી પડ્યો... તે હાંફતો હતો... તેની આંખોમાં ભય તરવરતો હતો...તેણે ત્રુટક શબ્દોમાં કહ્યું:

'જલ્દી કરો... પેલો યક્ષ... આવ્યો...ને સુંદરીને ઉપાડી ગયો... હું ભાગ્યો...'

'હેં? યક્ષ શેઠાણીને ઉપાડી ગયો? સત્યાનાશ... જલ્દી આપણે વહાણોમાં બેસી જઈએ... નહીંતર એ

દુષ્ટ આવીને આપણુંને સહુને મારી નાંખશે...' મુખ્ય નાવિકે કિનારા તરફ દોટ મૂકી.

ભોજન ભોજનના ઠેકાણે રહ્યું. સહુ ઝડપથી નૌકામાં બેસીને વહાણો પર પહોંચી ગયા અને લંગર ઉઠાવીને વહાણોને હંકારી મૂકચાં.

અમરકુમાર પોતાના વહાણમાં પહોંચીને સીધો પોતાના ખંડમાં ઘૂસી ગયો. દરવાજો બંધ કરીને પલંગમાં આળોટી પડચો... તેનું મન બબડી રહ્યું હતું : 'બસ, કામ થઈ ગયું... બદલો લેવાની મારી ઈચ્છા તો હતી જ... છતાં એ ઇચ્છા પ્રેમની રાખ નીચે દટાઈ ગઈ હતી... હા, મને એના પ્રત્યે પ્રેમ હતો... છતાં એણે કરેલો વચનનો ઘા રૂઝાયો ન હતો... આજે અચાનક એ કારમા ઘાની વેદના ઊઠી... અને વળતો ઘા કરી દીધો... હા હા હા હા...' ગાંડાની જેમ અમરકુમાર હસવા માંડચો.

'પેલો યક્ષ... હા, રાત્રિ પડતાં જ આવશે... અને એને સારો શિકાર મળી જશે... રાજ લેવા જતાં એ જ ભરખાઈ જશે...ચવાઈ જશે...યક્ષના ક્રૂર જડબામાં... હા હા હા...'

તેણે બારીમાંથી યક્ષદ્વીપની દિશામાં જોયું તો દ્વીપ એક ટપકા જેવો દેખાતો હતો...

'બસ, હવે સિંહલદ્વીપ પર જઇને ખૂબ વેપાર કરીશ... ખૂબ ધન કમાઇશ... કુબેર બની જઇશ...'

પરિચારિકાએ દ્વાર ખખડાવ્યું. તે ભોજન લઈને આવી હતી. અમરકુમારે કહ્યું : 'આજે ભોજન નથી કરવું...'

* * *

સુરસુંદરી જ્યારે જાગી ત્યારે ચાર ઘડી વીતી ગઈ હતી. એણે અમરકુમારને પોતાની પાસે ન જોયો એટલે એ ઊભી થઈ અને વૃક્ષોની ઘટામાં અમરકુમારને શોધવા લાગી. 'એ જરૂર ક્યાંક છુપાઈ ગયા છે...મને ડરાવવા... હમણાં એ પાછળથી આવીને મારી આંખો દાબી દેશે એમના બે હાથે! પછી મને પૂછશે : 'કહે તો હું કોણ છું?' હું કહીશ : 'આ દ્વીપના અધિષ્ઠાયક યક્ષરાજ!' ને પછી એ ખડખડાટ હસી પડશે... ને મારી સામે આવીને ઊભા રહેશે... કહેશે : 'સુંદરી, તું કેટલું બધું ઊંઘી ગઈ?'

સંપૂર્ણ વન-નિકુંજમાં સુરસુંદરીએ અમરકુમારને શોધ્યો... જ્યારે અમરકુમાર ન મળ્યો, એનો અણસાર પણ ન મળ્યો... ત્યારે સુરસુંદરી ગભરાણી. તેણે બૂમ પાડી : 'નાથ! તમે ક્યાં છો? સ્વામીનાથ... તમે મારી પાસે આવો... મને ભય લાગે છે...'

કોઈ પ્રત્યુત્તર મળતો નથી.

કોઈ પગરવ સંભળાતો નથી.

સુરસુંદરી બાવરી બનીને વૃક્ષઘટામાં દોડવા લાગી. આસપાસ નજર દોડાવવા લાગી. ઘટામાંથી બહાર નીકળી ચારેબાજુ જોવા લાગી...ક્યાંય અમરકુમાર ન દેખાયો.

સુરસુંદરી એ જ વૃક્ષ નીચે આવીને ઊભી રહી ગઈ. તેની આંખો આંસુથી ઊભરાવા લાગી. તેની છાતી ધધક્ ધધક્ થવા લાગી.

'મારા નાથ, તમે ક્યાં ગયા? મને અહીં ઊંઘતી મૂકીને તમે ક્યાં ગયા? હવે મારી ધીરતા ખૂટી ગઈ છે... મને ગભરાવો નહીં... જ્યાં હો ત્યાંથી આવી જાઓ... પ્રગટ થાઓ... મારા દેવ...!'

તેના પગ ધ્રૂજવા લાગ્યા. તે જમીન પર બેસી ગઇ.

'આવા ભયભરેલા દ્વીપ પર પત્નીને એકલી ન મુકાય... આવો ઉપહાસ પણ ન કરાય... તમે મારા જીવન છો...મારા પ્રાણાધાર છો...જલ્દી આવો...અને મને તમારા ઉત્સંગમાં લઇ લો...નહીંતર હું જીવી નહીં શકું. શું મારા રૂદનના પડઘા તમારા હૃદયમંદિરમાં નથી પડતા? શું મારા રૂદનથી પણ તમારું હૈયું ભીનું નથી થતું? આવો નાથ... મને તમારામાં સમાવી લો...'

સુરસુંદરી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

આંસુથી ખરડાયેલા મુખને સાફ કરવા તેણે સાડીનો છેડો હાથમાં લીધો... ને તે ચમકી.

સાડીનો એ છેડો ભારે હતો. ગાંઠ મારેલી હતી.

તરત જ સુરસુંદરીએ એ ગાંઠ ખોલી...સાત કોડી જમીન પર વેરાઈને પડી. ત્યાં જ એની દૃષ્ટિ એ છેડા પર લખેલા શબ્દો પર પડી...

'સાત કોડીથી રાજ લેજે...'

તે એકદમ ઊભી થઈ અને કિનારા તરફ દોડવા લાગી. દૂરથી એણે જોયું તો કિનારે કોઈ માણસો ન હતા કે કોઈ હોડી પણ ન હતી. કિનારો સૂમસામ હતો. છતાં એ દોડતી જ રહી. કિનારે આવીને ઊભી.

વહાણો દૂર દૂર જતાં હતાં... ક્ષિતિજ પર માત્ર વહાણોનાં ટપકાં દેખાતાં હતાં.

'તમે મને ત્યજી ગયા...આ યક્ષદ્વીપ પર મને એકલી-અટુલી મૂકીને ચાલ્યા ગયા...યક્ષના આહાર માટે...! સારું કર્યું મારા નાથ !

'બાલ્યકાળની નિર્દોષતા... પ્રેમભર્યો રોષ...નિખાલસ પ્રેમ...આ કંઈ તમે ન વિચાર્યું ? મારા અસંખ્ય પ્રેમ-નીતરતા શબ્દો યાદ ન કર્યા ? એક જ વારના મારી નાદા-નિયતમાં બોલાયેલા એ શબ્દો યાદ કર્યા ? યાદ રાખ્યા ? હૃદયમાં સંઘરી રાખ્યા ? અને એનો બદલો લેવા માટે મારી સાથે લગ્ન કર્યાં ? મને વિશ્વાસમાં લેવા માટે પ્રેમનું નાટક કર્યું ?

અમર ! મારા અમર ! ભલે, તું મને ત્યારથી જ... એ પ્રસંગ બન્યો ત્યારથી જ ધિક્કારતો હશે. . પણ મેં તો તને ક્ષણેક્ષણ ચાહ્યો છે...મારા હૃદયમાં મારા આરાધ્ય

દેવ તરીકે તારી પ્રતિષ્ઠા કરી છે... ભલે તું મને ત્યજી ગયો... છતાં તું મારા હૃદયમાંથી દૂર નહીં થાય...

તારા માટે મેં કેવી કેવી ઊંચી કલ્પનાઓ બાંધી હતી? તારામાં મેં કેવા મહાન્ ગુણો જોયા હતા? તને મેં પ્રેમનો સાગર માન્યો હતો... મારી એ બધી જ કલ્પનાઓ ખોટી સિદ્ધ થઈ...

તેં આ રીતે મારો ત્યાગ કર્યો...શા માટે? તારા હાથે જો તેં મને ઝેરનો પ્યાલો પાયો હોત તો...હું તને મહાન્ માનત...એ ઝેર પીવામાં પણ મને આનંદ હોત..."

વિચારોના આવેગે તેને મૂર્છિત કરી દીધી...



'શું એણે બાલ્યકાળની એ ઘટનાને સ્મૃતિના છેડે બાંધી રાખી હશે ? ના...ના...એ પછી તો એને હું અનેક વાર મળી છું...એણે મને પ્રેમ આપ્યો છે...મારી સાથે આત્મીયતાભર્યો વ્યવહાર કર્યો છે...ક્યારે પણ એ પ્રસંગ મને યાદ પણ નથી કરાવ્યો...લગ્ન થયા પછી પણ એણે એ વાત યાદ કરી નથી...હસવામાં પણ એ વાત કરી નથી...ને આજે આવા નિર્જન દ્વીપ પર... એને એ વાત અચાનક યાદ આવી ગઇ હશે ? મને અહીં એકલી–અટુલી મૂકી જતાં એણે કોઈ વિચાર નહીં કર્યો હોય ?

હા, એ વાત એને યાદ આવી હોય અને મારા પર રોષ ભભૂકી ઊઠચો હોય...તો બની શકે. ક્રોધમાં મનુષ્ય ભાન ભૂલી જતો હોય છે...ક્રોધ સર્વવિનાશ કરી નાંખે...

નહીંતર એના જેવો જ્ઞાની પુરુષ આવું પગલું ન જ ભરે. એણે ગુરુદેવ પાસેથી ધર્મજ્ઞાન પણ મેળવેલું છે, તત્ત્વજ્ઞાન મેળવેલું છે...શું તત્ત્વજ્ઞાની આવી ક્રૂરતા આચરી શકે? હા, એણે ક્રૂરતા જ આચરી છે...એ જ કહેતો હતો કે 'આ યક્ષદ્વીપ છે. અહીંનો યક્ષ માનવભક્ષી છે. કોઈ યાત્રિક આ દ્વીપ પર રાત રહેતો નથી...' તો પછી મને એ યક્ષનું ભક્ષ્ય બનાવવા મૂકી ગયો?'

સુરસુંદરી યક્ષની કલ્પનાથી ધ્રૂજી ઊઠી. એનું મનોમંથન અટકી ગયું. તેણે દ્વીપ પર દૂર દૂર દૃષ્ટિ નાંખી, 'યક્ષ દેખાતો તો નથી ને?' એની આંખોમાં ભય તરી આવ્યો.

'ના, ના. મારે ભય પામવાનું કારણ જ નથી...ને આમેય મારે જીવીને પણ શું કરવું છે? કોના માટે જીવવાનું? ભલે યક્ષ આવે અને મારા દેહનો કોળિયો કરી જાય...બસ, મારી એક જ ઇચ્છા છે કે મારું શીલ અખંડિત રહે. પ્રાણના ભોગે પણ હું મારા શીલનું જતન કરીશ. હું જ યક્ષને કહી દઈશ: 'તમે મને જીવતી ન રાખશો...મને ખાઇ જાઓ...મારે જીવવું જ નથી...'

સુરસુંદરીની આંખો ભીની થઇ ગઈ. દૂરદૂર સમુદ્રના ઊછળતા તરંગોને જોઈ રહી... 'મનુષ્યનો સ્વભાવ આ સમુદ્રતરંગો જેવો જ ચંચળ છે...મેં અજ્ઞાનતાથી એવા સ્વભાવને સ્થિર માની લીધો...ભૂલ મારી છે. અસ્થિરને સ્થિર માનવાની ભૂલ કરી...ક્ષણિકને શાશ્વત્ માનવાની ભૂલ કરી...'

એના માનસપટ પર સાધ્વી સુવ્રતા પ્રગટ થયાં... એમની કરુણાભીની આંખો દેખાણી...તેમના મુખમાંથી શબ્દો સર્યા : 'સુંદરી, જીવનમાં માત્ર સુખોની જ કલ્પના ન કરીશ. દુઃખોની પણ કલ્પનાઓ કરજે. એ દુઃખોમાં ધૈર્યને ધારણ કરજે. જીવના પોતાનાં જ બાંધેલાં પાપ-કર્મોના ઉદયથી દુઃખ આવે છે...સમતાથી દુઃખોને સહેજે... શ્રી નવકારમંત્રના જાપથી અને પંચપરમેષ્ઠિ ભગવંતોના ધ્યાનથી તારો સમતાભાવ અખંડ રહેશે...દુઃખો નાશ પામશે...સુખનો સાગર ઊભરાશે...અને તારી જીવનનૌકા ભવસાગરને તીરે પહોંચશે...'

સુરસુંદરીનું હૃદય ગદ્ગદ્ થઈ ગયું...સાધ્વીજીને એણે ભાવ–વંદના કરી. એમનું શરણ સ્વીકાર્યું.

સૂર્ય અસ્ત થયો. દ્વીપ પર અંધારું ઊતરી આવ્યું. સાગરના ઘુઘવાટા સંભળાવા લાગ્યા.

સુરસુંદરી કિનારા પરની સ્વચ્છ રેતી પર બેસી ગઈ. તેણે પદ્માસન લગાવ્યું. દૃષ્ટિને નાસાગ્ર પર સ્થિર કરી... અને શ્રી નવકારમંત્રનો જાપ શરૂ કર્યો.

એ જાણતી હતી કે મન જ્યારે અસ્વસ્થ અને અશાન્ત હોય ત્યારે જાપ માનસિક નહીં પરંતુ વાચિક કરવો જોઇએ. મૃદુ અને મધ્યમ સૂરમાં એણે મહામંત્ર નવકારનું ઉચ્ચારણ કરવા માંડ્યું.

દેહ સ્થિર હતો. મન લીન હતું. મહામંત્રના ઉચ્ચારણની સાથે સાથે મંત્રદેવતાઓએ એની આસપાસ આભામંડલ રચી દીધું. એના મસ્તકની આસપાસ તેજવર્તુલ રચાઈ ગયું. અને એના હૃદયમાં પરમેષ્ઠિ ભગવંતોનું અવતરણ થયું...

એ વખતે સુરસુંદરીની સામે અંધકારમાંથી એક આકૃતિ પ્રગટ થવા લાગી. નરી ક્રૂરતા અને ભયાનકતાની એ આકૃતિ હતી. એ આકૃતિની બિહામણી આંખો સુરસુંદરી પર સ્થિર ન થઈ શકી...આંખો અંજાઈ જવા લાગી...

એ આકૃતિ હતી યક્ષની, માનવભક્ષી યક્ષની !
મહામંત્ર નવકારનો ધ્વનિ એના કાને પડ્યો...
એ દિવ્ય ધ્વનિમાં યક્ષની ક્રૂરતા ગળવા લાગી.

તે આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો...'કોણ હશે આ સુંદરી ?' એના મનમાં પ્રશ્ન ઊઠ્યો. તેણે નજીક જવાની ઇચ્છા કરી...પણ ન જઈ શક્યો. સુરસુંદરીનું તેજ એના માટે અસહ્ય બની ગયું હતું. તે ઊભો જ રહ્યો.

સુરસુંદરીએ ૧૦૮ વાર નવકાર મંત્રનો જાપ કર્યો અને આંખો ખોલી. તેણે યક્ષની સામે જોયું. યક્ષ નિકટ આવ્યો... તેના હૈયે વાત્સલ્યનું ઝરણું વહેવા લાગ્યું. તેણે પૂછ્યું :

'બેટી, તું આ દ્વીપ પર એકલી કેમ છે?'

'હે પિતાતુલ્ય યક્ષરાજ, જીવનાં પાપકર્મો ઉદયમાં આવે છે ત્યારે સ્નેહી પણ શત્રુ બની જાય છે...મારો કંત મને એકલી મૂકીને ચાલ્યો ગયો છે!'

'તારો કોઈ અપરાધ?'

'અપરાધ કર્યો હતો બાલ્યકાળમાં, સજા થઈ છે યૌવનકાળમાં!'

'બેટી, તું અહીં નિર્ભય છે...મારું તને અભય-વચન છે...'

'હે યક્ષરાજ, હવે મને કોઇ ભય નથી...કારણ કે આ જીવનની જ મને સ્પૃહા નથી...તમે મને તમારું ભક્ષ્ય...'

'ના, ના બેટી, તું તો પુણ્યવંતી નારી છે. મેં તારું તેજ જોયું છે...તારા પર દૈવીકૃપા છે...તને કોઇ હણી તો ન શકે, સ્પર્શ પણ ન કરી શકે. તું હમણાં જે મંત્રજાપ કરતી હતી...તે મંત્ર મને બતાવીશ? મને એ મંત્ર ખૂબ ગમ્યો છે...હું સાંભળતો જ રહ્યો હતો...'

'એ મહામંત્ર નવકાર છે યક્ષરાજ. મારી ગુરુમાતાએ

મને એ મહામંત્ર આપેલો છે. હું રોજ એનો જાપ કરું છું. મારે મન એ જ શરણ્ય છે...'

'સાચે જ તું ધન્ય છે! હું તને મારી પુત્રી માનું છું. હવે તું મને કહે કે હું તારા માટે શું કરું?'

'મારા માટે આપ કષ્ટ ન કરો...મને મારા ભાગ્યના ભરોસે છોડી દો...'

'એમ ન બને. આ મારો દ્વીપ છે. તું મારા દ્વીપ પર છે એટલે મારી અતિથિ છે...તારી સારસંભાળ રાખવી એ મારું કર્તવ્ય છે.'

'તો મને મારા કંત પાસે પહોંચતી કરશો?'

'અવશ્ય, થોડા દિવસ તો તારે અહીં રહેવાનું છે. બેનાતટનગર તરફ જતું કોઈ જહાજ આવશે...તેમાં તને બેસાડી દઈશ...તને બેનાતટનગરમાં તારા કંતનું મિલન થશે...'

'તો હું આપનો ઉપકાર ક્યારેય નહીં ભૂલું...'

'ઓહો! તારો કૃતજ્ઞતાગુણ મહાન્ છે...! હું તારા પર પ્રસન્ન છું બેટી, હવે તારા મુખે મારે તારો વૃત્તાંત સાંભળવો છે, બાલ્યકાળથી માંડીને આજના દિવસ સુધીનો! કહે, સંભળાવીશ મને?'

સુરસુંદરીએ પોતાનો સમગ્ર વૃત્તાંત યક્ષને કહી સંભળાવ્યો. પણ એમાં અમરકુમાર પ્રત્યે કોઈ કટુતા ન આવી ત્યારે યક્ષે પૂછ્યું:

'શું તને તારા એ કંત પ્રત્યે રોષ નથી જાગ્યો?'

'એના પર રોષ શાને કરું ? એ તો ગુણવાન પુરુષ છે. મારાં પાપકર્મ ઉદયમાં આવ્યાં એટલે એને મારો ત્યાગ કરી જવાનું સૂઝયું ! એ તો માત્ર નિમિત્ત બન્યો છે...'

'પણ તને દુઃખી તો કરીને...?'

'એણે મને દુઃખી નથી કરી...મારાં પાપકર્મોના ઉદયથી દુઃખી થઈ છું...છતાં હવે એ દુઃખ ચાલ્યું ગયું !'

'કેવી રીતે ?'

'કંત ગયો...પણ પિતા મળ્યા ને ! હવે મને દુઃખ નથી.'

'તું કદી દુઃખી થાય જ નહીં, કારણ કે તારી પાસે નવકાર મંત્ર છે...'

'મારું શીલ અખંડ રહે ત્યાં સુધી હું સુખી છું...'

'તારા નવકાર મંત્રના પ્રભાવે બેટી, તારું શીલ અખંડ જ રહેશે. આ દ્વીપ પર તું તારી ઇચ્છા મુજબ રહે...અને ફરજે...હું તને ચાર ઉપવન બતાવું છું. તને ગમી જશે આ સ્થળ. ઉપવનોમાં મનગમતાં મધુર ફળો તને મળશે. મીઠું જલ મળશે...અને કોમળ પર્ણોની શય્યા મળશે.'

'બસ, બસ, આનાથી વધારે મારે કંઈ ન જોઇએ.'

'તો ચાલો આપણે ઉપવનમાં જઈએ.'

સુરસુંદરીએ ઘણી સ્વસ્થતા મેળવી લીધી હતી. યક્ષની સાથે તે ઉપવન તરફ ચાલી.

ઉપવનમાં પહોંચીને યક્ષે તેને પર્ણશય્યા બતાવીને કહ્યું : 'બેટી, અહીં રાત્રિ પસાર કર. પ્રભાતે હું આવીને તને આ ઉપવન અને બીજાં ત્રણ ઉપવનોમાં લઈ જઈશ, અને તને કેટલીક આશ્ચર્યકારી વાતો બતાવીશ.'

સુરસુંદરીએ પર્ણશય્યા પર વિશ્રામ કર્યો અને યક્ષ ત્યાંથી ચાલ્યો ગયો.

* * *

શ્રી નમસ્કાર મહામંત્રના સ્મરણ સાથે સુરસુંદરીએ શય્યાત્યાગ કર્યો. પૂર્વદિશામાં ઉષાનું આગમન થઈ ગયું હતું. વૃક્ષો પરથી પક્ષીઓ ઊડીને દૂરદૂર જઇ રહ્યાં હતાં.

સુરસુંદરી ઊભી થઈ અને ઉપવનમાં ફરવા લાગી. ત્યાં પાછળથી અવાજ આવ્યો :

'બેટી, કુશળ છે ને ?' સુરસુંદરીએ પાછળ જોયું તો યક્ષરાજ પ્રસન્નચિત્તે ઊભા હતા.

'પંચ પરમેષ્ઠિ ભગવંતોની કૃપાથી અને આપના અનુગ્રહથી કુશળ છું.'

'ચાલો, હવે વૃક્ષોનો પરિચય કરાવું !'

એક વૃક્ષની નીચે જઇને બંને ઊભાં. યક્ષે કહ્યું :

'આ વૃક્ષનાં પર્ણોને તું મુલાયમ સ્પર્શ કરીશ એટલે સંગીતની સુરાવલિ પ્રગટ થશે !' સુરસુંદરીએ સ્પર્શ કર્યો અને સંગીતની મધુર સુરાવલિ અવકાશમાં વહેવા લાગી. સુરસુંદરી પ્રસન્ન થઈ ગઈ. બીજા એક વૃક્ષ નીચે જઈને ઊભાં.

'આ વૃક્ષની ડાળીને સ્પર્શ કરીશ એટલે ડાળીઓ નૃત્ય કરશે !'

સુરસુંદરીએ સ્પર્શ કર્યો અને ડાળીઓનું નૃત્ય શરૂ થઈ ગયું !

'હવે આપણે બીજા ઉપવનમાં જઇએ.' સુરસુંદરીને લઇ યક્ષ બીજા ઉપવનમાં આવ્યો.

'જો, આ ઝરણું વહે છે. આ પાણીમાં દૃષ્ટિ માંડીને તું જે દૃશ્ય જોવા ઇચ્છીશ તે દૃશ્ય તને દેખાશે. તારે બોલવાનું કે મારે આ દૃશ્ય જોવું છે...' સુરસુંદરી પાણી પર દૃષ્ટિ માંડીને બોલીઃ 'મારા સ્વામી અત્યારે જ્યાં હોય...તેનું દૃશ્ય જોવું છે.' તૂર્ત સમુદ્ર પર તરતાં વહાણો દેખાયાં...ને વહાણમાં બેઠેલો અમરકુમાર પણ દેખાયો... સુરસુંદરીએ ચીસ પાડી...'ઓ નાથ...' યક્ષે કહ્યું: 'બેટી, આ તો માત્ર દૃશ્ય છે ! તારો પોકાર એ નહીં સાંભળે ! જો, એ ઉદાસ દેખાય છે ને ? એને પશ્ચાત્તાપ થયો છે તારો ત્યાગ કરીને ! ચાલો આગળ. ત્રીજા ઉપવનમાં તને એક અદ્‌ભુત વસ્તુ જોવા મળશે !'

બંને ત્રીજા ઉપવનમાં આવ્યાં. ત્યાં એક સુંદર સરોવર હતું. યક્ષે કહ્યું: 'બેટી, આ સરોવરમાંથી તું ઇચ્છીશ એ પશુ પ્રગટ થશે ! બસ, આ ઉપવનની રેતીની એક ચપટી સરોવરમાં નાંખવાની.'

સુરસુંદરીએ રેતીની ચપટી લઇને સરોવરમાં નાંખી અને બોલીઃ 'હરણનું જોડલું પ્રગટ થાઓ !' અને સરો-

વરમાંથી હરણ અને હરણીનું નયનરમ્ય જોડલું બહાર આવ્યું ! સુરસુંદરીએ જોડલાને પોતાના ખોળામાં લઈ લીધું ! યક્ષ હસી પડ્યો...

'બેટી, હમણાં એને છોડી દે...પછી તારી ઈચ્છા થાય ત્યારે અહીં આવજે...ને રમજે ! હવે તને ચોથું ઉપવન બતાવી દઉં.'

બંને ચોથા ઉપવનમાં આવ્યાં. અહીં રંગબેરંગી લતામંડપો હતા. સુગંધી પુષ્પોની અપાર લતાઓ પડેલી હતી. યક્ષે કહ્યું :

'સુંદરી, અહીં તારે જે ઋતુનાં પુષ્પો જોઈએ તે તને મળી જશે. તારે એ ઋતુનું આહ્વાન કરવાનું.'

સુરસુંદરીએ તરત જ વસંતઋતુનું આહ્વાન કર્યું અને વસંતઋતુનાં પુષ્પોથી ઉપવન મહેંકી ઊઠ્યું !

'આ મારાં ચાર ઉપવન છે. અત્યાર સુધી આ ઉપવનોમાં મારા સિવાય કોઈ જ પ્રવેશી નહોતું શકતું. હવે તારા માટે આ ઉપવનો ખુલ્લાં છે. તારી ઈચ્છા મુજબ પરિભ્રમણ કરજે. તારો સમય આનંદથી વ્યતીત થશે. હું રોજ સવારે અને સંધ્યા સમયે તારી પાસે આવીશ.'

યક્ષ અવકાશમાં ઓગળી ગયો. સુરસુંદરી સ્તબ્ધ બનીને ઊભી રહી ગઈ...

'આ પ્રભાવ શ્રી નવકાર મંત્રનો છે...વનમાં ઉપવન મળી ગયું...યક્ષ પ્રેમાળ પિતા બની ગયા...સ્મશાનભૂમિ સ્વર્ગ બની ગઈ ! અહો, મહામંત્રનો મહિમા અપાર છે...ગુરુમાતાએ મારા પર અનંત ઉપકાર કર્યો છે...'



સુરસુંદરીએ પ્રથમ ઉપવનમાં પોતાનો અલ્પ-કાલીન મુકામ કરી લીધો. યક્ષરાજે એક નાનકડી પર્ણકુટિર બનાવી દીધી હતી. સુરસુંદરી પોતાનો વિશેષ સમયની નવકારમંત્ર જાપમાં અને અરિહંત પરમાત્માના ધ્યાનમાં વ્યતીત કરતી હતી.

પ્રભાતે નિત્યક્રમથી પરવારીને તે સમુદ્ર–કિનારે જતી હતી અને દૂર દૂર...સમુદ્રની સપાટી પર નજર નાંખતી હતી. એ એવા કોઈ યાત્રિક વહાણની પ્રતીક્ષા કરતી હતી કે જે વહાણું બેનાતટ નગર તરફ જતું હોય. એકાદ પ્રહર સમુદ્રકિનારે પસાર કરી એ પુનઃ ઉપવનમાં આવતી હતી

અને ચારે ઉપવનોમાં પરિભ્રમણ કરતી હતી. બીજો પ્રહર પૂરો થયા પછી એ ફલાહાર કરતી હતી. ત્રીજા પ્રહરમાં ઉપવનમાં પહોંચી જતી. અને જલસરોવરમાંથી મૃગલાં પ્રગટ કરીને એમની સાથે રમતી હતી. ચોથા પ્રહરમાં પુનઃ એ પહેલા ઉપવનમાં આવીને, પોતાની પુર્ણકુટિરમાં બેસીને શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ કરતી. સૂર્યાસ્તપૂર્વે ફલાહાર કરીને એ પુનઃ સમુદ્રતટ પર પહોંચી જતી.

એને કોઈ ભય ન હતો.

યક્ષરાજની એના પર કૃપાદૃષ્ટિ હતી.

એના હૈયે શીલધર્મ હતો અને એના હોઠે શ્રી નવકારમંત્ર હતો!

એક જ ઇચ્છા હતી: બેનાતટનગરે પહોંચીને અમર-કુમારને મળવું! એના મનને એ પ્રતીતિ તો થઈ જ ગઈ હતી કે 'મારો શીલધર્મ મારી રક્ષા કરશે જ. મારો નમસ્કાર મહામંત્ર મારા શીલધર્મને આંચ નહીં આવવા દે!'

યક્ષદ્વીપ પર એક સપ્તાહ વીતી ગયું.

આઠમો દિવસ હતો. નિત્યક્રમ મુજબ સુરસુંદરી પ્રભાતે સમુદ્રતટ પર પહોંચી. વાતાવરણ આહ્લાદક હતું. સમુદ્ર શાન્ત હતો. સુરસુંદરી સ્વચ્છ ભૂમિ પર બેસી ગઈ અને પરમાત્માના ધ્યાનમાં પોતાના મનને જોડી દીધું.

ત્યાં દૂર...દૂર દરિયામાંથી જાણે મનુષ્યોનો અવાજ

આવવા લાગ્યો. સુરસુંદરીએ પોતાનું ધ્યાન પૂર્ણ કર્યું અને ઊભી થઈ ગઈ.

એક વહાણ યક્ષદ્વીપ તરફ જ આવી રહ્યું હતું. સુરસુંદરીનું મન નાચી ઊઠયું.

એકાદ ઘટિકામાં તો વહાણ કિનારા પાસે આવી ગયું અને ટપોટપ માણસો કિનારા પર ઊતરી આવ્યા. એ લોકોને મીઠું પાણી લેવું હતું.

એ લોકોએ દૂર ઊભેલી સુરસુંદરીને જોઈ...જોતા જ રહ્યા. વહાણમાંથી ઊતરી રહેલા...એ વહાણના માલિક પાસે દોડચા અને કહ્યું :

'શ્રેષ્ઠિ, ત્યાં જુઓ...' સુરસુંદરી તરફ હાથ લાંબા કરીને તેમણે શ્રેષ્ઠિનું ધ્યાન દોર્યું. શ્રેષ્ઠિની દૃષ્ટિ સુરસુંદરી પર પડી...તે પણ જોતો જ રહી ગયો. માણસોએ પૂછયું :

'આ કોણ હશે આ નિર્જન દ્વીપ પર ?'

'આ દ્વીપની અધિષ્ઠાયિકા દેવી જ લાગે છે. તમે ચિંતા ન કરો. હું એ દેવી પાસે જાઉં છું...તમે તમારું કામ કરો.'

શ્રેષ્ઠિ સુરસુંદરી પાસે આવ્યો, સાષ્ટાંગ પ્રણિપાત કર્યો અને બે હાથ જોડીને, મસ્તક નમાવીને ઊભો રહ્યો.

'મહાનુભાવ, હું કોઈ દેવી નથી...હું તો એક માનવ-સ્ત્રી છું...'

સુરસુંદરી સમજી ગઈ હતી કે 'આ વ્યાપારી મને દેવી માનીને પ્રણામ કરી રહ્યો છે.' એટલે તેણે સ્પષ્ટતા કરી.

'તો પછી તમે આ દ્વીપ પર ક્યાંથી આવ્યાં અને એકલાં જ કેમ છો ?'

'હું અહીં મારા કંત સાથે આવી હતી...અમે સિંહલદ્વીપ જવા માટે નીકળ્યા હતાં...પરન્તુ મારો કંત મારો ત્યાગ કરીને...મને ઊંઘતી મૂકીને ચાલ્યો ગયો... તેથી હું અહીં એકલી છું...અને એવા કોઈ વહાણની પ્રતીક્ષા કરી રહી છું કે જે વહાણ સિંહલદ્વીપ તરફ જતું હોય અથવા કોઈ વહાણ ચંપાનગરી તરફ જતું હોય.'

'તમે જો મારી સાથે આવો તો હું તમને સિંહલ-દ્વીપ લઈ જઈશ.' શ્રેષ્ઠિ સુરસુંદરીના રૂપ પર મુગ્ધ બની ગયો હતો...પરન્તુ તેણે પોતાની વાણી પર પૂરો સંયમ રાખીને સુરસુંદરીને પોતાની સાથે લઇ જવાની વાત કરી. સુરસુંદરી ચતુર હતી...એક અજાણ્યા પરદેશી સાથે સમુદ્રમાર્ગે જવાનાં ભયસ્થાનો તે જાણતી હતી...વળી પોતે કંત વિનાની એકાકી નારી હતી, યુવતી હતી. પુરુષની નબળાઈ એનાથી અજાણી ન હતી...એટલે તેણે શ્રેષ્ઠિને કહ્યું:

'તમે મને સિંહલદ્વીપ સુધી લઈ જશો તો હું તમારો ઉપકાર નહીં ભૂલું...પરન્તુ મારી એક વાત તમે માનો તો જ હું તમારી સાથે આવું.'

'કઈ વાત ? તમે કહો તે વાત માનવા તૈયાર છું !' શ્રેષ્ઠિ ખૂબ આનન્દમાં આવી ગયો.

'કાં તો તમારે મને તમારી ભગિની માનવાની, કાં તો દીકરી માનવાની. મારા પતિ સિવાય દુનિયાના

બધા જ પુરુષો કાં તો મારા પિતા છે, કાં મારા ભ્રાતા છે.'

'અને તમારી વાત માન્ય છે. તમે ચાલો મારી સાથે.'

'તો હું ઉપવનમાં જઇને થોડી જ વારમાં પાછી આવું છું...તમે મારી પ્રતીક્ષા કરશો ને?'

'અવશ્ય, તમારે જે કાર્ય પતાવવાનાં હોય તે પતાવીને આવી જજો.'

'તમારો મહાન્ ઉપકાર...!' સુરસુંદરીએ શ્રેષ્ઠિને મસ્તક નમાવીને પ્રણામ કર્યા અને દ્રુત ગતિથી તે ઉપવનમાં પહોંચી. કારણ કે યક્ષરાજની અનુજ્ઞા લેવાની હતી!

જેવી એ ઉપવનમાં પ્રવેશી, તેવા જ યક્ષરાજ પ્રગટ થયા અને બોલ્યા:

'બેટી, આજે તું જવાની ને?'

'હાજી, એક સારો સથવારો મળી ગયો છે આજે.'

'જાણું છું.'

'આપની અનુમતિ લેવા આવી છું...'

'મારી અનુમતિ છે...પરન્તુ...'

'પરન્તુ શું યક્ષરાજ?'

'સમુદ્રમાર્ગ છે...અજાણ્યો સથવારો છે...એટલે પૂર્ણ જાગ્રત રહેજે બેટી!' યક્ષરાજની વાણી ગદ્ગદ થઈ ગઈ.

'આપનો મારા માથે હાથ છે...પછી મને શાની ચિન્તા?'

'બેટી, આ દ્વીપ છોડીને જ્યારે તું સમુદ્રમાર્ગે આગળ વધીશ...ત્યારે હું તને ન તો જોઇ શકીશ કે ન સહાયક બની શકીશ...કારણ કે મારું અવધિજ્ઞાન આ દ્વીપ પૂરતું જ સીમિત છે...'

'ભલે, પરન્તુ આપના અંતરના આશીર્વાદ તો મારી સાથે જ છે...વળી, શ્રી નમસ્કાર મહામંત્ર તો મારા ઘટમાં છે...એના અચિન્ત્ય પ્રભાવથી મારું શીલ સચવાશે જ.'

'અવશ્ય...અવશ્ય બેટી! મહામંત્ર નવકાર તારી સદા રક્ષા કરશે. મારા જેવા ક્રૂર કાળજાના યક્ષને જે મહામંત્રે બદલી નાંખ્યો...તે મહામંત્ર અદ્‌ભુત છે.'

'આપ મને આશીર્વાદ આપો...એટલે હું કિનારે પહોંચી જાઉં...'

'મારા તને અનન્ત આશીર્વાદ છે બેટી! પ્રસન્નચિત્તે યાત્રા કરજે...તને શીઘ્રતયા તારા પતિનો સંયોગ થાઓ!'

યક્ષરાજે સુરસુંદરીના મસ્તક પર હાથ મૂકયો અને સુરસુંદરી પ્રણામ કરી સમુદ્રકિનારા તરફ ચાલી.

શ્રેષ્ઠિ સુરસુંદરીની પ્રતીક્ષા કરતો ઊભો હતો.

'મને આવવામાં થોડો વિલંબ થયો નહીં? ક્ષમા કરજો.' સુરસુંદરીએ શ્રેષ્ઠિની ક્ષમા માંગી.

'કોઈ જ વિલંબ નથી થયો. હમણાં જ માણસો પાણી ભરીને વહાણમાં ચઢયા છે. હવે આપણે વહાણમાં ચઢી જઇએ.'

સુરસુંદરીને વહાણમાં ચઢતાં શ્રેષ્ઠિએ ટેકો આપ્યો. સુરસુંદરીના દેહનો સ્પર્શ થતાં...શ્રેષ્ઠિ ધ્રૂજી ઊઠ્યો. સુરસુંદરી ઉત્સાહમાં હતી...તેને શ્રેષ્ઠિના સ્પર્શનો ખ્યાલ પણ ન આવ્યો. તે વહાણમાં ચઢી ગઈ. એની પાછળ શ્રેષ્ઠિ પણ ચઢી ગયો.

શ્રેષ્ઠિએ સુરસુંદરીને, પોતાના ખંડની પાસેનો જ ખંડ બતાવીને કહ્યું: 'અહીં તને ફાવશે ને? આ ખંડમાં તારા સિવાય કોઈ જ નહીં રહે. અહીં બધી જ સગવડતા છે.'

ખંડ નાનો હતો છતાં સ્વચ્છ હતો, સુંદર હતો અને શણગારેલો હતો. સુરસુંદરીએ કહ્યું:

'પિતાજી, મારે તો આનાથી નાનો અને સામાન્ય ખંડ હશે તો પણ ચાલશે.'

'શા માટે? મારા વહાણમાં તને કોઈ જ કમી નહીં દેખાય...અને તારે કોઈ જ ચિંતા કરવાની નથી. વહાણના તમામ માણસોને મેં સૂચના આપી દીધી છે કે તે બધા તારી આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરશે.'

'આપ મારા પર ઉપકારનો ભાર વધારી રહ્યા છો.'

'ઉપકાર નથી કરતો, કર્તવ્યનું પાલન કરું છું.'

'આપ ખરેખર, મહાપુરુષ છો...' સુરસુંદરી કૃતજ્ઞતા પ્રગટ કરતાં ગદ્‌ગદ્‌ થઈ ગઈ.

'જો, આ તારા માટેનાં વસ્ત્રો છે. આ મલિન વસ્ત્રો ઉતારીને એ વસ્ત્રો પહેરી લેજે...સ્નાન માટેની પણ સગવડ છે...પછી આપણે સાથે જ ભોજન કરીશું...'

સુરસુંદરીએ સાત સાત દિવસથી અન્ન લીધું ન હતું. માત્ર ફલાહાર કર્યો હતો. શ્રેષ્ઠિની ભોજનની વાત સાંભળીને તેની ક્ષુધા ભભૂકી ઊઠી. જલ્દી જલ્દી તે સ્નાનઘરમાં પ્રવેશી...સ્નાન કર્યું અને વસ્ત્રપરિવર્તન કરી લીધું. અને તે સ્વસ્થ થઈ.

થોડી જ વારમાં શ્રેષ્ઠિ–સ્વયં સુરસુંદરીના ખંડમાં આવ્યો અને ભોજન માટે એને લઇ ગયો. ખૂબ આદર સાથે આગ્રહ કરીને ભોજન કરાવ્યું અને બોલ્યો:

'હવે તું નિરાંતે જઇને વિશ્રાંતિ કર...હું પણ મારા ખંડમાં જઇને હવે વિશ્રામ કરીશ. કોઇપણ કામ હોય તો મને બોલાવજે...'

સુરસુંદરી પોતાના ખંડમાં આવી. ખંડનું દ્વાર બંધ કર્યું અને પલંગમાં પડી. ભોજન કર્યા પછી સૂવાની તેને ટેવ ન હતી. તેને નિદ્રા ન આવી પણ વિચારોનો ધસારો થયો...

'હું અજાણી...આ શ્રેષ્ઠિ પણ અજાણ્યો.. છતાં મારા પર કેટલી દયા કરી? મારી કેટલી કાળજી લે છે? મને સારો સથવારો મળી ગયો...હવે થોડા દિવસોમાં જ અમરકુમારનો ભેટો થઈ જશે...એ મને જીવતી જોઈને આશ્ચર્યચકિત થઇ જશે...ના, ના, શરમિંદો થઈ જશે... જો કે એને પાછળથી તો પોતાની ભૂલ સમજાણી હશે... ક્રોધ ઊતરી ગયા પછી માણસને પોતાની ભૂલ સમજાતી

હોય છે. પણ શું એ પોતાની ભૂલ સ્વીકારશે ? ભલે ન સ્વીકારે...હું એને કડવાં વેણ નહીં કહું...જાણે કંઈ બન્યું જ નથી...એ રીતે વ્યવહાર કરીશ...'

'આ શ્રેષ્ઠિનો પરિચય તો મેં પૂછયો જ નહીં ! અરે, એનું નામ પણ પૂછયું નહીં...તેને હું અવિવેકી લાગી હોઈશ ? હા, હું પણ સ્વાર્થી તો ખરી જ ને ? મારું કામ થઇ ગયું...એટલે નામ પૂછવા જેટલોય વિવેક હું ચૂકી ગઇ ..હવે પૂછીશ ..અને કોઈ કામ કરવાનું પણ માગીશ. માણસ સજ્જન લાગે છે. નવકારમંત્રના પ્રભાવે જ આ બધું અનુકૂળ મળી આવ્યું છે. અશરણનું શરણ આ મહામંત્ર છે ! સાચે જ સાધ્વીજી સુવ્રતાએ મારા પર અનંત ઉપકાર કર્યો છે. એમણે મને ચિંતામણિ રત્ન આપ્યું છે.'

વિચારોમાં ને વિચારોમાં એ ક્યારે નિદ્રાધીન થઈ ગઇ એનો એને ખ્યાલ જ ન રહ્યો. જ્યારે એ જાગી ત્યારે દિવસનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો હતો. તે શીઘ્ર ઊભી થઇ. વસ્ત્રો ઠીક કર્યાં અને દ્વાર ખોલ્યું. ખંડમાંથી બહાર આવી તે વહાણના તૂતક પર પહોંચી. ચારે બાજુ સમુદ્ર...ઊછળતા તરંગો...અને પાણીના ઘૂઘવાટ...

યક્ષદ્વીપ પર રહીને દરિયા સાથે તેણે દોસ્તી બાંધી હતી ને ? દરિયાના દર્શનમાં તેને આનંદ મળતો હતો. તે સ્થિર દૃષ્ટિએ સમુદ્રદર્શન કરતી ઊભી હતી. ત્યાં એની પાછળ આવીને શ્રેષ્ઠિ ધનંજય ઊભો રહી ગયો હતો.

'શું સિંહલદ્વીપને શોધે છે?' શ્રેષ્ઠિએ પૂછ્યું. સુરસુંદરી ચમકી, તેણે પાછળ જોયું. ધનંજય હસી રહ્યો હતો. તેણે સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં. તેનાં વસ્ત્રોમાંથી સુગંધ આવતી હતી.

'હજુ તો આપણે ઘણા દિવસની યાત્રા કરવી પડશે, ત્યારે સિંહલદ્વીપ આવશે.'

'અરે હાં, હું તો આપનું નામ જ પૂછવાનું ભૂલી ગઈ.'

'મને લોકો શ્રેષ્ઠિ ધનંજય કહે છે.'

'આપની જન્મભૂમિ?'

'હું અહિછત્રા નગરીનો વાસી છું.'

'તો તો ચંપાથી બહુ દૂર નહીં.'

'મેં ચંપાને જોઇ છે. વ્યાપારાર્થે આવેલો છું.'

'અને વ્યાપારાર્થે જ સિંહલદ્વીપ જાઓ છો ને?'

'હા, વ્યાપારનો હેતુ તો ખરો જ, સાથે સાથે અજાણ્યા દેશ–પ્રદેશોને જોવાની લાલસા પણ ખરી.'

ધનંજયની દૃષ્ટિ વારંવાર સુરસુંદરીના યુવાન દેહ પર ફરતી હતી. સુરસુંદરીનાં પારદર્શક વસ્ત્રોમાંથી ડોકાતા યૌવનમાં ધનંજયનું વિષયી મન લાલચુ બનીને લપેટાયે જતું હતું.



વાદળની કોર પર મેઘધનુષ્યના જેવા રંગો રચાય છે તેવા રંગોમાં શ્રેષ્ઠિ ધનંજય રાચવા લાગ્યો. ધનંજય યુવાન હતો, છેલછબીલો હતો. સુરસુંદરીના દેહમાંથી એને નવરંગી ફુલની સુગંધ આવતી હતી. સુરસુંદરીના પ્રેમને પામવા માટે એનું મન અધીરું બનતું હતું, પરંતુ એ અધીરાઈને અભિવ્યક્ત થવા દેતો ન હતો. સુરસુંદરી સ્વયં એને ચાહવા લાગે... એવી એની ઇચ્છા હતી.

એ સુરસુંદરી પ્રત્યે સહાનુભૂતિ વ્યક્ત કરતો હતો. અમરકુમારની નિન્દા કરતો હતો. સુરસુંદરી

નિશ્ચિંત બની રહે... એવું આશ્વાસન આપતો હતો.

સુરસુંદરી ધનંજયના સમગ્ર વ્યવહારને 'સૌજન્ય' સમજતી હતી. યક્ષદ્વીપ પર ધનંજયે આપેલા વચનને 'બ્રહ્મવાક્ય' સમજીને એ નિશ્ચિંત હતી. છતાં ક્યારેક ધનંજયની દૃષ્ટિને પોતાના દેહ પર ફરતી જોતી ત્યારે તેને આંચકો લાગતો... 'આ કેમ મારા દેહને ધારીધારીને જોયા કરે છે?' એટલે તેણે વસ્ત્રપરિધાન પણ ખૂબ મર્યાદામાં કરવા માંડ્યું. ઝીણાં વસ્ત્રો પહેરવાનાં બંધ કર્યાં.

એક દિવસ સુરસુંદરી પોતાના ખંડમાં બેઠી હતી. ભૂતકાળની સ્મૃતિઓને વાગોળતી હતી, ત્યાં ધનંજયે ખંડમાં પ્રવેશ કર્યો. સુરસુંદરીએ ઊભા થઈને સ્વાગત કર્યું. ધનંજય ત્યાં પડેલા ભદ્રાસન પર બેસી ગયો અને બોલ્યો :

'સુરસુંદરી, આજે મારા મનમાં તારા માટે એક વિચાર આવ્યો...અને મારું મન વ્યથિત થઈ ગયું...'

'મારા કારણે તમારું મન વ્યથિત થયું? મારી એવી કોઈ ભૂલ...'

'ના, ના, હું તો બીજી જ વાત કરું છું. તારી કોઈ જ ભૂલ નથી...ભૂલ કરી છે અમરકુમારે...'

'ના, એમની ભૂલ નથી, મારાં પાપકર્મ ઉદયમાં આવ્યાં છે...'

'એટલે શું એની ભૂલની સજા તારે ભોગવવાની? તું ઇચ્છે તો તારાં પુણ્યકર્મ ઉદયમાં આવી શકે...અત્યારે

ઉદયમાં આવી શકે...પણ એ માટે તારે તારા મનમાંથી એ ક્રૂર હૈયાના અમરને દૂર કરવો જોઇએ...'

'તમે આવું ન બોલો. માણસના જીવનમાં ભૂલો થતી જ હોય છે. ભૂલ કરનાર સ્વજનને ત્યજી ન દેવાય. જો ત્યજી દેવાય તો કોઈ સંબંધ ટકી જ ન શકે. શું કાલે મારી ભૂલ ન થઇ શકે? અને એ મારો ત્યાગ કરી દે તો? સ્વજનોની ભૂલોને પરસ્પર સહી લેવી જોઇએ... એ જ સુખી જીવનનો સાચો ઉપાય છે...'

'ક્યાં સુધી સહ્યા કરવાનું? સહવામાં ને સહવામાં યુવાનીને પૂરી કરી નાંખવાની? સુખ ભોગવવાના સંયોગો મળવા છતાં એ સંયોગોને ગુમાવી દેવાના?'

'પ્રેમીના પ્રહાર સહવાનો પણ એક આનંદ હોય છે ભાઈ!'

સુરસુંદરીએ 'ભાઈ' શબ્દ પર ભાર મૂક્યો... ધનંજયને એ શબ્દ ન ગમ્યો. તે બોલ્યો :

'આ પ્રહાર જીવલેણ છે સુંદરી! સહવાની પણ હદ હોય છે... હા, બીજું કોઈ પ્રેમ આપનાર ન મળે ત્યાં સુધી સહ્યા કરવું પડે... તે જુદી વાત છે... પરન્તુ પ્રહાર કરનારા પ્રેમી કરતાં વધુ પ્રેમ આપનાર સ્નેહી મળે તો એનો સ્વીકાર કરી લેવો જોઇએ.'

'એટલે તો તમારી સાથે આવી છું!'

'એટલે? શું તું મને અમર કરતાં વધારે ચાહે છે? તું મને પ્રેમ કરે છે?... તો તો હું ધન્ય બની

ગયો... !' ધનંજય આસન પરથી ઊભો થઈ ગયો...ને સુરસુંદરીની પાસે આવીને ઊભો...

'તમને હું મારા ભ્રાતા તરીકે ચાહુ છું. શું ભાઈ–બહેનનો પ્રેમ એ પ્રેમ નથી ?'

'તું મને ભાઈ માનીને ચાહતી હોઇશ... હું તને બહેન માનીને ચાહી શકતો નથી... તને હું મારી પ્રિયા રૂપે ચાહું છું સુંદરી...!'

ધનંજયના આ શબ્દોએ સુરસુંદરીને ચોંકાવી દીધી. તે સાવધાન થઈ ગઇ. તેની આંખોમાંથી કોમળતા ચાલી ગઈ... છતાં એણે વાણીનો સંયમ જાળવીને કહ્યું :

'તમે મને વચન આપેલું છે, તે ભૂલી ગયા ?'

'એ વચન પાળવાની મારી શક્તિ મેં ખોઇ નાંખી છે...હવે તને મારી પ્રિયા બનાવીને સુખી કરવાની ઇચ્છા પ્રબળ બની ગઇ છે...'

'હું સુખી જ છું... તમારે મને સુખી કરવાનો વિચાર કરવાની જરૂર નથી. તમારે તમારું વચન પાળવું જોઇએ.'

'મેં તને કહ્યુંને કે હું વચન પાળી શકું એમ નથી... હું તારા અપ્સરા જેવા રૂપમાં મોહિત થયો છું... તારું યૌવન જોઉં છું....અને મારાં અંગેઅંગ સળગી ઊઠે છે...મને રાત્રે નિદ્રા નથી આવતી...ભોજન પણ નથી ભાવતું...'

'આ તો વિશ્વાસઘાત છે... તમે મોટા વ્યાપારી છો... તમારે વચનભંગ ન જ કરવો જોઇએ. પરસ્રી-ગમનનું પાપ તમારો વિનાશ કરશે...માટે તમારા મન-માંથી આ પાપ-વિચારને દરિયામાં ફેંકી દો.'

'એટલે તો કહું છું કે તું મારી સ્રી બની જા. આ અઢળક સંપત્તિની સ્વામિની બની જા. મારા સંગે પાંચે ઇન્દ્રિયોનાં વિષયસુખ ભોગવ...તને હું ક્યારેય દુઃખી નહીં થવા દઉં...'

ધનંજયે એકદમ સુરસુંદરીનો હાથ પકડી લીધો... સુરસુંદરીએ તરત જ ઝાટકો મારીને હાથ છોડાવી લીધો. અને દૂર હટી ગઇ. એનું મન રોષથી ભભૂકી ઊઠ્યું.... છતાં તેણે શાન્ત શબ્દોમાં કહ્યું :

'શું તમે મને વિચાર કરવાનો પણ સમય નહીં આપો ?'

'ના... સુંદરી, તારા સંયોગ વિનાની એક ક્ષણ પણ મારા માટે...'

'તો હું જીભ કચરીને આપઘાત કરી દઇશ... અથવા આ દરિયામાં કૂદી પડીશ...'

'ના...ના... એવું દુઃસાહસ ન કરીશ. ભલે તારે વિચાર કરવો હોય તો કરી લે... સાંજ સુધી વિચાર કરી લે... બસ, પછી તું આ જુદા ખંડમાં નહીં રહે... મારા ખંડમાં આવી જઈશ! આજની રાત સ્વર્ગીય સુખમાં વીતશે...!'

ધનંજય ખંડ છોડીને ચાલ્યો ગયો...સુરસુંદરીના મુખમાંથી શબ્દો સરી પડયા...'દુષ્ટ...નફ્ફટ...તારી રાત સ્વર્ગીય સુખમાં નહીં...નારકીય દુઃખમાં ન વીતે...તો મને યાદ કરજે !'

સુરસુંદરીએ તરત જ પોતાના ખંડના દ્વારને બંધ કર્યું...અને પલંગમાં ફસડાઇ પડી...રડી પડી.

'અમરે વિશ્વાસઘાત કર્યો... આ વેપારીએ પણ વિશ્વાસઘાત કર્યો... મારાં કેવાં પાપકર્મ ઉદયમાં આવ્યાં છે ? આના કરતાં તો હું યક્ષદ્વીપ પર જ રહી ગઈ હોત તો સારું હતું... મારા શીલનાં જતન તો થાત... અમરને આવવું હોત તો ત્યાં આવત... પણ હું જ એના મોહમાં મૂઢ બની...અને એની પાસે પહોંચવા આ વહાણમાં બેસી ગઇ... અજાણ્યા પુરુષ પર નારીએ વિશ્વાસ ન કરવો જોઇએ. છતાં મેં કરી દીધો... હું એનાં મીઠાં વચનોમાં ભોળવાઈ ગઈ... શું દુનિયાના લોકો આવા બેવચની હોય છે ? હવે હું કોઈ પણ પુરુષ પર વિશ્વાસ નહીં કરું... પ્રાણના ભોગે પણ મારા શીલની રક્ષા કરીશ... આ દુષ્ટ મને એની સંપત્તિની લાલચ આપે છે... મૂર્ખને શું ખબર નથી કે હું એક રાજકુમારી છું ? તારા વૈભવ કરતાં તો હજારો ગણા વધારે વૈભવ મારા પિતાના છે...અને મારા પતિના છે.'

એ મને અબળા સમજે છે...એ મને અનાથ..., અસહાય સમજે છે...એટલે બળાત્કાર કરવા તૈયાર થયો.

છે...પણ કોઈપણ ભોગે હું એના હાથમાં આવવાની નથી... શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતો મારી રક્ષા કરો.'

અને એને શ્રી નવકારમંત્રનો જાપ યાદ આવ્યો... 'આજે મારે જાપ કરવાનો રહી ગયો છે...' એણે જમીન પર આસન પાથર્યું અને જાપ કરવા બેસી ગઈ.

મધ્યમ સ્વરે એણે જાપ શરૂ કર્યો...ધીરે ધીરે તે ધ્યાનમગ્ન થઈ ગઈ... ધ્યાનમાં તેને એક દિવ્ય ધ્વનિ સંભળાયો : 'બેટી, દરિયામાં કૂદી પડ! નિર્ભય બનીને કૂદી પડ!'

સુંદરીએ આંખો ખોલી. ખંડમાં ચારે બાજુ જોયું– 'કોણે મને દરિયામાં કૂદી પડવાનો આદેશ આપ્યો?' સ્વગત બોલી... ઊભી થઈ...ખંડમાં આંટા મારવા લાગી.

'મારે દરિયામાં કૂદી પડવું જોઈએ... સાચી વાત છે...તો જ મારું શીલ અખંડ રહે... કામાંધ બનેલો આ શેઠ નહીંતર મારા પવિત્ર દેહને કલંકિત કરશે... પ્રાણ વિનાના દેહને પણ એ નહીં છોડે...'

એણે ખંડની એક બારી ખોલી નાંખી. દરિયો ઊછળી રહ્યો હતો...જાણે કે સુરસુંદરીને સાદ પાડીને બોલાવતો ન હોય!' આવ બેટી, મારી પાસે આવી જા, મારા ઉત્સંગમાં સમાઈ જા... તને અને તારા શીલને જરાય આંચ નહીં આવવા દઉં! તારા હૈયે જેમ ધર્મ છે તેમ મારા હૈયે પણ ધર્મ છે...'

સુરસુંદરીએ મનોમન નિર્ણય કરી લીધો, સાગરના ખોળે જવાનો.

તેના મુખ પર આનંદ છવાઈ ગયો.

દ્વાર પર ટકોરા પડ્યા. સુંદરીએ દ્વાર ખોલ્યું. સામે ધનંજય ઊભો હતો.

'ચાલ ભોજન કરી લે.'

'મારે ભોજન નથી કરવું.'

'કેમ?'

'ભૂખ નથી.'

'વિચાર કરી લીધો?'

'હા.'

'મારી વાત કબૂલ?'

'અધીર ન બનો. આપણે સંધ્યા સમયે વહાણના તૂતક પર જઈને બેસીશું... ત્યાં આથમતા સૂર્યની શાખે અને ઊછળતા ઉદધિની શાખે નિર્ણય કરીશું...પણ હા, ત્યાં આપણા બે સિવાય કોઈ જ માણસ ન જોઈએ!'

'બહુ સરસ! તેં સ્થળ અને કાળ કેટલો સરસ પસંદ કર્યો! ત્યાં આપણા બે સિવાય કોઈ જ હાજર નહીં રહે...'

'તો હું વસ્ત્રપરિવર્તન કરી લઉં...'

'હું પણ સુંદર વસ્ત્રો પહેરી લઉં!'

'તમારે ભોજન કરવું હોય તો કરી લો...'

'ના રે, હવે મનગમતું ભોજન કરીશ!'

સુરસુંદરીએ પોતાના ખંડનાં દ્વાર બંધ કર્યાં. સુંદર વસ્ત્રો પહેરી લીધાં...અને ધ્યાનમાં બેસી ગઇ. શ્રી નમસ્કાર મહામંત્રના ધ્યાનમાં લીન થઈ ગઈ. એના અંગેઅંગમાં રોમાંચ થઇ ગયો. તેણે સૂક્ષ્મ કંપન અનુભવ્યું...તેણે આંખો ખોલી. ઊભી થઇ અને દ્વાર ખોલીને બહાર નીકળી.

ધનંજય પણ સ્વર્ગીય આશાઓ અને અપાર ઉમંગો લઇને આવી પહોંચ્યો. બંને વહાણના તૂતક પર જઇને બેઠાં. નાવિકો અને નોકરો ત્યાંથી ખસી ગયા હતા.

સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો. સમુદ્ર તોફાની બન્યો હતો. ક્ષિતિજ ધૂંધળી દેખાતી હતી. ધનંજયે કહ્યું :

'સુંદરી તારો હાથ મારા હાથમાં આપ...આથમતા સૂર્યની શાખે આજે હું પાણિગ્રહણ કરું...'

'ધનંજય !' સુરસુંદરીએ નામ લઇને કહ્યું :

'આજે દરિયો તોફાની લાગે છે નહીં ? આપણું વહાણ પણ ડોલી રહ્યું છે...'

'ડોલી નથી રહ્યું સુંદરી, નાચી રહ્યું છે ! આપણા મિલનની ખુશીમાં નાચી રહ્યું છે...'

'પણ આ નૃત્ય શંકરનું તાંડવનૃત્ય બની ગયું તો ?'

'તું અત્યારે આવાં વચન ન બોલ સુંદરી...'

'મને તારો સર્વવિનાશ દેખાય છે ધનંજય...'

'સુંદરી ?...' ધનંજય રાડ પાડી ઊઠયો.

'હું સાચું કહું છું ધનંજય...વિનાશકાળ સાવ નિકટ છે...નહીંતર તારી બુદ્ધિ બગડત નહીં.'

'શું તારે આવી જ વાતો કરવાની છે અહીં ?' ધનંજય રોષથી સળગી ઊઠયો.

'ના, મારે તને કહેવું હતું તે કહી દીધું... તું મને જવાબ આપ કે તું મને મારા પતિ પાસે સુરક્ષિત પહોંચાડીશ કે નહીં ?'

'એ પતિ તારો મરી ગયો... તારો પતિ... તારી સામે છે....'

'નમો અરિહંતાણં...'ના ગગનભેદી નાદ સાથે સુરસુંદરી સમુદ્રમાં કૂદી પડી.

'સુંદરી... સુંદરી... અરે, દોડો... સુંદરી દરિયામાં પડી ગઈ...'

ધનંજય બેબાકળો થઈ ગયો. એની બૂમ સાંભળીને નાવિકો તૂતક પર દોડી આવ્યા... પરન્તુ ત્યાં તો વહાણ ઊછળવા લાગ્યું. સુસવાટા કરતા પવને વહાણનું શઢ ચીરી નાંખ્યું... એક જોરદાર કડાકો થયો... અને વહાણનો સ્તંભ તૂટી પડયો... નાવિકો 'સાવધાન... સાવધાન...'ની બૂમો પાડતા રહ્યા અને આકાશમાંથી ધોધમાર વર્ષા શરૂ થઈ.

આભઊંચાં મોજાં ઉછળવા લાગ્યાં અને વહાણે જળ-સમાધિ લીધી. વહાણ સાથે ધનંજય અને એના માણસો બધા જ સમુદ્રના તળિયે ગરકાવ થઇ ગયા. વહાણનાં લાકડાં દરિયા પર તરવા લાગ્યાં...



અંધારાં આભનો ઓછાયો હતો.

આકાશમાંથી પાણી મુશળધારે વરસતાં હતાં. વરસાદની ઘનઘોર રાત જામી હતી. કાચાપોચાનાં હૈયાં ચિરાઈ જાય એવી વીજળીઓ ચમકતી હતી. મહાસાગરના તોફાની તરંગો આભઊંચા ઊછળતા હતા. એના ઘુઘવાટ સગર્ભાને પ્રસવ કરાવી દે તેવા ભયાનક હતા.

તૂટેલા વહાણનું એક પાટિયું સુરસુંદરીના હાથમાં આવી ગયું. તેણે પાટિયાને બાથ ભીડી લીધી. પાટિયા સાથે તે મહાસાગરમાં ઊછળવા લાગી. તેનું મન નિરંતર શ્રી નમસ્કાર મહામંત્રના

સ્મરણમાં લીન હતું. તેને પોતાના પ્રાણોની પરવા ન હતી. તેને પોતાના શીલની રક્ષા થવાનો અપાર આનંદ હતો. ધનંજયના વહાણને તૂટતું તેણે જોયું હતું અને તૂટેલા વહાણની જળસમાધિ પણ તેણે જોઈ હતી.

ધીરે ધીરે સાગર શાન્ત થયો.

શાન્ત સાગરનાં પાણી પર સુરસુંદરી તરી રહી હતી. લાંબા પાટિયાને છાતીસરસું દાબીને તે સૂઇ જ ગઇ હતી. પાટિયું તરી રહ્યું હતું.

જ્યારે સુરસુંદરીની આંખો ખૂલી...ત્યારે તેણે પોતાની જાતને એક નગરના કિનારે તણાઈ આવેલી જોઈ. કિનારાની રેતી પર પાટિયું ચોંટી ગયેલું હતું. તે ઝટપટ ઊભી થઈ ગઇ. તેનાં વસ્ત્ર ઠેર ઠેર ફાટી ગયાં હતાં અને ભીનાં હતાં. તે કિનારા પર ઊભી રહી ગઇ. હવામાં તેણે પોતાનાં વસ્ત્રોને સુકાવા દીધાં.

'આ કયું નગર હશે? જાઉં નગરમાં... પરંતુ અજાણ્યા નગરમાં હું ક્યાં જઇશ? વળી કોઈ નવી આફત.. ભલે આવે આફત... દરિયામાં કૂદી પડીને આફતનો સામનો કર્યો છે... તો એનાથી વધીને બીજી કઈ આફત આવશે? અહીં ઊભા રહેવાનો કોઈ અર્થ નથી...'

સુરસુંદરીએ નગર તરફ ચાલવા માંડ્યું.

એ બેનાતટ નગર હતું. નગરના મુખ્ય દરવાજામાં એણે પ્રવેશ કર્યો. ત્યાં તેણે નગરમાં ભારે કોલાહલ સાંભળ્યો.

રાજમાર્ગ પર એક પણ માણસ ન હતો. આસપાસનાં મકાનોમાંથી માણસોની બૂમો સંભળાતી હતી.

'અરે ઓ બાઇ, કોઈ મકાનમાં ચઢી જા... નહીં-તર મરી જઈશ... હાથી તને પગ નીચે છૂંદી નાંખશે...' પરંતુ સુરસુંદરી તો રાજમાર્ગ પર ચાલતી જ રહી... ત્યાં સામેથી ઉન્મત્ત બનેલો રાજહસ્તિ ધસી આવતો તેણે જોયો...

આલાનસ્તંભ તોડીને, દારૂની દુકાન તોડીને તેણે મદિરાનું મોટું ભાજન પી નાંખ્યું હતું... અને તે તોફાને ચઢયો હતો. સૈનિકો તેને વશ કરી શકતા ન હતા કે મારી શકતા ન હતા.

સુરસુંદરી ગભરાઈ ગઈ... સ્તબ્ધ થઈ ગઇ... માર્ગની વચ્ચે જ ઊભી રહી ગઈ. હાથી આવ્યો... તેણે સૂંઢમાં સુરસુંદરીને જકડી લીધી અને દોડચો દરિયા તરફ.

લોકોએ હાહાકાર કરી મૂકચો. 'આ દુષ્ટ હાથી બિચારી આ સ્ત્રીને કાં તો પગ નીચે કચરી નાંખશે... કાં તો દરિયામાં ફેંકી દેશે. કોઈ એને બચાવો...'

સૈનિકો હાથીની પાછળ દોડચા... પરંતુ હાથીએ તો સુરસુંદરીને આકાશમાં ફંગોળી દીધી... જાણે ગોફણમાંથી પત્થર છૂટચો...

ફંગોળાયેલી સુરસુંદરી સાગરમાં ફેંકાઈ ગઇ...

પરંતુ એ પડી એક મોટા વહાણમાં!

દૂર દેશના એક વેપારીનું એ વહાણ હતું. બેનાતટ નગરમાં વેપાર કરવા તે રોકાયેલું હતું. એ વહાણનો માલિક હતો એક મ્લેચ્છ...અનાર્ય. એનું નામ હતું ફાનહાન.

ફાનહાન વહાણના તૂતક પર જ ઊભો હતો. પોતાના વહાણમાં એક સ્ત્રીને પડેલી જોઈ તરત જ તે એની પાસે દોડી ગયો. વહાણના નાવિકો અને નોકરો પણ ભેગા થઈ ગયા.

સુરસુંદરી મૂર્છિત થઇ ગઈ હતી. તેના માથાના પાછલા ભાગમાંથી લોહી નીકળતું હતું. ફાનહાને તરત જ ઘાને ધોઇ નાંખી પટ્ટી બાંધી દીધી. શીતલ પાણીનો છંટકાવ કરી સુરસુંદરીને ભાનમાં લાવી દીધી.

કિનારા પર સેંકડો નગરવાસીઓ દોડી આવ્યા હતા. ફાનહાને ઇશારાથી લોકોને સમજાવી દીધું કે 'સ્ત્રી બચી ગઈ છે!' લોકો નગરમાં ચાલ્યા ગયા.

ફાનહાને સુરસુંદરીને નવાં વસ્ત્ર આપીને પછી કહ્યું : 'પહેલાં તું વસ્ત્રપરિવર્તન કરી લે.' સુરસુંદરી વહાણના એક ખંડમાં ચાલી ગઈ અને વસ્ત્રપરિવર્તન કરી લીધું. એનું આખું શરીર બેઠા મારાથી દુઃખી રહ્યું હતું. ફાન-હાને પરિચારિકા સાથે ઉષ્ણ દૂધ મોકલ્યું. સુરસુંદરીએ દૂધ પીધું અને જમીન પર જ સૂઈ ગઈ. એક પ્રહર વીતી ગયો. એની નિદ્રા ખૂલી.

ફાનહાને ખંડમાં પ્રવેશ કર્યો. એની પાછળ જ પરિચારિકા ભોજનનો થાળ લઈને ખંડમાં દાખલ થઈ.

'સુંદરી, લે આ ભોજન કરી લે...' ફાનહાન સુરસુંદરીના અદ્ભુત રૂપને જોઈને મુગ્ધ થઈ ગયો હતો. એણે તો સુરસુંદરીના સૌંદર્યને જોઈને 'સુંદરી' કહીને બોલાવી, પરંતુ સુરસુંદરી પોતાનું નામ આ અજાણ્યા યુવાન વેપારીના મુખે સાંભળી...આશ્ચર્ય પામી...

'તમે મારું નામ કેવી રીતે જાણો છો? મેં તો તમને મારું નામ કહ્યું નથી...'

'તારું અદ્ભુત સૌન્દર્ય જ તારું નામ કહી દે છે સુંદરી!' વેપારી લુચ્ચું હસ્યો. સુરસુંદરી સાવધાન બની ગઈ.

'વાતો આપણે પછી કરીશું, પહેલાં તું ભોજન કરી લે.'

'ના, મારે ભોજન નથી કરવું.'

'કેટલા દિવસ તું ભૂખી રહીશ?'

'રહેવાય ત્યાં સુધી...' સુરસુંદરીએ નીચી દૃષ્ટિએ જવાબ આપ્યો.

'શા માટે ભૂખે મરવાનું? જો, તને ભાવે એવું ભોજન છે...છતાં તને આ વસ્તુ ન ભાવતી હોય તો બીજી વસ્તુઓ બનાવરાવું...પણ તારે ભોજન તો કરવું જ પડશે.'

સુરસુંદરીને ક્ષુધા તો લાગી જ હતી. વેપારીએ ખૂબ આગ્રહ કર્યો એટલે ભોજન કરી લીધું. તે સ્વસ્થ બની. તેનો શ્રમ દૂર થયો. ફાનહાન ચાલ્યો ગયો. સુરસુંદરીને રહેવા માટે સ્વતંત્ર ખંડ તેણે આપી દીધો.

સુરસુંદરી એક શુદ્ધ ભૂમિભાગ પર પદ્માસને બેસી ગઈ અને શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ શરૂ કરી દીધો. એક પ્રહર સુધી તેણે જાપ કર્યો.

વહાણ બેનાતટ નગરથી ઊપડી ગયું હતું. સમુદ્રયાત્રા ચાલુ થઈ ગઈ હતી. સુરસુંદરી બારી પાસે જઈને ઊભી. આ એ જ મહાસાગર હતો કે જેમાં એ કૂદી પડી હતી.. જેમાં ધનંજયે વહાણ સાથે જળસમાધિ લીધી હતી. સુરસુંદરી માટે જાણે એ ઘટના એક સ્વપ્ન બની ગઈ હતી...એ દૃશ્ય સ્મૃતિમાં આવતાં તે ધ્રૂજી ઊઠી.

'આ વ્યાપારી પણ મારા માટે અજાણ્યો છે...એની દૃષ્ટિ સારી નથી... જરૂર... એણે મારી સારસંભાળ લીધી છે...પરંતુ આ પણ મારા યૌવનનો ભૂખ્યો તો થવાનો જ. સ્ત્રીનું યૌવન એટલે શું પુરુષોની વાસનાને સંતોષવાનું ભોજન જ હશે? ના...ના, એ મને સ્પર્શ કરે એ પહેલાં તો હું દરિયામાં કૂદી પડીશ... હવે મને દરિયાનો ડર નથી... દરિયો જ મારી રક્ષા કરશે!'

તેણે પાછળ ફરીને જોયું તો દ્વાર પર ફાનહાન ઊભો હતો. તે યુવાન હતો, સુંદર હતો... છેલછબીલો હતો.

'સુંદરી, તને અહીં કોઈ પ્રતિકૂળતા તો નથી ને!'

'ના, તમે મારી કાળજી રાખો છો, પછી પ્રતિકૂળતા શાની? પરંતુ મને તમે કહેશો કે આપણે ક્યાં જઈ રહ્યાં છીએ?'

'સોવનકુળ નગર તરફ.'

'સિંહલદ્વીપ કેટલો દૂર છે?'

'સોવનકુળથી પણ ઘણો દૂર છે..એકાદ મહિનાનો માર્ગ ખરો!'

'તમે સોવનકુળ સુધી જ જવાના છો?'

'તારી ઈચ્છા જો સિંહલદ્વીપ જવાની હશે તો આપણે સિંહલદ્વીપ પણ જઈશું...પરંતુ સિંહલદ્વીપ શા માટે જવું છે?'

'મારા પતિ ત્યાં ગયા છે, મારે એમની પાસે જવું છે.'

કાનહાન મૌન રહ્યો. સુરસુંદરીના રૂપને નિહાળી રહ્યો... તેનું મન બોલી ઊઠ્યું: 'તને હું તારા પતિ પાસે નહિ જવા દઉં... હું જ તારો પતિ બનીશ! તું મારા તાબામાં છે...હવે તને નહીં છટકવા દઉં...'

'ભલે, સોવનકુળ પહોંચ્યા પછી વિચારીશું.'

'તમારાથી અવાય એવું નહીં હોય તો હું બીજા કોઈ જહાજમાં મારી વ્યવસ્થા કરી લઈશ..।'

'એની ચિંતા ન કરીશ. તું તારે અહીં મારા વહાણમાં આનંદથી રહે...'

ફાનહાને એક પરિચારિકાને સુરસુંદરીની સેવામાં મૂકી દીધી અને પોતે પોતાના ખંડમાં ચાલ્યો ગયો. સુરસુંદરીને કેવી રીતે વશ કરી લેવી તેના વિચારોમાં ખોવાઈ ગયો.

સુરસુંદરીનું મન બોલી રહ્યું હતું : 'આ વેપારી પણ ધનંજય જેવો જ લંપટ છે...માટે જરાય ગફલતમાં રહીશ નહીં. એની આગતા–સ્વાગતામાં ભોળવાઈશ નહીં. એનાં વચનો પર વિશ્વાસ કરીશ નહીં...પરાયી સ્રી... રૂપ અને યૌવન...એકાન્ત અને પરવશતા...એટલે પુરુષ લોભાયા વિના...ખેંચાયા વિનાં ન જ રહે...એક કડવો અનુભવ થઈ ગયો છે...'

સુરસુંદરી પ્રતિક્ષણ જાગ્રતિમાં જીવે છે. ફાનહાન એને રીઝવવાના થાય એટલા પ્રયત્ન કરે છે...પરંતુ એણે જોયું કે સુરસુંદરી એના તરફ જરાય પ્રેમ બતાવતી નથી, ત્યારે તેણે ખુલ્લી રીતે સુરસુંદરી સમક્ષ લગ્નનો પ્રસ્તાવ મૂકી દેવાનો નિર્ણય કર્યો...જો એ વાત ન માને તો એના પર બળાત્કાર ગુજારવાનો પણ મનોમન નિર્ણય કર્યો.

સુરસુંદરી નિત્યક્રમ મુજબ શ્રી નવકારમંત્રનો જાપ કરીને બેઠી હતી ત્યાં ફાનહાન એની પાસે પહોંચ્યો. સુરસુંદરીએ આવકાર આપ્યો પણ ઉદાસીન ભાવે.

'સુંદરી, તું ઉદાસ કેમ રહે છે? તને અહીં કોઇ પ્રતિકૂળતા હોય તો કહે. તને ઉદાસ જોઇને મારું મન

વિહ્વલ બની જાય છે.' ફાનહાને સુરસુંદરીથી થોડે દૂર આસન પર બેસતાં કહ્યું.

'તમે જાણો છો કે મારા પતિનો મને વિરહ છે. પતિના વિરહમાં સ્ત્રી ઉદાસ રહે તે સ્વાભાવિક છે.'

'શા માટે સ્ત્રીએ ઉદાસ રહેવું જોઇએ ? પતિની ખોટ પુરનાર પુરુષ જો મળી જતો હોય તો એણે સ્વીકાર કરી લેવો જોઈએ.'

'એ વાત તમારા દેશમાં ચાલતી હશે. અમારા દેશની સંસ્કૃતિ જુદી છે, અમારો ધર્મ જુદો છે. અમારા દેશમાં તો સ્ત્રીના જીવનમાં એક જ પતિ હોય. પતિના મૃત્યુ પછી પણ સ્ત્રી બીજા પુરુષ સાથે લગ્ન ન કરી શકે! એ સ્વેચ્છાએ વૈધવ્યને પાળે!'

'હવે તું ક્યાં તારા દેશમાં છે ? હું તને મારા દેશમાં લઇ જઈશ. હું તને એ જ વાત કહેવા આવ્યો છું કે તું મારી સાથે લગ્ન કરી લે...હું તને મારા દેશમાં લઈ જઇશ...ત્યાં આપણે સ્વર્ગનાં સુખો ભોગવીશું.'

સુરસુંદરી રોષથી સળગી ઊઠી. તે જે વાતની ધારણા રાખતી હતી, તે જ વાત સામે આવીને ઊભી. એણે દૃઢતાપૂર્વક કહ્યું : 'ફાનહાન, આવો જ પ્રસ્તાવ થોડા દિવસ પહેલાં તારા જેવા જ વેપારી ધનંજયે મારા સામે મૂક્યો હતો...મેં જ્યારે એની વાત ન માની ત્યારે તે મારા તરફ ધસી આવ્યો હતો...પરંતુ મેં બુદ્ધિપૂર્વક મારી રક્ષા કરી લીધી હતી. છેવટે મેં મારા શીલની રક્ષા

માટે આ જ મહાસાગરમાં ઝંપલાવી દીધું હતું...એ જ વખતે એનું વહાણ સમુદ્રના તોફાનમાં તૂટી ગયું હતું અને એ ધનંજય એના માણસો સાથે દરિયાના પેટાળમાં સમાઇ ગયો...મેં નજરે જોયો છે. એ જ તૂટેલા વહાણનું પાટિયું મારા હાથમાં આવી ગયું...અને એ પાટિયાના સહારે તરતી તરતી હું બેનાતટનગરના કિનારે આવેલી. પછી શું બન્યું તે તમે જાણો છો...

માટે તમને પણ કહું છું કે જો તમે પણ એ ધનંજયની પાછળ આ દરિયાના તળિયે જવા ઇચ્છતા હો તો આગળ વધજો...નહીંતર આ વાતને દરિયામાં ફેંકી દો.'

એક શ્વાસે સુરસુંદરી બોલી ગઈ. તે હાંફવા લાગી. ફાનહાન વિચારમાં પડી ગયો. સુરસુંદરીએ ઘુઘવાટા કરતા દરિયા તરફ દૃષ્ટિ માંડી. ફાનહાન ઊભો થઇને ખંડમાં આંટા મારવા લાગ્યો.

'આ સ્ત્રી રોજ કોઈ મંત્રજાપ કરે છે...તે હું જોઉં છું...જરૂર એને કોઇ દેવી સહાય હોય...એણે જે દુર્ઘટનાની વાત કરી, તે સાચી લાગે છે...ના, મારે મારો વિનાશ નથી કરવો...હું એના પર બળાત્કાર કરવા જાઉં ને એ દરિયામાં કૂદી પડે તો ?... અને મારું વહાણ સમુદ્રના તોફાનમાં તૂટી પડે તો ?

ના ના, હું વ્યાપારી છું. ધન કમાવા માટે નીકળ્યો છું...મારી પાસે ધન આવશે તો આવી અનેક સ્ત્રીઓ મને

મળી રહેશે. માટે મારે આને આશ્વસ્ત કરી દેવી જોઇએ. મારા ભયથી એ કદાચ દરિયામાં કૂદી ન પડે...'

એણે સુરસુંદરી સામે જોયું. સુરસુંદરી દરિયા તરફ જોઇ રહી હતી.

'સુંદરી, હું મારી વાત જતી કરું છું. તું નિશ્ચિંત રહે...હવે હું તારા ખંડમાં પણ નહીં આવું. મને ખબર ન હતી કે તારા પર દેવોની કૃપા છે...મારી ભૂલને માફ કરી દે...'

'તમે મારા પ્રાણ બચાવ્યા છે, તમે મારા ઉપકારી ભ્રાતા છો. મને તમારા તરફ કોઈ દ્વેષ નથી.'

ફાનહાન પોતાના ખંડમાં ગયો...એ વેપારી હતો. એના મગજમાં બીજી યોજના આકાર લઈ રહી હતી.



નારીનું શીલ–રત્ન તો સંસારનો શણગાર છે, દુનિયાનું સૌભાગ્ય છે. સ્ત્રી અને સાગર એટલે મર્યાદાનાં પુરસ્કર્તા! એ ક્યારેય મર્યાદા ન લોપે.

મર્યાદાવાન સાગરના ખોળે સુરસુંદરી પોતાની મર્યાદાનાં જતન કરી રહી હતી. પોતાનાં શીલ–રત્નનાં રૂડાં રખવાળાં કરી રહી હતી. ભલે એ એક વેપારીની પત્ની હતી પરંતુ એની નસોમાં એક વીર ક્ષત્રિયાણી માતાનું લોહી વહેતું હતું.

સોવનકુલના કિનારે ફાનહાને પોતાનું વહાણ લાંગર્યું. તેણે સુરસુંદરીને કહ્યું :

'જો તારી ઇચ્છા હોય તો સોવનકુલનગરમાં તારા પતિની તપાસ કરીએ... આપણે નગરમાં જઇએ...'

'તેઓ અહીં ન હોઈ શકે...તેમનાં વહાણો આ કિનારે દેખાતાં નથી...'

'ન દેખાય, તને દુઃખી કર્યા પછી એ આપત્તિમાં ફસાયો હોય... વહાણો ડૂબી ગયાં હોય કે લુંટાઇ ગયાં હોય... અને એ ભટકતો હોય કોઈ નગરના રસ્તાઓ પર... એવું ન બને?'

'ના ના, એવું અશુભ ન બોલો. હું હમેશાં એમના મંગલની કામના કરું છું...એમનું શુભ થાઓ... છતાં તમે કહેતા હો તો આપણે આ નગરમાં જઇએ. કોઇ સિંહલદ્વીપના માણસો મળી જાય તો અમરકુમાર માટે પૃચ્છા પણ કરી શકાય...'

'તારી સાચી વાત છે. ચાલ, આપણે જઇએ...'

સુરસુંદરીને લઈ ફાનહાન સોવનકુલનગરમાં પ્રવેશ્યો. નગરની શોભા જોતાં જોતાં બંને નગરના મધ્ય ભાગમાં આવી પહોંચ્યા. ત્યાં ફાનહાનના વહાણના રક્ષક સૈનિકો હાજર હતા. ફાનહાને સુરસુંદરી સામે ક્રૂરતાભરી વાણીમાં કહ્યું :

'ઓ અભાગી નારી, તું અહીં ઊભી રહી જા. તું અહીંથી ક્યાંય ભાગી નહીં શકે. મારા માણસો ચારે બાજુ ઊભેલા છે. તારો પતિ તને ખરીદવા અહીં આવી

જશે! અહીં હું તારું સવા લાખ રૂપિયામાં લીલામ કરીશ, સમજી? ચૂપચાપ ઊભી રહી જજે.'

સુરસુંદરી સ્તબ્ધ થઈ ગઇ. ફાનહાનનું વિકરાળ રૂપ જોઈને તેની વાચા હરાઇ ગઇ...

ચાર રસ્તાની વચ્ચે એક ઊંચો ચોતરો હતો. ફાન-હાને સુરસુંદરીને એ ચોતરા પર ઊભી રાખી અને એની પાસે ઊભો રહીને બૂમો પાડવા લાગ્યો.

'સવા લાખ રૂપિયામાં આ રૂપસુંદરી જેને જોઇએ તે અહીં આવો! ભારતની આવી સુંદરી સવા લાખમાં પણ પછી નહીં મળે!'

તમાશાને તેડું નહીં! રસ્તે જતાં લોકો ભેગા થઈ ગયા. આસપાસનાં મકાનોમાંથી લોકો ઊતરી આવ્યા. આ નગરમાં આવી રીતે સ્ત્રી-પુરુષો છડેચોક વેચાતાં હતાં એટલે લોકોને કોઈ આશ્ચર્ય ન હતું.

'સવા લાખ સોનૈયા વધારે છે, કિંમત ઓછી કરો...' ટોળામાંથી એક યુવાન બોલ્યો.

'એક પૈસો પણ ઓછો નહીં થાય. સવા લાખ રોકડા આપી જાઓ અને આ અપ્સરાને લઇ જાઓ...'

ટોળું મોટું થતું જતું હતું. સહુ ટગર ટગર સુરસુંદરીને જોઇ રહ્યા હતા, સુરસુંદરીની આંખો બંધ હતી. એના મુખ પર વિષાદનાં ઘનઘોર વાદળ ઘેરાયેલાં હતાં. તે શૂન્યમનસ્ક થઇ ગઈ હતી. અમરકુમારે કરેલા

દગાનો ભોગ બન્યા પછી આ બીજી વાર દગાનો ભોગ બની ગઈ હતી.

આ નગરમાં કોઇના હૈયે સ્નેહ કે સહાનુભૂતિ જેવી વાત ન હતી. આવાં દશ્યો તેમને રોજ જોવા મળતાં હતાં. દેશ-પરદેશના વેપારીઓ અહીં માણસોનો પણ વેપાર કરતા હતા. સોવનકુલમાં આવો કથિર જેવો હીન કોટિનો વેપાર પણ થતો હતો.

એટલામાં, ટોળામાં કંઈક ખળભળાટ થયો... એક રૂપવતી છતાં જાજરમાન વ્યક્તિત્વવાળી સ્ત્રી ટોળામાંથી આગળ આવી રહી હતી. લોકો એને માર્ગ આપતા હતા. તે નજીક આવી. તેણે ધારી ધારીને સુરસુંદરીના દેહને જોયો. સ્ત્રીના દેહની પરીક્ષા કરવામાં એની આંખો કુશળ હતી.

એનું નામ લીલાવતી હતું. સોવનકુલની એ પ્રસિદ્ધ વેશ્યા હતી. એ એક મોટું વેશ્યાગૃહ ચલાવતી હતી. એની પાસે લાખો રૂપિયા હતા. તેણે ફાન-હાનને કહ્યું :

'સવા લાખ રૂપિયા હું આપીશ વેપારી! લઈ ચાલ આ સ્ત્રીને મારી હવેલીએ.'

લોકોએ હર્ષનાદ કર્યો. લીલાવતીની પાછળ ફાન-હાન સુરસુંદરીને લઈને ચાલ્યો. સુરસુંદરીને આશ્ચર્ય થયું. અહીં આ અજાણ્યા પ્રદેશમાં મારા માટે સવા

લાખ રૂપિયા આપનાર કોણ હશે આ બાઈ ?'

હવેલી આવી ગઇ. લીલાવતીએ સવા લાખ રૂપિયા ગણી આપ્યા. ફાનહાન રૂપિયા લઇને ચાલ્યો ગયો. લીલાવતી સુરસુંદરીને લઇને પોતાના ભવ્ય રતિક્રિયા–ભવનમાં આવી.

'તારું નામ શું છે ?'

'સુરસુંદરી.'

'સુંદર નામ છે, હું તને સુંદરી કહીશ...'

'ચાલશે.'

'તું સ્નાન કરીને આ સુંદર વસ્ત્રો પહેરી લે. પછી આપણે શાન્તિથી વાતો કરીશું.'

સુરસુંદરીએ સ્નાન કરીને, લીલાવતીએ આપેલાં વસ્ત્ર પહેરી લીધાં. તે લીલાવતીની પાસે આવીને બેસી ગઈ. લીલાવતી સુરસુંદરીના અદ્ભુત રૂપ–યૌવનને જોઈ મુગ્ધ થઈ ગઈ. તેનું મન બોલી ઊઠ્યું :

'સવા લાખ રૂપિયા તો દસ દિવસમાં મને આ કમાવી આપશે !' તેણે સુરસુંદરીને કહ્યું :

'સુંદરી, હવે તારાં તન–મનનાં દુઃખો ગયાં સમજ. તારા મનમાં જે કોઈ ચિંતાઓ હોય, વ્યથાઓ હોય... તે બધું બહાર ફેંકી દે. ખૂબ પ્રસન્નચિત્ત થઇ જા. આ હવેલીમાં તારે રહેવાનું છે. તને ભાવે તે ભોજન કરવાનાં... ને ગમે તે શણગાર સજવાના ! આ હવેલીના

ઉદ્યાનમાં સરોવર છે, એમાં યથેચ્છ જલક્રીડા કરજે... શરીર પર સુગંધી દ્રવ્યોનાં વિલેપન કરજે... આંખોમાં અંજન કરજે...'

'પણ આ બધું શા માટે? મારા પર તમે આટલું બધું હેત કેમ વરસાવો છો, તે મને નથી સમજાતું...'

'સમજાશે સુંદરી! આ બધું કરીને તારે આ હવેલીમાં આવનારા રસિક ધનવાનોને શય્યાસુખ આપવાનું છે... એમને રીઝવીને હજારો રૂપિયા મેળવવાના છે! હા, તને ગમે તે રસિક પુરુષને ખુશ કરજે... તને જે ન ગમે તેને હું બીજી સુંદરીઓ પાસે મોકલીશ!'

'એટલે શું આ વેશ્યાગૃહ છે? અને તમે...

'ચમકવાની જરૂર નથી સુંદરી, લોકો... ધનવાન લોકો આને વેશ્યાગૃહ નથી કહેતા, સ્વર્ગ કહે છે! અહીં તેમને અપ્સરાઓ મળે છે... અપ્સરા સાથેનું શય્યાસુખ માણવા તેઓ અહીં આવે છે...હું તેમની પાસેથી હજારો રૂપિયા લઉં છું...'

સુરસુંદરીની આંખો સજલ થઇ ગઈ. તેનું હૃદય દુઃખના મેરૂ નીચે કચડાવા લાગ્યું... ધરતી પર દૃષ્ટિ સ્થિર કરીને તેણે લીલાવતીને કહ્યું:

'તમે મારી વાત સાંભળશો?'

'અવશ્ય સાંભળીશ.'

'હું એક દુઃખીયારી સ્ત્રી છું.'

'અહીં જે સ્ત્રીઓ આવે છે તે બધી જ દુઃખીયારી હોય છે... પછી દુઃખ ભૂલી જાય છે.'

'હું મારું દુઃખ ભૂલવા માગું છું.'

'સારી વાત છે.'

'તે માટે મારે ત્રણ દિવસનો સમય જોઇએ છે. ત્રણ દિવસ સુધી હું કોઇ પુરુષનું મુખ પણ જોઇશ નહીં.'

'ત્યાર બાદ?'

'તમે કહેશો તેમ કરીશ...કારણ કે તમે મને ખરીદી લીધી છે...હું તમારી ગુલામ છું...'

'અહીં તું ગુલામ નહીં રહે, તું રાણીની જેમ રહીશ... બસ, મારી એક જ વાત તારે માનવાની છે... જે પુરુષને તારી પાસે હું મોકલું... તેને સંપૂર્ણપણે રીઝવવાનો!'

'ભલે, મને ત્રણ દિવસ સંપૂર્ણ વિશ્રામ જોઇએ છે.'

'મળી જશે, ચાલ મારી સાથે, જ્યાં તારે રહેવાનું છે, એ ખંડ બતાવી દઉં. ખંડને જોતાં જ તારો થાક ઊતરી જશે... અને પલંગમાં પડતાં જ તારાં એક એક અંગ સ્ફૂર્તિમાં આવી જશે!'

લીલાવતીએ સુરસુંદરીને એને રહેવા માટેનો એક સુંદર અને સુશોભિત ખંડ આપ્યો. ખંડમાં ગોઠવાયેલી બધી વ્યવસ્થા સમજાવી દીધી અને તે ચાલી ગઈ.

સુરસુંદરીએ તૂર્ત જ ખંડનું દ્વાર બંધ કરી દીધું અને જમીન પર પડી ગઇ... ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી. હૈયામાં આંસુઓનો સાગર ઘુઘવવા માંડયો...

'મારાં કેવાં દુર્ભાગ્ય ? મારાં કેવાં પાપકર્મ ઉદયમાં આવ્યાં ? જેનાથી બચવા... ને જેને બચાવવા હું દરિયામાં કૂદી પડી... તે સ્થળમાં હું આવી ફસાણી... અહીં હું મારા શીલને કેવી રીતે બચાવીશ ? આ વેશ્યાએ મને ખરીદી લીધી છે... સવા લાખ રૂપિયા જેવી મોટી રકમ આપીને ખરીદી લીધી છે... એ મને નહીં છોડે... હું ગમે તેટલી આજીજી કરું તો પણ મને નહીં જવા દે.

પણ... આણે મને કેમ ખરીદી ? હું રૂપવતી છું માટે ને ? મારું રૂપ જ મારું શત્રુ બન્યું છે... પેલો ધનંજય અને આ ફાનહાન કેમ મારા પર મોહિત થયા ? મારા રૂપના પાપે...

મારા રૂપને હું ખૂબ ચાહતી હતી... મારું રૂપ જોઇને હું મારા પુણ્યનો ઉદય માનતી હતી... અમર મારા રૂપની પ્રશંસા કરતો હતો ત્યારે હું ફુલાઇ જતી હતી... એ રૂપ જ મારાં દુ:ખોનું કારણ બન્યું છે... શું કરું ? સળગાવી દઉં આ રૂપને ?

હા, સળગાવી દઉં મારા મુખને... હું કુરૂપ થઈ જાઉં... મારા વાળ બળી જશે... મારું મુખ બળી જશે, પછી મારા પર કોઈ મોહિત નહીં થાય... આ વેશ્યા પણ મને કાઢી મૂકશે...

પરન્તુ... અચાનક અમર આવી મળે તો? અરેરે.... અમર! તેં આ શું કર્યું? તારા વિશ્વાસે... તારા જ ખોળામાં સૂતેલી તારી પ્રિયાને તેં કેમ ત્યજી દીધી? શું તું બીજી કોઈ શિક્ષા ન કરી શકયો હોત? અરે, તેં મારા પ્રાણ લઇ લીધા હોત તો પણ હું તને ના રોકત, પરંતુ મારું શીલ તો અખંડ રહેત ને?

'તું મળીશ,' એ આશાએ શું મારે જીવવાનું? શીલ ખોઇને તો જીવવાનું મારા માટે અશક્ય છે... જીવીને શીલ બચાવવું પણ હવે અશક્ય લાગે છે.. નહીંતર મારાં પાપકર્મ મને વેશ્યાગૃહમાં લાવીને કેમ મૂકે?

મારા અમર, હવે કદાચ હું તને નહીં મળું આ ભવમાં... ત્રણ દિવસનો સમય છે મારી પાસે... જો મારો મહામંત્ર મને ત્રણ દિવસમાં કોઈ બીજો માર્ગ સુઝાડશે મારી શીલરક્ષા માટે, તો તો હું આપઘાતનો માર્ગ નહીં લઉં... નહીંતર...'

'અરે, આજે મેં હજુ સુધી નવકારમંત્રનો જાપ કર્યો નથી...? બસ, હવે અહીં મારે બીજું કોઇ કામ નથી. ત્રણ દિવસમાં થાય એટલો જાપ કરી લઉં...'

સુરસુંદરીએ પદ્માસને બેસીને મહામંત્રનો જાપ શરૂ કર્યો. ધીરે ધીરે જાપમાંથી તે ધ્યાનમાં લીન બની ગઈ. પંચ પરમેષ્ઠિના ધ્યાનમાં એ સહજતાથી લીન થઇ શકતી હતી.

દિવસનો બીજો પ્રહર પૂર્ણ થયો હતો. ભોજનનો સમય થઈ ગયો હતો. દરવાજે ટકોરા પડયા. સુરસુંદરીએ દ્વાર ખોલ્યું. પરિચારિકા ભોજનના થાળ સાથે ઊભી હતી. સુરસુંદરી સામે સ્મિત કરીને તેણે ખંડમાં પ્રવેશ કર્યો અને ભોજનનો થાળ પાટલા પર મૂકયો.

'મારે ભોજન નથી કરવું.'

'અહીં જે કોઈ નવી સ્ત્રી આવે છે તે ભોજન કરવાની ના જ પાડે છે...ભોજન ન કરવાથી દુઃખ જવાનું છે? દુઃખને દૂર કરવા માટે તો ભોજન કરવું જોઇએ!'

સુરસુંદરી પરિચારિકાની વાત સાંભળીને વિચારમાં પડી ગઈ. 'આ સાચું કહે છે...અહીંથી છૂટવાનો ઉપાય વિચારવો જોઇએ, ભૂખ્યા પેટે કોઈ ઉપાય નહીં સૂઝે...' તેણે પરિચારિકા સામે જોઈને પૂછ્યું :

'દુઃખને દૂર કરવાનો ઉપાય તું બતાવીશ મને?'

'પહેલાં ભોજન કરી લો, પછી વાત કરો.'

સુરસુંદરીએ ભોજન કરી લીધું પરિચારિકા સુર-સુંદરીને જોતી રહી. ભોજન કરવાની એની રીતભાત જોતી રહી... પછી ધીમેથી બોલી :

'શું તમે કોઈ મોટા ઘરનાં છો?' સુરસુંદરીએ માથું હલાવીને હા પાડી... પરિચારિકા ખાલી થાળ લઇને જતી રહી.



'મારે અહીંથી વહેલામાં વહેલી તકે ભાગી છૂટવું જોઇએ...ખૂબ બુદ્ધિપૂર્વક ભાગવાની યોજના બનાવવી પડશે...મારું મન કહે છે કે આ પરિચારિકા મને ઉપયોગી બની શકશે...એની આંખોમાં મારા પ્રત્યે સહાનુભૂતિ હતી...પણ કદાચ એ બીજી રીતે પણ વિચારતી હોય... કે 'આ નવી આવેલી સ્ત્રી આ ભવનની મુખ્ય વેશ્યા બનવાની છે... માટે, હું એની સાથે સારો સંબંધ બાંધું તો એ મને માલામાલ કરી દેશે...' આ દુનિયામાં સ્વાર્થ વિના કોણ સ્નેહ કે સહાનુભૂતિ આપે છે? છતાં આજે એ

આવશે ત્યારે હું ગોળગોળ વાત કરીશ... સંપૂર્ણ વિશ્વાસ વિના તો ભાગવાની વાત કરાય જ નહીં... નહીંતર એ તૂર્ત જ જઈને લીલાવતીને વાત કરી દે... તો તો મારે આ ખંડમાં જ ફાંસો ખાઈને મરવું પડે...

જો કે જીવવાનો હવે મને રસ નથી. કોના માટે જીવવાનું ? હવે અમર કદાચ ન પણ મળે...મળી જાય કદાચ...અને હું એની પાસે જાઉં...છતાં એ મને ધૂત-કારી કાઢે તો ? એણે કદાચ બીજી કોઈ સ્ત્રી સાથે લગ્ન કરી લીધાં હોય તો ? પુરુષના પર વિશ્વાસ કેમ કરાય ?

આ રીતે હું ક્યાં સુધી ભટક્યા કરીશ ? અને અજાણ્યા દેશોમાં હું મારા શીલની રક્ષા કેવી રીતે કરી શકીશ ? મને એ દુષ્ટ ફાનહાને કેવી ફસાવી દીધી ? મીઠું મીઠું બોલીને મને નગરમાં લઈ આવ્યો...અને મને બજાર વચ્ચે ઊભી રાખી મારું લીલામ કર્યું...મને વેચી નાંખી...

ક્યારેય નહીં ધારેલી વિકટ પરિસ્થિતિમાં હું મુકાઈ ગઈ...મેં મારા પૂર્વજન્મોમાં એવાં કેવાં પાપ કર્યાં હશે ? અને તો પછી રાજ–પરિવારમાં મારો જન્મ કેમ થયો ? ગર્ભશ્રીમન્ત શ્રેષ્ઠિની પત્ની કેમ બની ? આવું અદ્‌ભુત રૂપ કેમ મળ્યું ? શીલ અને સદાચારના ઉચ્ચ સંસ્કારો કેમ મળ્યા ? બધાં જ પાપકર્મ એકસામટાં ઉદયમાં કેમ ન આવ્યાં ?

જોઉં છું...જો કોઈ માર્ગ મળી જાય અહીંથી છૂટવાનો...તો તો સારું છે...નહીંતર આવતી કાલે રાત્રે આ જ ખંડમાં ગળામાં ફાંસો નાંખીને પ્રાણત્યાગ કરીશ ...શીલની રક્ષા તો કરીશ જ.'

સુરસુંદરીના મનમાં વિચારોનો સંઘર્ષ ચાલતો રહ્યો. રાત વીતી ગઈ હતી. ઊઠીને શ્રી નવકારમંત્રનું સ્મરણ કર્યું...અને દૈનિક આવશ્યક ક્રિયાઓથી તે પરવારીને બેઠી. તે પરિચારિકાની રાહ જોતી હતી. ખંડનાં દ્વાર ખુલ્લાં હતાં.

પરિચારિકા દૂધ લઈને આવી પહોંચી.

'દેવી, મારા આવવામાં વિલંબ થયો છે શું ? મને તો એમ હતું કે આપ હજુ હવે ઊઠયાં હશો...અહીં તો કોઈ વહેલું ઊઠતું જ નથી...'

'હું તો ઊંઘી જ નથી...પછી વહેલા કે મોડા ઊઠવાનો પ્રશ્ન જ ક્યાં રહે છે ?'

'શું આપને અહીં કોઈ અગવડતા છે ? નિદ્રા કેમ ન આવી ?'

'અભાગી જીવને વળી અગવડતા શું ને સગવડતા શું ? અહીં આવનાર સોભાગી ન હોય ને ?'

'તમારી વાત તો સાચી છે...પણ આપ તો અહીં સોભાગી બની જવાનાં ! આપના જેવું રૂપ આ ભવનમાં તો કોઈનું નથી...આખા નગરમાં કોઈનું નથી !'

'એ જ મોટું દુઃખ છે ને...આ રૂપના પાપે તો અહીં ફસાણી છું...'

'એ તો તમને હમણાં એવું લાગે...પણ ત્રણ દિવસ પછી જ્યારે અહીં મોટા મોટા રાજકુમારો અને શ્રેષ્ઠિ-કુમારો આવશે...ત્યારે બધું દુઃખ ભૂલી જશો...!'

'તું એવી વાત ન કર બહેન. મારે તો મારા પતિ સિવાય દુનિયાના બધા પુરુષો પિતાતુલ્ય અને ભ્રાતા-તુલ્ય છે...એટલે ત્રણ દિવસ પૂરા થાય ત્યાં સુધીમાં મોત આવી જાય તો સારું...'

સુરસુંદરી રડી પડી. પરિચારિકાના મનમાં નિર્ણય થઈ ગયો કે 'આ સ્રી ઉચ્ચ ખાનદાન ઘરની છે...' તેણે પૂછ્યું :

'જો તમને વાંધો ન હોય તો બે ચાર વાત પૂછું.'

'પૂછી લે બહેન, મારા જીવનમાં કંઈ છુપાવવા જેવું નથી...'

'તમારો પરિચય જાણવા ઇચ્છું છું અને તમે અહીં કેવી રીતે આવી ચઢ્યાં—તે જાણવા માગું છું.'

'જાણીને શું કરીશ ?'

'તમે જે કહેશો તે કરીશ...'

'અવશ્ય ?' સુરસુંદરીએ પરિચારિકાના બે ખભા પકડી લીધા.

'વચન આપું છું...'

“તો સાંભળ મારી વાતો...’

સુરસુંદરીએ અથથી ઇતિ સુધીની વાતો કહી દીધી.

પરિચારિકાએ ખૂબ તન્મય બનીને બધી વાતો સાંભળી, યક્ષદ્વીપની...યક્ષરાજની વાતો સાંભળીને તો તેને લાગ્યું કે ‘આ સ્ત્રી પર દૈવીકૃપા છે...’ ધનંજયની જળ-સમાધિની વાત અને બેનાતટનગરમાં બનેલી ઘટના સાંભળીને...તેના હૈયામાં સુરસુંદરી તરફ અપાર સદ્‌ભાવ જન્મ્યો. ફાનહાનની દગાબાજી સાંભળીને તો તે તેના નામ પર થૂંકી...એના મોંઢામાંથી ગાળ નીકળી ગઈ.

પૂરી વાત સાંભળીને તેણે સુંદરીને પૂછ્યું :

‘કહો દેવી, આપ મને શું આજ્ઞા કરો છો?’

‘મારી સાથે દગો તો નહીં થાય ને?’

‘દગો કરે અમરકુમાર, ધનંજય અને ફાનહાન... આ સરિતા ક્યારેય દગો ન કરે...એની ખાતરી રાખજો.’

‘તો અહીંથી છૂટવાનો મને ઉપાય બતાવ...!’

‘ક્યાં જવું છે?’

‘જ્યાં મારું ભાગ્ય લઈ જાય ત્યાં...’

‘જો એ રીતે ભાગ્યના ભરોસે રહેવું હોય તો પછી ભાગ્ય તમને અહીં લઈ આવ્યું છે...અહીં જ રહી જાઓ.’

‘ના, ના, અહીં તો રહેવું જ નથી...મને આ નગરની બહાર તું કાઢી દે...પછી હું જંગલના માર્ગે ચાલી જઈશ...મારું શીલ બચી જાય એટલે બસ, મારે બીજું કાંઈ જોઈતું નથી.’

સરિતા ઊભી થઇ. તેણે ખંડની બહાર જઇને આસપાસ જોઇ લીધું અને દ્વાર બંધ કરીને અંદર આવી.

'આવતી કાલે વહેલી સવારે હું અહીં આવીશ, તમારે તૈયાર રહેવાનું. નગરની બહાર તમને લઇ જઇશ. બસ ? પછી ક્યાં જવું તે તમે જાણો...પરંતુ એક વાત તમારે લીલાવતીને આજે કરી દેવાની, કે મારું સ્વાસ્થ્ય સારું નથી. હું ગુપ્ત રોગથી પીડાઉં છું...એટલે મારે કોઈ સારા વૈદ્યને મારું શરીર બતાવવું છે. થોડા દિવસ ઔષધોપચાર કરી લઉં...જેથી પછી પુરુષોને રીઝવવાનું કામ સારી રીતે કરી શકું.'

'તેં કહ્યું તેમ હું વાત તો કરીશ, પરંતુ એ વૈદ્યને અહીં બોલાવશે તો ?'

'એ વૈદ્ય અહીં આવે જ નહીં. અતિવૃદ્ધ છે... ગામના ઝાંપે રહે છે...અને આ ભવનની કોઇ પણ સ્ત્રીને શારીરિક વ્યાધિ હોય તેને એ વૈદ્ય પાસે જ લીલાવતી મોકલે છે...'

'પણ એ પોતે જ મારી સાથે આવશે તો ?'

'ના, તમારી સાથે મને જ મોકલશે. એ કોઇપણ સ્ત્રી સાથે વૈદ્યને ત્યાં જતાં જ નથી.'

સુરસુંદરી ઊંડા વિચારમાં પડી ગઇ... 'મારી ખાતર સરિતા મુશ્કેલીમાં નહીં મુકાય ?' સરિતા બોલી :

'તમે મારો વિચાર કરો છો ને ?'

'હા, પણ તને કેવી રીતે ખબર પડી ગઇ?'

'તમારા યક્ષરાજ મને કહી ગયા!' ને સરિતા હસી પડી. સુરસુંદરી પણ હસી...ઘણા દિવસો પછી.

'દેવી, ઉત્તમકુળનાં સ્ત્રી-પુરુષો બીજાની ચિંતા વધારે કરતાં હોય છે, એટલે મેં અનુમાન કર્યું કે તમે મારી જ ચિંતા કરતાં હશો...હું તમારી સાથે આવું... ને પાછી હું એકલી આવું...એટલે તમને ભગાડવાનો આરોપ મારા માથે આવે...પછી લીલાવતી મને કાઢી મૂકે...કે સજા કરાવે...આવો વિચાર તમે કર્યો ને?'

'તું તો મારી અન્તર્યામી બની ગઇ સરિતા!' સુરસુંદરી સરિતાને ભેટી પડી.

'તમે કહો તો તમારી સાથી બની જાઉં...'

'ના, ના, મારી સાથે તારે દુઃખી નથી થવાનું... તું મને સહાયક બને છે...એ ઓછું નથી...પણ તું મને કહે કે તારા પર મને ભગાડવાનો આરોપ નહીં આવે ને?'

'ના, તમે નિશ્ચિંત રહેજો. તમારો નમસ્કાર મંત્ર મારી રક્ષા કરશે! મારી રક્ષા માટે તમે વધુ જાપ કરજો...કરશો ને?'

સુરસુંદરી જાણે પોતાનાં દુઃખ ભૂલી ગઇ! સરિતાની વાતોએ એના દિલ ઉપરનો બધો ભાર ઉતારી નાંખ્યો.

'હું તો લીલાવતીને કહીશ કે સારું થયું એ સુંદરી ભાગી ગઇ...નહીંતર એ જગદંબા તો તમારા ભવનને

ખાળી નાંખત...એનો યક્ષરાજ આવીને આપણને બધાંને જીવતા ખાઈ જાત હો...!'

બંને જણી પેટ પકડીને હસવા માંડી.

સુરસુંદરીએ દૂધ પી લીધું અને સરિતાને કહ્યું:

'આજે તો થાળ ભરીને ભોજન લાવજે...પેટ ભરીને ખાવું છે!'

'સાચી વાત છે...કાલે દોડવાની શક્તિ જોઇશે ને!'

'તારી તર્કશક્તિ ગજબ છે!'

સરિતા હસતી હસતી ચાલી ગઈ. સુરસુંદરી ખૂબ આશ્વસ્ત બની ગઇ. આખી રાત તેને નિદ્રા આવી ન હતી એટલે જમીન પર જ તે સૂઇ ગઇ. નિદ્રાધીન થઈ ગઇ. બે પ્રહર સુધી તે ઊંઘતી જ રહી.

જ્યારે એના પગની પાની પર કોઇનો હાથ ફરવા લાગ્યો ત્યારે તે જાગી. આંખો ખોલીને જોયું તો પગ પાસે સરિતા બેઠી હતી! પાસે જ ભોજનનો થાળ પડ્યો હતો.

'તું ક્યારે આવી?'

'બે ઘડી તો વીતી ગઇ હશે...'

'મને જગાડવી હતી ને...'

'સ્વપ્નમાં ભંગ પડે ને!'

'ખોટી વાત! મને એકેય સ્વપ્ન નથી આવ્યું. એવી ગાઢ નિદ્રા આવી ગઇ...સરિતા, છેલ્લા કેટલાય

દિવસોથી આવી નિદ્રા નથી આવી...આજે આવી...તે તારા પ્રતાપે...'

'ના...ના, દેવી, એ પ્રતાપ શ્રી નવકાર મંત્રનો છે. હવે વાતો પછી કરીશું...પહેલાં ભોજન કરી લો.'

'તું પણ મારી સાથે જ કરીશને ભોજન ?'

'આટલું ભોજન આપણ બંનેને પૂરું થશે ? મારે વધારે ખાવા જોઈએ છે...!' સરિતાએ ભોજનનો થાળ પાટલા પર ગોઠવ્યો.

એક જ થાળમાં બંનેએ ભોજન કર્યું.

'દેવી, મારી એક વાત કરી દઉં તમને. હું આ ભવનની પરિચારિકા છું એટલું જ. આ ભવનના ધંધા સાથે મારે કોઈ જ નિસ્બત નથી...એટલા માટે આ સ્પષ્ટતા કરું છું કે...તમને પછીથી મનમાં વસવસો ન રહે કે 'વેશ્યા સાથે મેં ભોજન કર્યું...મારા શીલને કલંક લગાડયું !' માત્ર પેટની ખાતર આ ભવનમાં નોકરી કરું છું.'

સુરસુંદરી સરિતાના તેજસ્વી ગોરા મુખને જોઈ રહી. સરિતા પ્રત્યે એના હૃદયમાં સ્નેહ ઊભરાણો.

સરિતા ખાલી થાળ લઈને ચાલી ગઈ.

સુરસુંદરી લીલાવતીના આવાસ તરફ ચાલી.

લીલાવતીએ પ્રેમથી સુરસુંદરીને આવકાર આપ્યો અને પૂછયું :

'સુંદરી, થાક ઊતરે છે ને? કોઈ તકલીફ નથી ને?

'બધી જ વ્યવસ્થા સારી છે...માત્ર મને એક જ તકલીફ છે...'

'શું છે? કહે.'

'મારે મારું શરીર વૈદ્યને બતાવવું પડશે. હું ગુપ્ત રોગથી પીડાઉં છું...એ રોગ દૂર થાય તો જ હું તમારી આજ્ઞાનું પાલન કરી શકું...'

'તેં આજે જ વાત કરી તે સારું કર્યું. વૈદ્યને હું કહેવડાવી દઉં છું. એ સવારે જ મળે છે... કાલે સવારે તને વૈદ્યને ત્યાં મોકલીશ...બીજી કોઈ વાત હોય તો કહે.'

'ના બસ, ઔષધોપચાર થઇ જાય એટલે શાન્તિ.'

સુરસુંદરી પોતાના આવાસમાં આવી ગઇ. તેને યોજના પાર પડતી લાગી. પરંતુ 'હું નગર છોડીને ભાગી જઇશ...ક્યાં જઈશ? જંગલમાં વળી કોઇ દુષ્ટ પુરુષો મળી ગયા તો?'

દુઃખના દિવસોમાં દુઃખના જ વિચારો આવે છે. સુરસુંદરી ગમગીન બની ગઇ...તેણે શ્રી નવકાર મંત્રનો જાપ શરૂ કરી દીધો. મનને એકાગ્ર કરવા પ્રયત્ન કર્યો... ધીરેધીરે તે જાપમાં લીન બની ગઈ.

સાંજના ભોજનની વેળા થઇ ગઇ હતી.

સરિતાનો અવાજ આવ્યો : 'હું અંદર આવી શકું છું ?'

જવાબની રાહ જોયા વિના તે અંદર આવી ગઈ. ભોજનનો થાળ પાટલા પર મૂકીને બોલી.

'અક્કાની (લીલાવતીની) આજ્ઞા મુજબ કાલે વહેલી સવારે તમારે મારી સાથે વૈદ્યરાજને ઘેર આવવાનું છે...!'

'હું તૈયાર જ હોઈશ...'

'તો અત્યારે પેટ ભરીને ભોજન કરી લો...!'



'વૈદ્યરાજ, અમે દેવી લીલાવતીના ભવનથી આવીએ છીએ. દેવીએ કહેરાવ્યું છે કે આ નવાગન્તુક સુંદરીના દર્દને જાણીને તેનો ઉપચાર કરવાનો છે.'

સરિતાએ વૈદ્યરાજને નમન કરી, વિનયપૂર્વક નિવેદન કર્યું.

'ભલે, તમે અંદરના ખંડમાં બેસો, હું મારા નિત્યકર્મથી પરવારીને તપાસી લઈશ.'

'જો આપને વિલંબ થાય એમ હોય તો આ સુંદરીને અહીં બેસાડીને હું જાઉં...'

'થોડો વિલંબ તો થશે. તારે જવું હોય તો તું જા.'

સુંદરીની સામે જોઇને સરિતાએ જવાની અનુમતિ માગી. સુંદરીએ મૌન સંમતિ આપી. ઈશારાથી જંગલનો માર્ગ બતાવીને તે સડસડાટ ચાલી ગઈ.

સુરસુંદરીએ બારીમાંથી દૂર દૂર સુધી પથરાયેલા જંગલને જોયું. વૃક્ષો હતાં, ખાડા–ટેકરા હતા... બે–ત્રણ કોશ દૂર નીકળી ગયા પછી કોઈની દૃષ્ટિમાં અવાય એવું ન હતું.

નિત્યકર્મથી પરવારીને વયોવૃદ્ધ વૈદ્યરાજ સુરસુંદરી પાસે આવ્યા.

'કહે બેટી, તને શાની પીડા છે?'

'હે તાત, મારી પીડાઓનો અંત નથી... પતિથી ત્યજાયેલી અને વેશ્યાથી ખરીદાયેલી હું એક રાજકુમારી છું... આપના શરણે આવી છું... મને બચાવી લો...'

'બેટી, હું તો એક વૈદ્ય છું...'

'જાણું છું... ગુપ્ત રોગનું બહાનું કાઢીને અહીં આવી છું...મારે અહીંથી ભાગી જવું છે...મારા પ્રાણના ભોગે પણ હું મારા શીલનું જતન કરવા ઇચ્છું છું. હું આપની એક સહાય માગું છું...'

'કહે બેટી, હું તને શી સહાય કરું?'

'હું અહીંથી ચાલી જઈશ... લીલાવતી તપાસ કરવા અહીં આવશે. આપ એટલું જ કહેશો કે એ અહીંથી

ક્યાં ગઈ, તે હું જાણતો નથી. મેં એને તપાસીને ઔષધિ આપી છે.'

'ભલે, તું ત્વરાથી ચાલી જા બેટી, પરમાત્મા તારી રક્ષા કરશે...'

સુરસુંદરીએ વૈદ્યરાજનાં ચરણે પ્રણામ કર્યા અને ત્વરાથી તે મકાનની બહાર નીકળી ગઈ. તેણે જંગલનો માર્ગ પકડી લીધો. મનમાં સતત શ્રી નવકારમંત્રનું સ્મરણ શરૂ કરી દીધું. એકાદ કોશ ચાલ્યા પછી તેણે રાજમાર્ગ ત્યજી દીધો અને પગદંડી પર દોડવા લાગી.

એ સમજતી હતી કે સવા લાખ રૂપિયા આપીને વેશ્યાએ એને ખરીદી હતી. એ ખોવાઇ જાય... તો એને શોધવા માટે આકાશ–પાતાળ એક કર્યા વિના ન રહે. રાજાની સમક્ષ ફરિયાદ કરે તો રાજાના ઘોડેસ્વારો ચારે બાજુ શોધવા માટે દોડવા માંડે.

સુરસુંદરી નથી જોતી દિશા કે નથી જોતી કાંટા–કાંકરા... એ તો દોડતી જ જાય છે...દોડતાં દોડતાં એ થાકી જાય છે... તો ધીમે ધીમે ચાલે છે... ચારે બાજુ જુએ છે...દૂર દૂર નજર નાંખે છે...એના મનમાં નિર્ણય થયો કે એની પાછળ કોઇ આવતું નથી, તે આશ્વસ્ત થઈ.

દિવસના ત્રણ પ્રહર વીતી ગયા હતા. સૂર્ય અસ્તાચલ તરફ નમ્યો હતો. સુરસુંદરી એક વિશાળ સરોવરના કિનારા પાસે પહોંચી હતી.

સરોવરના કિનારે વૃક્ષોની ઘટા હતી. સુંદરી એ ઘટામાં જઇને બેઠી. થાકીને એ લોથપોથ થઈ ગઈ હતી. તેનું આખું શરીર કળતું હતું. બંને પગની પાનીઓમાંથી લોહી વહેતું હતું.

સુરસુંદરીને સરિતાનો વિચાર આવી ગયો...' એનું શું થયું હશે ? શું લીલાવતીએ એના પર મને ભગાડવાનો આરોપ નહીં મૂકયો હોય ? એની પાસે સાચું બોલાવવા એને ફટકા તો નહીં મરાવ્યા હોય ? વેશ્યાના ઘરમાં નોકરી કરે છે...છતાં એના હૈયે કેવી માનવતા ભરી છે ? મારા ખાતર એણે કેવું સાહસ કર્યું ? મેં એને કંઈ આપ્યું પણ નહીં...અરેરે...મારી પાસે એને આપવા જેવું છે પણ શું ? હે પરમાત્મન્, એ સરિતાનું રક્ષણ કરજો, એને કોઈ આપત્તિ ન આવે...' સુરસુંદરીની આંખોમાંથી આંસુ ટપકવા માંડયાં.

તેણે થોડી જમીન સાફ કરી અને વિશ્રામ કરવા આડી પડી...વાયુ ભીનો હતો..વૃક્ષોની શીતળ છાયા હતી. પક્ષીઓનો કલરવ હતો...છતાં સુરસુંદરીને નિદ્રા ન આવી. તેના મનમાં ભય હતો, નિરાશા હતી...વ્યથા હતી.

' હું કયાં જઇશ ? જંગલમાં ચોર-ડાકુઓ મારા પર હુમલો કરે તો ? કોઇ ગામ-નગરમાં જાઉં...ત્યાં વળી કોઈ દુષ્ટોના ફંદામાં ફસાઇ જાઉં તો ? મારું રૂપ જ મારા શીલનું દુશ્મન બન્યું છે...આ યૌવન...આ લાવણ્ય...મારા શીલ માટે મોટાં ભયસ્થાનો છે... ના, ના, મારે જીવવાનું

જ કોઈ પ્રયોજન નથી... હું આ સરોવરમાં ઝંપલાવી દઉં....'

તે ઊભી થઈ. સરોવરની પાળ પર ચઢી. સરોવરમાં છલોછલ પાણી ભરેલું હતું. મોટા મગરમચ્છ સરોવરમાં દેખાતા હતા. સુરસુંદરીએ આંખો બંધ કરી. બે હાથ જોડી શ્રી નવકારમંત્રનું સ્મરણ કર્યું. શાસનદેવતાઓનું સ્મરણ કરી તે બોલી :

'હે શાસનદેવો ! હું અમરકુમારની પત્ની સુરસુંદરી છું. મારા પતિ મારો ત્યાગ કરી ગયા છે... આજ દિન સુધી મન–વચન–કાયાથી મેં મારા શીલનું જતન કર્યું છે. અમરકુમાર સિવાય બીજા કોઈ પુરુષને મેં મારા હૃદયમાં સ્થાન આપ્યું નથી... કદાચ, અમરકુમાર મને શોધતા અહીં આવી ચઢે તો તેમને કહેજો કે તમારી પત્નીએ આ સરોવરમાં પડીને પ્રાણત્યાગ કર્યો છે...

'હે પરમેષ્ઠિ ભગવંતો ! હું આપની સાક્ષીએ... અને મારા આત્માની સાક્ષીએ કહું છું કે મારા મનમાં કોઈ પણ જીવ પ્રત્યે રોષ નથી કે રીસ નથી. સર્વ જીવોને હું ખમાવું છું. સર્વે જીવો મને ક્ષમા આપો... આ દેહ પરથી મમત્વ ભાવ ઉઠાવી લઉં છું... ભવોભવ મને શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતોનું શરણ મળો !'

અને... સુરસુંદરી સરોવરમાં કૂદી પડી.

એક ધબાકો થયો... અને સુંદરી પાણીમાં ડૂબી ગઈ...

  

એક પ્રહર વીતી ગયા પછી સરિતા લીલાવતી પાસે ગઇ.

'દેવી, સુરસુંદરી હજુ વૈદ્યરાજના ઘેરથી આવી નથી... તો હું વૈદ્યરાજને ત્યાં જઇને એને લઈ આવું ?'

'શું હજુ તે આવી નથી ? આટલો બધો વિલંબ કેમ થયો હશે ?'

'દેવી, વૈદ્યરાજ ખૂબ વૃદ્ધ છે અને અમે ગયાં ત્યારે હજુ તેઓ પોતાના નિત્યકર્મથી પરવાર્યા ન હતા....'

'તું જલ્દી જા અને સુંદરીને લઇને પાછી આવ.'
સરિતા વૈદ્યરાજને ત્યાં પહોંચી. વૈદ્યરાજને પૂછ્યું :-
'વૈદ્યરાજ, સુંદરી ક્યાં છે ?'
'એ તો ક્યારની અહીંથી નીકળી ગઈ છે...'
'પરંતુ એ હજુ હવેલીએ આવી નથી...'

'તો ક્યાં ગઇ હશે ? અહીંથી તો ઔષધિ લઇને ગઇ છે...'

સરિતા ઝડપથી લીલાવતી પાસે આવી. તેના મુખ પર ભય, ચિંતા અને વિહ્વળતાની રેખાઓ ઉપસી આવી હતી.

'દેવી, સુંદરી તો ત્યાં નથી. વૈદ્યરાજે કહ્યું કે ઔષધિ લઇને તે બે ઘટિકા પહેલાં અહીંથી ચાલી ગઈ છે...'

'તો એ ક્યાં ગઈ સરિતા? નગરમાં એની તપાસ કરાવ...' લીલાવતી રોષથી...ચિંતાથી...અને શંકાથી ઘેરાઈ ગઈ.

'સરિતા, તું જાણે છે ને કે સવા લાખ રૂપિયા આપીને તેને ખરીદી છે...એ ભાગી જાય તો..'

'દેવી, ભાગી જવાની તો એનામાં હિંમત દેખાતી ન હતી. સાવ ગરીબ ગાય જેવી...'

'હવે વાતો ન કર, તપાસ કર.' લીલાવતીએ નોકરોને તપાસ કરવા મોકલ્યા અને પોતે રાજસભામાં પહોંચી. રાજાને ફરિયાદ કરી. રાજાએ પણ તુર્ત ચારે દિશામાં માણસો મોકલીને તપાસ કરાવી...સાંજે માણસો નિરાશ થઈને પાછા આવ્યા. લીલાવતીના હોશકોશ ઊડી ગયા. તે ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

સરિતાએ લીલાવતીને આશ્વાસન આપતાં કહ્યું:

'દેવી, તમે રડો નહીં. સવા લાખ રૂપિયા તો તમે કાલે કમાઈ લેશો...એ સુંદરી ગઈ તો જવા દો એને... એ રહી હોત તો આપણા પ્રાણ જોખમમાં હતા.'

'તું શું વાત કરે છે સરિતા?'

'હું જે કહું છું તે સત્ય કહું છું.'

'એટલે તું શું કહેવા માગે છે?'

'એ સુંદરીને મેં એક વિકરાળ યક્ષરાજ સાથે વાતો કરતી જોઈ હતી... બારણા બહાર સંતાઈને હું ઊભી હતી...'

'હેં? યક્ષરાજ સાથે...'

'હા, યક્ષે એને કહ્યું હતું: બેટી, જો આ વેશ્યા તારા શીલનું ખંડન કરાવશે તો હું એને જીવતી ખાઈ જઈશ...'

'હેં? સરિતા... તેં આવું સાંભળ્યું હતું?' લીલાવતી ભયથી થરથર ધ્રૂજવા લાગી. તેણે સરિતાના બે હાથ સજ્જડ પકડી લીધા...

'હા, મેં મારા સગ્ગા કાને સાંભળ્યું હતું...'

'તો તેં મને વાત કેમ ન કરી?'

'તમે કદાચ ન માનો...'

'તો શું યક્ષરાજ એને ઉપાડી ગયો હશે?'

'મને તો એમ જ લાગે છે... જે થાય તે સારા માટે... હવે એને શોધવાનો પ્રયત્ન પણ ન કરવો જોઈએ... કદાચ યક્ષરાજ કોપાયમાન થાય અને...'

'ના, ના, સરિતા, મારે એ સુંદરી ન જોઈએ... ભલે મારા રૂપિયા ગયા...'

'હા, આપણે જીવતાં રહ્યાં એ જ ઘણું છે...'

* * *

સુરસુંદરી સરોવરમાં કૂદી પડી.

ડૂબકી ખાઈને એ જેવી પાણીની સપાટી પર આવી... કે તુર્ત એક વિશાળકાય મગરમચ્છ એને ગળી ગયો! બેહોશ સુરસુંદરી મગરમચ્છના પેટમાં અખંડ-અક્ષત

ઊતરી ગઇ... મગરમચ્છનો એક દાંત પણ એના શરીરમાં બેઠો નહીં.

મગરમચ્છ તરતો તરતો સરોવરના સામે કિનારે પહોંચ્યો. શિકાર મળ્યાના આનંદમાં... એ પોતે જ માછીમારોનો શિકાર બની ગયો ! કિનારા પર માછીમારોએ પોતાની જાળ પાથરેલી જ હતી.

કિનારે ઊભેલા માછીમારોએ મગરમચ્છને જાળમાં ફસાયેલો જોયો. તેઓ ખુશ થઇ ગયા. મગરમચ્છને બહાર કાઢ્યો. તેમણે મગરમચ્છના પેટને ફુલેલું જોયું. 'જરૂર આ મગરમચ્છે કોઇ મોટા જીવને ગળેલો છે.'

માછીમારોએ પરસ્પર ચર્ચા કરીને મગરમચ્છને ચીરવાનો નિર્ણય કર્યો. ખૂબ કાળજીથી તેમણે મગરમચ્છને ચીરી નાંખ્યો... અંદરમાં સુરસુંદરીને બેભાન સ્થિતિમાં જોઈ. કાળજીથી બહાર કાઢી જમીન પર સુવાડી. કોરા વસ્રથી એના દેહને લૂછી નાંખ્યો. માછીમારો સુરસુંદરીના અદ્ભુત રૂપને જોઈ મુગ્ધ થઇ ગયા.

'આ સ્રી જીવતી છે. હું એને મારી પત્ની બનાવીશ.' મુખ્ય માછીમાર બોલ્યો.

'એ ન બની શકે. આપણા સહુના પ્રયત્નથી આ સ્રી મળી છે... તું એકલો એનો માલિક ન બની શકે.' એક વૃદ્ધ માછીમાર બોલ્યો.

'તો આ સ્રીનું શું કરીશું ?' આગેવાન માછીમારે પૂછ્યું.

'મને એક વિચાર આવે છે... આપણે આ સ્ત્રી મહારાજાને ભેટ આપીએ. મહારાજા આપણને ખૂબ રૂપિયા આપશે. એ રૂપિયા આપણે સૌએ સરખા ભાગે વહેંચી લેવાના !'

'હા, હા, બહુ સારો વિચાર છે તમારો. મહારાજાને સુંદર રાણી મળી જશે અને આપણને રૂપિયા મળી જશે... બંનેનું કામ થઇ જશે !'

'પણ પહેલાં આ સ્ત્રીને હોશમાં તો લાવો...' એક માછીમાર બોલ્યો.

આગેવાન માછીમાર બાજુના જંગલમાંથી વનસ્પતિનાં પાંદડાં લઇ આવ્યો. એ હાથમાં પાંદડાં ચોળીને એનો રસ સુરસુંદરીના નાકમાં રેડ્યો... પછી એ રસથી એના શરીરને ચોળવા માંડ્યું.

ધીરેધીરે સુરસુંદરીની મૂર્છા દૂર થવા માંડી. એણે આંખો ખોલી...ચારે બાજુ અજાણ્યા...જંગલી માણસોને ઊભેલા જોઇ તે ભયથી ધ્રૂજી ઊઠી...તે ચીસ પાડી ઊઠી...

'હું ક્યાં છું ? તમે બધા કોણ છો ?'

'તું સરોવરના કિનારે છે. તને મગરમચ્છ ગળી ગયો હતો...અમે એને ચીરી નાખીને તને જીવતી બહાર કાઢી છે...હવે તને અમે અમારા રાજા મકરધ્વજને ભેટ ધરીશું... તું રાણી બની જઇશ...'

'ના, ના, મારે રાણી નથી બનવું... મને મરવા દો...' સુરસુંદરી સરોવર તરફ દોડી...પરંતુ માછીમારોએ પકડી લીધી અને એને લઇને નગર તરફ ચાલ્યા.



અસહાય રૂપવતી યૌવના !
નિરાધાર લાવણ્યવતી લલના !

કો'ક જ વિરલા પુરુષનાં નયનો એ યૌવનામાં 'ભગિની'નાં નિર્મળ દર્શન કરે. કો'ક જ મહાપુરુષ એ લલનામાં 'જનની'નાં પવિત્ર દર્શન કરે અને સહાયક બને, આધાર બને.

રાજા મકરધ્વજની વિકારી આંખો સુરસુંદરીના દેહ પર ફરી રહી હતી. સુરસુંદરીનાં નયન નિમિલિત હતાં.

'અન્નદાતા, અમે આ નારી આપને ભેટ આપીએ છીએ.' માછીમારોના આગેવાને રાજાને પ્રણામ કરીને કહ્યું :

'તમે લોકો મારા માટે ઉત્તમ ભેટ લઈ આવ્યા છો. જાઓ, તમને દરેકને એક-એક હજાર સોનામહોરો ભેટ આપવામાં આવે છે.'

રાજાએ ભંડારીને આજ્ઞા કરી. ભંડારીએ તુર્ત જ દરેક માછીમારને હજાર-હજાર સોનામહોરો આપીને વિદાય કર્યા.

રાજા સુરસુંદરીને લઇને રાજમહેલમાં આવ્યો. પરિચારિકાને બોલાવીને સુંદરીને સ્નાનાદિ કરાવીને સુંદર વસ્ત્રો અને મૂલ્યવાન અલંકારોથી શણગારવાની આજ્ઞા કરી.

પરિચારિકા સુંદરીને લઈ ગઇ સ્નાનગૃહમાં. 'તમે સ્નાન કરો, હું તમારા માટે વસ્ત્રાલંકારો લઇને આવું છું.'

સુરસુંદરીએ મૌનપણે સ્નાનગૃહમાં પ્રવેશીને સ્નાન કર્યું. પરિચારિકાએ સુંદર વસ્ત્રો આપ્યાં, સુરસુંદરીએ પહેરી લીધાં. અલંકારો ન પહેર્યાં. પરિચારિકાએ આગ્રહ કર્યો ત્યારે સુરસુંદરીએ કહ્યું : 'હું અલંકારો નથી પહેરતી.' પરિચારિકા એને લઇને રાજા પાસે આવી.

'હવે આને પહેલાં ભોજન કરાવો. અહીં જ ભોજનનો થાળ લઇ આવો.' પરિચારિકા ભોજન લેવા ગઇ. રાજા સુરસુંદરીના અદ્ભુત રૂપનું પાન કરવા લાગ્યો.

'તારું નામ ?'

'સુરસુંદરી'

'તું સાચે જ સુંદરી છે !'

સુરસુંદરી સાવધાન થઈ ગઇ. 'હું ફરીથી ફસાણી છું...' એનું ભાન થઈ ગયું. પરિચારિકા ભોજન લઈ

આવી. સુરસુંદરી ક્ષુધાતુર તો થઇ જ હતી તેણે ચૂપચાપ ભોજન કરી લીધું.

'તું બહુ શ્રમિત થઈ લાગે છે...માટે એક-બે પ્રહર વિશ્રામ કર.'

પરિચારિકાને કહ્યું: 'આને અંતેપુરમાં લઇ જાઓ. પટ્ટરાણીના ખંડની પાસેના જ સુંદર ખંડમાં આને વિશ્રામ કરાવજે. એને કોઈ જ વિઘ્ન ન થાય તેની તકેદારી રાખજે.'

પરિચારિકાની સાથે સુરસુંદરી અંતેપુરમાં ચાલી ગઇ. પરિચારિકાએ રાજાની આજ્ઞા મુજબ ખંડ ખોલી આપ્યો અને આવશ્યક સુવિધાઓ ગોઠવી દીધી. સુરસુંદરીએ પરિચારિકાને કહ્યું:

'હું બે પ્રહર સુધી વિશ્રામ કરીશ. ત્યાં સુધી આ ખંડમાં કોઈ પણ નહીં આવી શકે. હું અંદરથી દ્વાર બંધ કરીશ.'

'જેવી આપની આજ્ઞા.' પરિચારિકા ખંડમાંથી બહાર નીકળી ગઇ. સુરસુંદરી જમીન પર જ સૂઇ ગઈ.

રાજા મકરધ્વજે મનોમન નિર્ણય કરી લીધો સુરસુંદરીને પટ્ટરાણી બનાવવાનો! પરંતુ પટ્ટરાણી મદનસેનાએ પરિચારિકાને બોલાવીને પૂછયું:

'આ સ્ત્રી કોણ છે?'

'હું ઓળખતી નથી.'

'કયાંથી આવી છે?'

'માછીમારોને મળી આવી હતી, તેઓ મહારાજાને ભેટ આપી ગયા છે.'

'મહારાજાએ શું કહ્યું આ સ્ત્રીને ?'

'મેં કંઇ સાંભળ્યું નથી. સ્નાન–ભોજન કરાવીને તેને આ ખંડમાં વિશ્રામ કરવાની ગોઠવણ કરી છે.'

મદનસેનાએ સુરસુંદરીને જોઇ લીધી હતી. અંતેપુરમાં તેનો પ્રવેશ થયેલો જોઈ તે ચોંકી ઊઠી હતી. તે ચતુર હતી, વિચક્ષણ હતી. તેણે તુર્ત જ અનુમાન કરી લીધું : 'મહારાજા આ સ્ત્રીને રાણી બનાવશે અને કદાચ તે માનીતી રાણી બની જાય...પુરુષ હંમેશા નવીનતાનો જ પુજારી હોય છે...આ નવી રાણી બનશે...તે રૂપવતી છે... લાવણ્યમયી છે...રાજાનું મન હરી લેશે...ધીરે ધીરે હું અણમાનીતી બની જઇશ...મારું સર્વસ્વ લૂંટાઇ જશે... ના, ના, હું આ સ્ત્રીને અહીં નહીં રહેવા દઉં...'

રાજા મકરધ્વજ વિચારે છે :

'મારું ભાગ્ય તેજ છે ! સહજતાથી કેવી સુંદર નારી મળી આવી ! દુનિયામાં શોધવા જાઉં તો ય ન મળે આવું સ્ત્રીરત્ન ! કેવું અદ્ભુત રૂપ છે...કેવાં સુગઠિત અંગોપાંગ છે...! સાક્ષાત્ કામદેવે જ જાણે આ સ્ત્રીને ઘડી છે...આની આગળ મદનસેના તો દાસી થવા પણ યોગ્ય નથી...હું સુરસુંદરીને પટ્ટરાણી બનાવીશ...'

રાજા સુરસુંદરીને મળવા અધીરો બની ગયો. અંતેપુરમાં ગયો. મદનસેનાએ ક–સમયે રાજાને અંતેપુરમાં આવેલો જોઇ...આશ્ચર્ય અનુભવ્યું...પરંતુ તુર્ત તે સમજી

ગઇ. તેણે રાજાનું સ્વાગત કર્યું, આવકાર આપ્યો અને પોતાના શયનખંડમાં રાજાને લઇ આવી. રાજાની અસ્વસ્થતા રાણી કળી ગઈ હતી.

'કેમ અત્યારે અહીં પધાર્યા સ્વામિનાથ ?'

'અમસ્તો જ આવી ગયો...પેલી સ્ત્રી આવી છે ને... એને કોઈ પ્રતિકૂળતા નથી ને...એ પૂછવા આવ્યો હતો.'

'કોણ છે એ સ્ત્રી ?'

'એક નિરાધાર સ્ત્રી છે. માછીમારોને એક મગરમચ્છના પેટમાંથી જીવતી મળી આવી છે...મને તેઓ ભેટ આપી ગયા છે.'

'તો હવે એનું શું કરવાનું છે ?'

'હજુ એની સાથે કોઇ વાત થઈ નથી....'

'પણ આપે તો વિચાર્યું હશે ને ?'

'વિચાર્યું તો છે...પણ...'

'મારી આગળ આપ સંકોચ ન કરો...જે વિચાર્યું છે તે કહો.'

'કદાચ તને નહીં ગમે....'

'આપને જે ગમશે તે મને ગમશે....'

'સાચું કહે છે ?'

'તો શું આપને મારા પર વિશ્વાસ નથી ?'

'વિશ્વાસ તો છે....પણ....'

'પૂરો વિશ્વાસ નથી ! એમ જ ને ?'

'ના, ના, પૂરો વિશ્વાસ છે.'

'તો પછી કહી દો આપના મનની વાત !'

'એને હું રાણી બનાવવા વિચારું છું!'

'એમાં આટલો બધો સંકોચ શા માટે? રાજાઓનાં અંતેપુરમાં તો અનેક રાણીઓ હોઇ શકે...'

'પણ હજુ એને મેં પૂછ્યું નથી.'

'એ શા માટે ના પાડે? રાણી થવાનું કઈ સ્ત્રીને ન ગમે?"

'આજે નહીં, કાલે એને પૂછીશ...'

'હા, આજે તો અંદરથી દ્વાર બંધ કરીને સૂઈ ગઈ છે.'

'તો હમણાં હું જાઉં છું...'

રાજાએ સુરસુંદરીના ખંડનાં બંધ દ્વાર જોયાં...ને એ ચાલ્યો ગયો.

મદનસેનાનું મન ધૂંધવાઇ ઊઠ્યું. 'શું હું એટલી મૂર્ખ છું કે મારા માથે શોકયને બેસવા દઉં? કદાપિ નહીં. મહારાજા એને મળે એ પૂર્વે હું એને મળીશ... એના મનની વાત જાણીશ...'

સંધ્યાકાલીન ભોજનનો સમય થઈ ગયો. પરિચારિકા સુરસુંદરી માટે ભોજનનો થાળ લઇને આવી. દરવાજો ખખડાવ્યો. સુરસુંદરી જાગી ગઈ. દ્વાર ખોલ્યું.

'મેં આપના વિશ્રામમાં ખલેલ પહોંચાડી, નહીં? ક્ષમા કરજો. ભોજનનો સમય થયો હતો એટલે...'

'મેં પર્યાપ્ત વિશ્રામ કરી લીધો છે. મને કોઇ જ ખલેલ નથી પહોંચી.'

સુરસુંદરીએ શાન્તિથી ભોજન કરી લીધું. તેણે પરિચારિકાને પૂછ્યું :

'તારું નામ તો મેં પૂછ્યું જ નહીં...તું ખૂબ સારી પરિચારિકા છે...તું મારા જેવી અપરિચિતા સાથે પણ મીઠો વ્યવહાર રાખે છે...'

પોતાની પ્રશંસા સાંભળીને પરિચારિકા શરમાઈ ગઈ. તે બોલી :

'મારું નામ રત્ના છે.'

'રત્ના, મહારાણીનું નામ શું છે?'

'એ નામ હું જ બતાવું છું સુરસુંદરી!' મદનસેનાએ ખંડમાં પ્રવેશ કરી દીધો હતો. પરિચારિકા ઊભી થઇ ગઇ.

'મારું નામ મદનસેના છે, સુંદરી!' મુખ પર સ્મિત રેલાવતી મદનસેના પલંગ પર બેઠી. સુરસુંદરી મદનસેના સામે જોઇ રહી. રત્ના ભોજનનો ખાલી થાળ લઇને ખંડમાંથી નીકળી ગઇ હતી.

'આપનાં દર્શન કરી મને આનંદ થયો...' સુરસુંદરીએ વાતનો પ્રારંભ કરતાં કહ્યું.

'અતિથિની કુશળતા પૂછવા તો આવવું જોઇએ ને? ભલે તું નિરાધાર અબળા હો... પરંતુ આજે તું રાજમહેલની અતિથિ છે!'

'એ આપની ઉદાર દૃષ્ટિ છે...નહીંતર નિરાધાર નારીને કોણ આશ્રય આપે દેવી?'

'તારી શિષ્ટ અને મધુર વાણી સાંભળીને હું અનુમાન કરું છું કે તું કોઇ ઊંચા ઘરની સ્ત્રી છો... કહે, મારું અનુમાન ખોટું નથી ને ?'

'આપ સાચાં છો મહારાણી... મારા પિતા રાજા છે અને મારા પતિ ધનાઢ્ય શ્રેષ્ઠિ છે...'

'તો પછી તું નિરાધાર કેવી રીતે બની ? જો મને કહેવા જેવું હોય તો કહે...'

સુરસુંદરીએ પોતાની સમગ્ર જીવનકથા કહી દીધી. મદનસેનાને. સાંભળતાં સાંભળતાં અનેક વાર મદનસેનાએ પોતાનાં આંસુ લૂછ્યાં... સુરસુંદરી પ્રત્યે ખૂબ સહાનુભૂતિ વ્યક્ત કરી.

'સુંદરી, તારા શીલને બચાવવા તેં સરોવરમાં ઝંપાપાત કરી દીધો ? ધન્ય છે તારી વીરતાને...શીલ-રક્ષા માટે તેં કેટલાં કષ્ટો સહન કર્યાં ?... અને તું અહીં કેવા સ્થાનમાં આવી ચઢી છે ? મહારાજા તને રાણી બનાવવા ઇચ્છે છે !'

'ના, ના, મહારાણી... એ કદાપિ નહીં બની શકે..'

'એ તો હું સમજી જ ગઇ છું. તું જીભ કચરીને પ્રાણ ત્યજી દે... પરંતુ રાજાની ઇચ્છાને વશ નહીં જ થાય...'

'હવે જીવવાની જ મારી ઇચ્છા નથી રહી. શું કરું ? મોત માગવા છતાં નથી આવતું...'

'એમ નિરાશ ન થા. નવકારમંત્રના પ્રતાપે અવશ્ય પતિનું મિલન થશે...'

'કેવી રીતે થશે મિલન ? હું તો અહીં ફસાઇ ગઇ છું...'

'એ ફસામણમાંથી તને હું મુક્ત કરીશ સુંદરી!'

'શું કહો છો દેવી ? તો હું તમારો ઉપકાર ક્યારે ય નહીં ભૂલું... મારા પર કૃપા કરો... મને અહીંથી મુક્ત કરો...'

'ધીરે બોલ... ભીંતને પણ કાન હોય છે...'

સુરસુંદરી વિષાદમુક્ત થઇ ગઈ. તે મદનસેનાની નિકટ જઇને બેસી ગઈ.

'જો સાંભળ. હમણાં અહીં મહારાજ આવશે. હું અહીં તારી પાસે બેઠી છું એટલે તું નિશ્ચિંત છે... તેઓને હું મારા ખંડમાં લઇ જઈશ. તેઓ બીજો પ્રહર પૂર્ણ થયા પછી પોતાના શયનખંડમાં ચાલ્યા જશે... ત્યાર પછી હું તારી પાસે આવીશ...

હું તારા ખંડનાં દ્વાર પર ત્રણ ટકોરા મારીશ. તારે દ્વાર ખોલવાનાં—બહાર નીકળીને ચુપચાપ મારી પાછળ આવવાનું. હું તને આ મહેલના ગુપ્ત-દ્વારમાંથી બહાર કાઢીશ... ત્યાર પછી કિલ્લાના ગુપ્ત-દ્વારમાંથી બહાર કાઢીશ... બસ, તે પછી તારે જંગલમાં ખોવાઈ જવાનું... તારો નવકારમંત્ર તારી રક્ષા કરશે...'

સુરસુંદરી ગદ્ગદ્ થઈ ગઈ.

ત્યાં જ રાજા મકરધ્વજ આવી ગયો.

'પધારો સ્વામિનાથ!'

'કેમ સુરસુંદરી કુશળ છે ને ?'

'આપની કૃપાદૃષ્ટિ હોય પછી મને કુશળ જ હોય ને !' સુરસુંદરીએ મદનસેના સામે જોઈને પ્રત્યુત્તર આપ્યો.

'નાથ, આપની ઇચ્છા સફળ થશે !'

'શું તેં સુંદરી સાથે વાત કરી લીધી ?'

'કરી લીધી બધી વાત... પરંતુ આપે ત્રણ દિવસ ધીરજ રાખવી પડશે...'

'ઓહો... ત્રણ દિવસ શું, તેર દિવસ ધીરજ રાખી શકું !'

'બસ તો, વાત પાકી ! હવે પધારો મારા શયનખંડમાં, સુરસુંદરીને હજુ વધુ વિશ્રામની જરૂર છે.'

મકરધ્વજને લઈ મદનસેના પોતાના શયનખંડમાં ચાલી ગઈ. સુરસુંદરીએ પોતાના ખંડનાં દ્વાર બંધ કર્યાં.

નવી આફતમાંથી ઉગરી જવાનો આનંદ અનુભવતી સુરસુંદરી પલંગમાં પડી...પરંતુ 'અહીંથી ક્યાં જઈશ ? ફરી પાછી બિહામણા જંગલમાં ?'

અસ્વસ્થ મનને પંચપરમેષ્ઠિના ધ્યાનમાં પરોવવાનો પ્રયત્ન કરતી કરતી નિદ્રાધીન થઈ ગઈ.



અંધારી રાત હતી.

બિહામણું જંગલ હતું.

એકલી–અટૂલી સુરસુંદરી અજાણ્યા માર્ગે દોડી રહી હતી. તેને નશ્વર પ્રાણોની ચિંતા ન હતી, તેને ચિંતા હતી પોતાના શીલધર્મની રક્ષાની. પોતાના જીવન પ્રત્યે તે નિઃસ્પૃહ બની ગઈ હતી...તેની તમામ સુખેચ્છાઓ દુઃખોના દાવાનળમાં હોમાઈ ગઇ હતી. તેણે બબ્બે વાર મોતને ભેટવા પ્રયત્ન કર્યો હતો...પરંતુ મોત તેને ભેટતું ન હતું.

થોડો સમય દોડતી...થોડો સમય ચાલતી

સુરસુંદરી એક વિકટ અટવીમાં જઈ ચડી...રાત્રિનો બીજો પ્રહર પૂર્ણ થયો હતો. તે થાકી ગઈ હતી. 'કોઈ સુરક્ષિત જગા મળે તો વિશ્રામ કરી લઉં...' એમ વિચારતી હતી, ત્યાં એક અવાજ આવ્યો.

'કોણ છે? જે હોય તે ત્યાં જ ઊભો રહેજે...' દસ–બાર શસ્ત્રધારી તસ્કરો વચ્ચે સુંદરી ઘેરાઈ ગઈ... તે ધ્રૂજી ઊઠી...એક તસ્કર સુંદરીની નજીક આવ્યો... ધારી ધારીને જોવા માંડયો...ને હર્ષથી નાચવા લાગ્યો...

'અરે મિત્રો, આ તો દેવલોકની પરી છે...પરી!'

'તો તો આજે આપણે ચોરી કરવા નથી જવું... આ પરી સાથે જ અહીં રાત...'

'ચૂપ મર, આ પરી આપણા માટે નથી...પલ્લીપતિ માટે છે...!'

'તો લઈ ચાલો એને પલ્લીમાં...' તસ્કરોના આગેવાને સુરસુંદરીનો હાથ પકડયો...કે સુરસુંદરીએ ઝાટકો મારીને હાથ છોડાવી લીધો. તેણે કહ્યું:

'હું તમારી સાથે આવું છું. મને અડશો નહીં.'

તસ્કરો નાચતા–કૂદતા, સુરસુંદરીને લઇને પલ્લી તરફ ચાલ્યા. સુરસુંદરીએ માનસિક સ્વસ્થતા મેળવી લીધી હતી. તે નિશ્ચિંત થઇને ચાલતી હતી. જેને મોતનો પણ ભય ન હોય...તેને ચિંતા શાની હોય?

પલ્લી આવી ગઇ.

મશાલોનો પ્રકાશ હતો. સુરસુંદરીએ પ્રકાશમાં તસ્કરોના અડ્ડાને જોયો. તસ્કરો એને એક મકાનમાં લઇ ગયા. મકાન માટીનું બનેલું હતું. મકાનમાં પ્રવેશતાં જ તેણે પલ્લીપતિને જોયો. ક્ષણભર સુરસુંદરીને લાગ્યું કે એ કોઈ ક્રૂર વાઘની ગુફામાં આવી ગઈ છે. પલ્લીપતિનો દેહ સ્થૂલ હતો. તેના દેહ પર રીંછ જેવા બરછટ વાળ હતા. તેની આંખો મોટી અને લાલચોળ હતી. તેણે માત્ર એક જ કાળુ વસ્ત્ર વીંટાળેલું હતું. તેની પાસે જ લોહીતરસી બે તલવારો પડેલી હતી. એક મેલા ગોદડા પર તે આડો પડેલો હતો. તસ્કરોની સાથે સુંદર સ્ત્રીને જોઈ તે બેઠો થઇ ગયો.

'કોને લઈ આવ્યા છો મિત્રો ?'

'જંગલમાંથી મળી આવી છે માલિક ! દેવલોકની પરી છે...આપના માટે લઈ આવ્યા છીએ.'

પલ્લીપતિ આંખો પહોળી કરીને સુરસુંદરીને જોઈ રહ્યો. સુરસુંદરી આંખો બંધ કરીને ઊભી હતી.

'ખરેખરી પરી છે... હું એને મારી પત્ની બનાવીશ. તમે જાઓ...આજે ચોરીમાં જે માલ મળે તે માલ તમારો !' તસ્કરો રાજી થઇને ચાલ્યા ગયા. પલ્લીપતિ ઊભો થયો...સુરસુંદરીની પાસે આવ્યો.

'હું આ પલ્લીનો માલિક છું...તને હું મારી પત્ની બનાવીશ ! તું મારી રાણી બનીશ !'

'તારું મોઢું બંધ રાખ...અને મારાથી દૂર ઊભો રહે...' સુરસુંદરીએ પડકાર કર્યો.

'તું કોની સાથે વાત કરે છે એ જાણે છે?'

'હા, ચોરોના સરદાર સાથે...'

'તારે મારી વાત માનવી પડશે...'

'ન માનું તો?'

'તો હું બલાત્કાર કરીશ...' પલ્લીપતિ સુરસુંદરીને બાથમાં લેવા આગળ વધ્યો...પરંતુ સુરસુંદરી પાછળ હટી ગઈ.

'તું મારા શીલને નહીં લૂંટી શકે...નરાધમ... જ્યાં છે ત્યાં જ ઊભો રહી જજે...નહીંતર...'

'નહીંતર તું શું કરીશ?'

'હું શું કરીશ...તે તારે જાણવું છે?'

'હા...હા...હા... અહીં હું ધારું તે કરી શકું છું...સીધી રીતે જો વશ નહીં થાય તો ધડ પરથી માથું જુદું કરી નાંખીશ...સમજી?'

'એ ભય કોઈ કાયરને બતાવજે...ઉઠાવ તારી તલવાર અને કરી દે પ્રહાર!'

'એમ? એટલી તારી હિંમત?'

'હા, વિલંબ ન કર...ઉઠાવી લે તારી તલવાર...'

પલ્લીપતિનો રોષ ભભૂકી ઊઠયો. તેણે તલવાર ઉઠાવી અને સુરસુંદરી તરફ ધસ્યો.

સુરસુંદરી શ્રી નવકારમંત્રના ધ્યાનમાં લીન બની હતી. એની આસપાસ તીવ્ર પ્રકાશનું વર્તુળ રચાઈ ગયું હતું...અને એક દિવ્ય આકૃતિ પ્રગટ થઈ...

પલ્લીપતિ ડઘાઈ ગયો...ઉગામેલી તલવાર આકાશમાં જ સ્થિર થઈ ગઈ...દિવ્ય આકૃતિ આગળ વધી...પલ્લીપતિની છાતી પર તીવ્ર પ્રહાર કર્યો...અને દિવ્ય વાણી થઈ:

'દુષ્ટ, મહાસતી પર તું પ્રહાર કરવા માગે છે? તારા પ્રાણ લઈ લઈશ...'

પલ્લીપતિ જમીન પર પછડાઈ પડયો...તેની તલવાર દૂર ફંગોળાઈ ગઈ...તેના મુખમાંથી લોહી વહેવા માંડયું. શરીર પરસેવાથી રેબઝેબ થઇ ગયું. તેની આંખો પહોળી થઈ ગઈ...ભય...ત્રાસ...અને વેદનાથી તે ચીસ પાડી ઊઠયો...

'મને બચાવો...મને બચાવો...હું તમને મારી માતા માનું છું...'

દેવીએ સુરસુંદરીના માથે હાથ મૂકયો...સુરસુંદરી તો નવકારમંત્રના ધ્યાનમાં લીન હતી! માથે દેવીનો દિવ્ય સ્પર્શ થતાં તેની આંખો ખૂલી...શાસનદેવીને પ્રત્યક્ષ જોઇને તે હર્ષવિભોર થઇ ગઇ...તેણે મસ્તક નમાવી પ્રણામ કર્યા...ને દેવી અદૃશ્ય થઇ ગયાં.

સુરસુંદરીએ પલ્લીપતિને જોયો...તે ભયથી ધ્રૂજી રહ્યો હતો. તેના મુખમાંથી લોહી ટપકતું હતું...ઊભા થવાની પણ તેનામાં શક્તિ રહી ન હતી. તે બોલ્યો:

'ક્ષમા કરો માતા...મારી મોટી ભૂલ થઇ ગઇ...હું તમને ઓળખી ન શકયો...તમે તો સાક્ષાત્ જગદંબા છો. તમારી કરુણાથી જ હું જીવતો રહ્યો...નહીંતર હું મરી

જ જાત.. જાઓ માતા, તમારે જ્યાં જવું હોય ત્યાં... તમે મહાસતી છો...'

રાત્રિનો ત્રીજો પ્રહર પૂર્ણ થયો હતો. ચોથો પ્રહર શરૂ થઇ ગયો હતો. ચન્દ્રોદય પણ થયો હતો. સુરસુંદરી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના પલ્લીમાંથી નીકળી ગઇ અને જંગલના માર્ગે આગળ વધી ગઈ.

એના શરીરમાં સ્ફૂર્તિ આવી ગઈ હતી. તેની કલ્પનામાંથી શાસનદેવી ખસતી ન હતી. શ્રી નવકારમંત્રના અચિન્ત્ય પ્રભાવનો પ્રત્યક્ષ અનુભવ કરીને તે હર્ષવિભોર બની ગઇ હતી.

અને પેલો પલ્લીપતિ ? જ્યારે એના સાથીદાર તસ્કરો પલ્લીમાં આવ્યા ત્યારે એમના પર ગુસ્સે થઈ ગયો !

'દુષ્ટો, તમે કોને અહીં લઇ આવ્યા હતા, તે જાણો છો ?'

તસ્કરો તો પલ્લીપતિનું રૌદ્ર રૂપ જોઇને જ ડઘાઈ ગયા... 'એ તો સાક્ષાત્ જગદંબા હતાં...તમારા પાપે આજે હું જીવતો ન હોત...પાપીઓ, હવે કયારેય પણ કોઇ સ્ત્રીને હેરાન કરશો નહીં...એનું શીલ લૂંટશો નહીં. નહીંતર તમને એકેએકને મારીને ધરતીમાં દાટી દઈશ.'

તસ્કરોએ પલ્લીપતિની આજ્ઞા શિરોધાર્ય કરી. પલ્લીપતિએ બનેલી ઘટના કહી સંભળાવી ત્યારે તસ્કરો ધ્રૂજી ઊઠયા...તેમણે પ્રતિજ્ઞા કરી : 'હવેથી કોઈ પણ સ્ત્રી સામે નજર નહીં કરીએ.'

* * *

સુરસુંદરીએ પ્રભાત-સમય સુધી ચાલ્યા કર્યું. તે એક વિશાળ સરોવરની પાસે પહોંચી. સરોવરની પાળ પર ચઢીને જોયું તો સરોવર નિર્મળ જલથી ભરેલું હતું. પાણીમાં કલહંસો તરી રહ્યા હતા.

સુંદરીને તૃષા લાગી હતી. તેણે જલપાન કર્યું.

તે ખૂબ જ શ્રમિત થઇ હતી. કિનારા પરના વૃક્ષની છાયામાં એણે જમીન પર જ લંબાવી દીધું. થોડી ક્ષણોમાં જ એ નિદ્રાધીન થઇ ગઇ.

શાસનદેવીનાં પ્રત્યક્ષ દર્શન થયા પછી સુરસુંદરીએ અનુમાન કર્યું હતું કે 'હવે મારા દુઃખના દિવસો પૂરા થયા હોય, એમ લાગે છે. પુણ્યના ઉદય વિના દેવનાં દર્શન ન થાય.' આ અનુમાને સુરસુંદરીના હૈયે આશા, ઉમંગ અને આનંદ ભરી દીધો હતો. તે આશ્વસ્ત થઇ ગઇ હતી. 'હવે મને શીઘ્ર પતિનું મિલન થવું જોઇએ...'

તે ગાઢ નિદ્રામાં લીન હતી...

ત્યાં એક વિરાટકાય પક્ષી આવ્યું અને સુરસુંદરીની પાસે જ બેઠું. એ ભારંડ પક્ષી હતું.

ભારંડ પક્ષીને ઉદર એક હોય, ગ્રીવા બે હોય, કાન અને આંખો ચાર-ચાર હોય, પગ ત્રણ હોય! વાણી મનુષ્યની હોય અને મન એક હોય!

ભારંડ પક્ષીએ સુરસુંદરીને જોઈ. એણે મૃતદેહ સમજીને પોતાની વિશાળ ચાંચમાં એને પકડી...અને એ આકાશમાં ઊડ્યું...

જેમ જેમ ભારંડ આકાશમાં ઊંચે ચઢવા માંડયું તેમ તેમ હવા ઠંડી થતી ગઈ...ઠંડી હવાના સ્પર્શથી સુરસુંદરી જાગી ગઇ...તેણે પોતાની જાતને ભારંડના મુખમાં સપડાયેલી જોઈ...તે ચિત્કાર કરી ઊઠી...છૂટવા માટે પ્રયત્ન કરવા માંડયો...

ભારંડ પક્ષીએ જાણ્યું કે 'આ મૃતદેહ નથી, જીવંત સ્ત્રી છે...' એણે પોતાની ચાંચ પહોળી કરી...

સુરસુંદરી આકાશમાં ફંગોળાઈ ગઇ...એ જ વખતે આકાશમાર્ગે એક વિમાન પસાર થતું હતું. વિમાન-ચાલકે આકાશમાં આ દૃશ્ય જોયું...સુરસુંદરીને ભારંડની પક્કડમાંથી છૂટીને નીચે પડતી જોઈ...એટલે વિમાનચાલકે પોતાના વિમાનમાં સુરસુંદરીને ઝીલી લીધી.

સુરસુંદરી વિમાનમાં પડતાં જ સુધ-બુધ ગુમાવી બેઠી. વિમાનચાલકે ઉપચાર કરીને તેને જાગ્રત કરી. જાગીને જોયું તો સામે જ એક ખૂબ સુંદર યુવાન! એ ચોંકી, સાવધાન થઈ ગઈ...અને વિમાનમાંથી કૂદી પડવા તૈયાર થઇ. વિમાનચાલકે એને પકડી લીધી...

'મને રોકો નહીં, મારે જીવવું નથી...મને મરી જવા દો...'

'તું કોણ છે? તારો પરિચય શું છે? અને તારે શા માટે મરી જવું છે?'

'એ બધું જાણીને તમે શું કરશો? હું જાણું છું તમે મને તમારી પત્ની કરવાની વાત કરશો...પણ એ

વાત કોઈ કાળે નહીં બની શકે...તમારા જેવા પુરુષો મને પહેલાં પણ મળ્યા છે...'

'બહેન, હાથની પાંચ અંગુલી સરખી નથી હોતી ...તેમ દુનિયામાં બધા પુરુષો એવા કામી–વિકારી ને લંપટ નથી હોતા. હું તને મારી બહેન માનું છું...તું મને તારો ભ્રાતા માન...અને તારો પરિચય આપ...હું તને સહાયક બનવા ઇચ્છું છું...તારા દુઃખને દૂર કરવા પ્રયત્ન કરીશ.'

સુરસુંદરીએ કહ્યું : 'પહેલાં તમે વિમાનને આકાશમાં થોભાવી દો અથવા જમીન પર ઉતારો, પછી હું તમને મારો પરિચય આપું.' વિમાનચાલકે આકાશમાં જ વિમાનને સ્થગિત કરી દીધું. સુરસુંદરીએ પોતાની અથથી ઇતિ સુધીની વાતો કહી દીધી.

વિમાનચાલકે એકાગ્રતાપૂર્વક...સહાનુભૂતિપૂર્વક બધી વાત સાંભળી. તેણે એક મહાસતી જેવી સ્ત્રી બહેનરૂપે મળ્યાનો આનંદ અનુભવ્યો.

સુરસુંદરીએ પૂછ્યું : 'તમે કોણ છો ? તમારો પરિચય આપો...'

'બહેન, હવે હું તને મારો પરિચય આપું છું. વૈતાઢ્ય પર્વતનું નામ તો તેં સાંભળ્યું હશે ?'

'હા વૈતાઢ્ય પર્વત પર વિદ્યાધરોનાં નગરો છે...'

'તેની ઉત્તરશ્રેણિનો હું રાજા છું. મારું નામ છે રત્નજટી. મારા પિતાનું નામ મણિશંખ અને મારી

માતાનું નામ ગુણવતી. મારા પિતાજીએ આ અસાર સંસારનો ત્યાગ કર્યો છે... તેઓએ ચારિત્રધર્મ અંગીકાર કર્યો છે. નંદીશ્વર દ્વીપ પર તેઓ દુષ્કર તપ કરી રહ્યા છે...સમતાના તો તેઓ સાગર છે...હું તેઓના દર્શન-વંદન કરવા માટે નંદીશ્વર દ્વીપ પર ગયો હતો...ત્યાંથી પાછા વળતાં.. અચાનક મને બહેન સુરસુંદરી મળી ગઈ. પૂર્વજન્મનું અનંત પુણ્ય હોય તો જ આવી બહેન મળે... માટે નિશ્ચિંત બનીને તું મારી સાથે મારા નગરમાં ચાલ ...મારે ચાર પત્નીઓ છે. તે ચારે મોટા રાજાઓની દીકરીઓ છે. તેમનામાં રૂપ-રંગ અને રસનો સુમેળ છે.'

'હું આવું તમારી સાથે, પરંતુ મારી એક ઇચ્છા પૂર્ણ કરો તો...'



'કહે બહેન, મારી શક્તિ અને સામર્થ્યની મર્યાદામાં જે તારું કામ હશે તે કરીશ.'

'તમે જે નંદીશ્વરદ્વીપની યાત્રા કરી આવ્યા, તે નંદીશ્વરદ્વીપની યાત્રા મને ન કરાવો ?'

'અવશ્ય કરાવું મારી બહેન! નંદીશ્વર દ્વીપ તો દેવો અને વિદ્યાધરોનું મહાન્ શાશ્વત તીર્થ છે...! પરંતુ છે ઘણું દૂર! છતાં મારું આ વિમાન પવનવેગી છે...આપણે ક્યાંય વચ્ચે ઊતરાણ નહીં કરવું પડે...'

'પરંતુ માર્ગમાં જે જે દ્વીપ-સમુદ્રો આવે, તેની ઓળખાણ તો મને અવશ્ય કરાવજો!'

સુરસુંદરી હર્ષથી પુલકિત થઈ ગઈ. તેણે સાધ્વીજી પાસે 'મધ્યલોક'નું અધ્યયન કરેલું હતું. નંદીશ્વર દ્વીપની સંપૂર્ણ માહિતી તેણે મેળવેલી હતી. આજે અચાનક... એ અદ્‌ભુત દ્વીપ–તીર્થની યાત્રાનો સુઅવસર એને મળી રહ્યો હતો.

માનવીનું...સામાન્ય માનવીનું તો ગજું જ નહીં એ દ્વીપ પર જવાનું! વિશિષ્ટ વિદ્યાશક્તિવાળા માનવો જ ત્યાં જઇ શકે. રત્નજટી વિદ્યાધર રાજા હતો. તેની પાસે વિશિષ્ટ કોટિની વિદ્યાશક્તિઓ હતી.

રત્નજટીએ વિમાનને ગતિશીલ કર્યું. અલ્પક્ષણોમાં જ એ આકાશમાં ઊંચે ચઢી ગયું અને પૂર્વ દિશા તરફ પવનવેગે આગળ વધ્યું.

'બહેન, આપણે અત્યારે જંબૂદ્વીપમાંથી પસાર થઇ રહ્યાં છીએ. હમણાં જ તને 'મેરુપર્વત' દેખાશે! સાવ સોનાનો મેરુપર્વત જોઇને તું સ્તબ્ધ થઈ જઈશ! આપણું વિમાન મેરુપર્વતની પાસેથી પસાર થશે...'

સુરસુંદરીએ સોનાનો મેરુપર્વત જોયો...તે બોલી ઊઠી: 'અદ્‌ભુત...અદ્‌ભુત! કેટલો ઊંચો? દૃષ્ટિ જ નથી પહોંચતી! ક્યાંથી પહોંચે? લાખ યોજન ઊંચો છે ને...!'

'હવે અલ્પ સમયમાં જ આપણું વિમાન લવણ-સમુદ્ર ઉપરથી પસાર થશે.'

'હા, બે લાખ યોજનનો લવણ–સમુદ્ર છે! સમગ્ર જંબૂદ્વીપની ચારે બાજુ પથરાયેલો છે...'

વિમાન 'લવણસમુદ્ર' પરથી પસાર થઈ રહ્યું હતું...નીચે પાણી જ પાણી ! સુરસુંદરી એ અપાર જલરાશિને અનિમેષ નયને જોઈ રહી હતી...ત્યાં રત્નજટીએ કહ્યું :

'આનાથી પણ ઘણા મોટા સમુદ્રો આપણે પાર કરવાના છે !'

'સાચી વાત છે ! કાલોદધિ તો આઠ લાખ યોજનનો છે ને !'

'તને તો દ્વીપ-સમુદ્રોનાં માપથી પણ જ્ઞાત છે !'

'મેં પિતૃગૃહે અભ્યાસ કરેલો છે...ને !'

'જો, હવે આપણે 'ધાતકીખંડ' ઉપર ઊડી રહ્યાં છીએ !'

'આ પણ જંબૂદ્વીપની જેમ મનુષ્યક્ષેત્ર છે...પરંતુ અહીંની દુનિયા નિરાળી છે !'

વિમાન તીવ્ર ગતિથી ધાતકીખંડને પસાર કરી ગયું અને કાલોદધિ પર ઊડવા માંડયું હતું. સુરસુંદરી જાણે પોતાનાં દુઃખો વિસરી ગઈ હતી...તેના મુખ પરથી વિષાદ વિખરાઈ ગયો હતો. જ્યાં કાલોદધિને પાર કરી વિમાન પુષ્કરવર-દ્વીપના આકાશ-પ્રદેશમાં પ્રવેશ્યું ત્યાં સુરસુંદરી બોલી ઊઠી :

'આ છે પુષ્કરવર દ્વીપ ! આના અડધા ભાગમાં મનુષ્યસૃષ્ટિ છે...અડધા ભાગમાં નથી...બરાબર ને ?' તેણે રત્નજટી સામે જોયું.

'સાચી વાત છે તારી. હવે આપણું ઉડ્ડયન મનુષ્ય-ક્ષેત્રની બહારના પ્રદેશ ઉપરથી થશે.'

પુષ્કરવર દ્વીપ પરથી વિમાન પુષ્કરવર સમુદ્રમાં પ્રવેશ્યું. રત્નજટીએ સુરસુંદરીને પૂછ્યું :

'બહેન, હું એક વિવેક તો ચૂકયો...'

'તે શું ?'

'તને ભોજન અંગે તો પૂછ્યું જ નહીં !'

'મને ક્ષુધાનો અનુભવ જ નથી...આ યાત્રામાં ખાવા-પીવાનું યાદ ન આવે ! કેવી અદ્ભુત યાત્રા થઈ રહી છે ! અરે જુઓ, આપણે હવે વારુણીવર દ્વીપ ઉપ આવી ગયાં !'

'હા, આ વારુણીવર દ્વીપ જ છે ! અહીં માનવ-સૃષ્ટિ નથી.'

'હવે કોઇ જ દ્વીપ પર માનવસૃષ્ટિ નહીં હોય. અઢી દ્વીપમાં જ માનવસૃષ્ટિ હોય.'

'તેં આ બધું અધ્યયન કોની પાસે કર્યું હતું ?' રત્નજટીએ પૂછ્યું.

'એક સાધ્વીજી પાસે. એમનું નામ સુવ્રતા.'

'જો નીચે, આ વારુણીવર સમુદ્ર છે...આ સમુદ્રનું પાણી જે પીએ તેને નશો ચઢે !'

સુરસુંદરી એ શાન્ત સાગરને જોઈ રહી...ન ભરતી, ન ઓટ ! કોઇ ન સામુદ્રિક તોફાન !

'હવે પછી આવશે ક્ષીરવર દ્વીપ...અને તે પછી આવશે ક્ષીરવર સમુદ્ર.'

'હા, ક્ષીરોદધિ સમુદ્રનાં પાણી તો દેવલોકના દેવો તીર્થંકર પરમાત્માના જન્માભિષેકમાં લઈ આવે છે! એ પાણી એટલે નર્યું દૂધ હશે!'

'હા, એ સમુદ્રનો પાણીનો રંગ દૂધ જેવો શ્વેત હોય છે...માટે તો એનું નામ ક્ષીરોદધિ છે!'

'આ આપણે ક્ષીરોદધિ ઉપર જ આવી ગયા! ખરેખર, પાણી દૂધ જેવું જ છે!'

'હવે પછી જે દ્વીપ આવશે તેનું નામ છે ઘૃતવર દ્વીપ.'

'અને તેના પછી આવશે ઘૃતવર સમુદ્ર! જે નામનો દ્વીપ, તે નામનો સમુદ્ર!'

વિમાન અમાપ ગતિથી ઊડી રહ્યું હતું. લાખો યોજનના દ્વીપ–સમુદ્રોને વાતવાતમાં ઓળંગી રહ્યું હતું. ઘૃતવર દ્વીપ અને ઘૃતવર સમુદ્ર પસાર કરીને ઈક્ષુવર દ્વીપ ઉપરથી વિમાન વહી રહ્યું હતું.

'ઈક્ષુવર સમુદ્રનાં પાણી સાચે જ ઈક્ષુરસ જેવાં મધુર હોય છે. અને તેથી જ આ સમુદ્રનું નામ ઈક્ષુવર સમુદ્ર છે.' રત્નજટી બોલ્યો.

'સર્વજ્ઞ વીતરાગ ભગવંત આ બધું પૂર્ણજ્ઞાનની દૃષ્ટિથી જોતા હોય છે! કેવું યથાર્થ જ્ઞાન!'

'હવે આવશે નંદીશ્વર દ્વીપ! દેવોનું અને વિદ્યાધરોનું શાશ્વત્ તીર્થ...' રત્નજટીએ કહ્યું.

'હા હા, જુઓ...દૂર દૂર જે ઉત્તુંગ પહાડો દેખાય છે તે નંદીશ્વર દ્વીપ ઉપરના જ પહાડો હશે...'

'હા, આપણે હવે પહોંચ્યા જ સમજ!'

'મારું જીવન ધન્ય બની જશે...! હું તમારો ઉપકાર ક્યારેય નહીં ભૂલી શકું...'

'એવું ન બોલ બહેન, આ કોઈ ઉપકાર નથી... મારું કર્તવ્ય બજાવું છું.'

સુરસુંદરી હર્ષથી ગદ્ગદ્ થઈ ગઈ. રત્નજટી તરફ અહોભાવથી તેણે જોયું.

'નંદીશ્વર દ્વીપ આવી ગયો! હું વિમાનને નીચે ઉતારું છું.' રત્નજટીએ વિમાનને નીચે ઉતાર્યું અને એક સ્વચ્છ ભૂમિભાગ પર સ્થિર કર્યું.

રત્નજટી અને સુરસુંદરી—બંને વિમાનમાંથી નીચે ઊતર્યાં. રત્નજટીએ સુરસુંદરીને પૂછ્યું :

'બહેન, તારી ઇચ્છા શી છે? પહેલાં જિનમંદિરોની યાત્રા કરવી છે કે પહેલાં ગુરુદેવ મણિશંખ મુનિરાજનાં દર્શન કરવાં છે?'

'પહેલાં શાશ્વત્ જિનમંદિરોને જુહારીએ... શાશ્વત્ જિન-પ્રતિમાઓનાં દર્શન-પૂજન કરીએ...અને પછી ગુરુદેવનાં ચરણે જઈએ.'

'અહીં કુલ બાવન જિનમંદિરો છે. 'અંજનગિરિ' પર ચાર જિનમંદિર છે, 'દધિમુખ' પર્વતો પર સોળ છે. 'રતિકર' પર્વતો ઉપર બત્રીસ જિનમંદિરો છે.'

'તમે કહ્યું તે સત્ય છે. હવે હું એ જિનમંદિરોની લંબાઈ-પહોળાઈ અને ઊંચાઈ કહું?'

'કહે...'

'જિનમંદિરો સો યોજન લાંબાં છે. પચાસ યોજન પહોળાં છે અને બહોંતેર યોજન ઊંચાં છે!'

'તદ્દન સાચું બહેન! તારું શ્રુતજ્ઞાન સત્ય છે... હવે આપણે વિમાનમાં જ તે તે પહાડો પર જઈએ. પહેલાં અંજનગિરિ પર તને લઈ જાઉં.'

બંને વિમાનમાં બેસી ગયાં. થોડી ક્ષણોમાં જ અંજનગિરિ પર પહોંચી ગયાં. અંજનગિરિ પરનાં અતિ ભવ્ય અને મનોહર જિનમંદિરો જોઈ સુરસુંદરી રોમાંચિત થઈ ગઇ.

વિધિપૂર્વક તેણે જિનમંદિરમાં પ્રવેશ કર્યો...શાશ્વત જિનપ્રતિમાનાં દર્શન કર્યાં...તેની આંખો હર્ષનાં આંસુથી છલકાઇ ગઇ...અનિમેષ નયને તે જિનેશ્વર ભગવંતને નિહાળી જ રહી.

મધુર, અર્થગંભીર અને ભાવભરપુર શબ્દોમાં તેણે સ્તવના આરંભી :

વિશ્વાધાર! જિણેસરૂ! નિર્ભય! પરમાનન્દ!
રૂપાતીત! રસાદતીત! વર્ણાતીત! જિણંદ!
સ્પર્શ-ક્રિયાતીત નમો! સંગવિવર્જિત સર્વ!
નિરહંકાર-મલક્ષ! તું, સાદિનાન્ત! ગતગર્વ!
કર્માષ્ટક-દલપંક્તિભિત્! વીર્યાનન્ત! પસત્થ!
અકલામલ! નિકલંક! તાત! નૌમિ પ્રલબ્ધમહત્થ!

સુરસુંદરીએ વિધિવત્ ભાવપૂજા કરી. ચારે જિન-મંદિરોમાં જઈ તેણે પોતાનાં નયન સફળ કર્યાં. પોતાની જિહ્વા પવિત્ર કરી.

ત્યાંથી વિમાનમાં બેસી દધિમુખ પર્વતો પર જઇને સોળ જિન મંદિરોની યાત્રા કરી. સુરસુંદરીનો હર્ષ... ઉમંગ... આનંદ નિરંતર વધી રહ્યો હતો.

રતિકર પર્વત ઉપરના બત્રીસ જિન મંદિરોની યાત્રા કરી... સુરસુંદરી કૃતાર્થતા અનુભવવા લાગી. વિમાન પાસે આવી તેણે રત્નજટીને કહ્યું :

'ભાઈ, આજે હું એમનો ઉપકાર માનું છું...'

'એમનો એટલે કોનો ?'

'જે મારો યક્ષ દ્વીપ પર ત્યાગ કરી ગયા...તેમનો !'

'ઓહો, અમરકુમારનો ?'

'હા, એ જો મારો ત્યાગ ન કરી ગયા હોત તો તમે ક્યાંથી મળત ? અને તમે ન મળત તો નંદીશ્વર દ્વીપની યાત્રા કરવાનું પરમ સૌભાગ્ય મને ક્યાંથી પ્રાપ્ત થાત ?'

'બહેન, 'જે થાય તે સારા માટે !' એવું જ્ઞાની પુરુષોએ નથી કહ્યું ?'

'કહ્યું છે, પરંતુ સારું નથી બનતું ત્યાં સુધી... જે અધીરતા રહે છે, તે જીવ પાસે ન કરવાના વિચારો કરાવે છે...યક્ષ દ્વીપ છોડયા પછી એક પછી એક જે જે ઘટનાઓ મારી આસપાસ બની... તે કેટલી બધી દુઃખદ હતી ? કેટલી બધી ભયાનક હતી ? એ વખતે

હું વિચારી જ ન શકી કે 'જે થાય તે સારા માટે!' મારા પતિએ મારો ત્યાગ કરીને મને દુઃખના દરિયામાં જ ધકેલી દીધી... એમ જ મને લાગ્યું હતું...'

'કારણ કે તેં સુખ કરતાં શીલને મૂલ્યવાન ગણ્યું છે, તું આદર્શનિષ્ઠ નારી છે... કોઈ ને કોઈ મહાન્ આદર્શને હૃદયસ્થ કરીને એ મુજબ જીવન જીવનારને અનેક આપત્તિઓનો સામનો કરવો જ પડે છે. જો તેં સુખને વહાલું કર્યું હોત તો તને આ કષ્ટો પડત ખરાં? શું ધનંજય તને સુખ આપવા તૈયાર ન હતો? શું જ્ઞાન-હાન તને સર્વસ્વ સમર્પિત કરવા તૈયાર ન હતો? શા માટે તેં એ બધાને તિરસ્કારી કાઢયા? તારા મનમાં સુખની સ્પૃહા કરતાં શીલધર્મની રક્ષાનો વિચાર પ્રબળ છે.'

'એ ધર્મના જ પ્રતાપે આજે હું આ દિવ્ય સુખ પામી છું ને! નહીંતર મારા જેવી સામાન્ય સ્ત્રીના ભાગ્યમાં નંદીશ્વરદ્વીપની યાત્રા હોય ખરી?'

'અને મને કયા ધર્મના પ્રતાપે આવી શીલવંતી બહેન મળી?'

'તમારા પિતાજીના તમને મળેલા ઉચ્ચ કોટિના સંસ્કારો... તે શું નાનોસુનો ધર્મ છે?'

'વ્હાલી બહેન, પિતા–મુનિરાજ માત્ર ઘોર તપસ્વી જ નહીં, વિશિષ્ટ જ્ઞાની મહાત્મા છે. અવારનવાર તેઓનાં દર્શન કરીને, તેમનો ધર્મોપદેશ સાંભળીને તૃપ્તિ અનુભવું છું.'

'તમે ખરેખર મહાન્ પુણ્યશાળી છો ભ્રાતા! આવા શાશ્વત્ તીર્થની અનેકવાર યાત્રા કરવાનો પુણ્ય-અવસર તમને મળે છે...અને પિતા મુનિરાજનાં દર્શન–વંદન કરવાના તમારા હૈયે ભાવ જાગે છે! આવા ઉત્તમ પુરુષોનાં દર્શનમાત્રથી જીવનાં પાપ નાશ પામે છે. આવા નિષ્કારણ વત્સલ મહાત્માઓનાં બે શબ્દ પણ મનુષ્યની જ્ઞાનદૃષ્ટિ ખોલી નાંખતા હોય છે.'

'તો હવે આપણે એ મહાત્માનાં ચરણોમાં જઈએ?'

'હા, એમનાં દર્શન–વંદન કરી પાવન થઈએ...'

બંને વિમાનમાં ગોઠવાઈ ગયાં. વિમાન ઉડ્યું અને એક અત્યંત રમણીય ભૂમિભાગ પર ઊતર્યું. સૃષ્ટિનું શ્રેષ્ઠ સૌન્દર્ય જાણે આ ભૂમિ પર જ હતું.

જેવું સૌન્દર્ય હતું તેવું જ પવિત્રતાથી મઘમઘ ત્યાંનું વાતાવરણ હતું. ત્યાંની હવામાંથી વૈરાગ્યની સુવાસ આવતી હતી.

'કેવું અદ્ભુત સ્થળ છે આ!' સુરસુંદરી બોલી ઊઠી.

'એના કરતાંય વધુ અદ્ભુત થશે મુનિરાજનાં દર્શન!'

રત્નજટી સુરસુંદરીને લઈ, મુનિરાજ જે પર્વત-ગુફામાં હતા ત્યાં ચાલ્યો. સુરસુંદરી માટે સુખનો અરુણોદય થઈ ગયો હતો.



'સૌમ્ય મુખાકૃતિ !

સંયમસુવાસિત દેહયષ્ટિ !

તપના તેજથી તગતગતી આંખો !

દિવ્ય પ્રભાવનાં અજવાળાં પાથરતું આભામંડલ !

'મણિશંખ' મુનિરાજનાં દર્શન કરી સુરસુંદરીનાં નયનો વિસ્ફારિત થઈ ગયાં. હૃદયકમલ ખીલી ઊઠયું.

રત્નજટી અને સુરસુંદરીએ વિધિવત્ વંદના કરી. બંને, મુનિરાજની સામે વિનયપૂર્વક બેસી ગયાં. મુનિરાજે 'ધર્મલાભ' નો ગંભીર સ્વરે

આશીર્વાદ આપ્યો. એ ક્ષણ આંખો બંધ કરી...અને અમૃત જેવી મધુર વાણી વહેવા માંડી.

'મહાનુભાવ, આ માનવનો અવતાર ધર્મપુરુષાર્થ કરીને સફળ કરી લેવો જોઇએ. તમને પાંચ પ્રકારનો ધર્મપુરુષાર્થ બતાવું છું, કે જે સર્વજ્ઞ વીતરાગે કહેલો છે.

દાન, દયા, દેવપૂજા, દમ અને દીક્ષા – આ પાંચ પ્રકારનો ધર્મપુરુષાર્થ કરનાર મનુષ્ય સુખ–શાન્તિ પામે છે. આત્માને પાવન કરે છે અને અંતે નિર્વાણને પામે છે.

આ ધર્મપુરુષાર્થ મનુષ્ય ત્યારે જ કરી શકે...જ્યારે અપ્રમત્ત બને. પ્રમાદને પરિહરે. વિષયોપભોગ અને કષાય-પરવશતા – આ બે મોટા પ્રમાદ છે...પ્રમાદ, આત્માનો મોટામાં મોટો દુશ્મન છે.

જિનેશ્વર ભગવંતોએ દાન, શીલ, તપ અને ભાવ – આ ચાર પ્રકારનો પણ ધર્મપુરુષાર્થ બતાવ્યો છે. આ ચતુર્વિધ ધર્મ ગૃહસ્થજીવનનો શણગાર છે. તેમાંય 'શીલધર્મ' તો મહાન્ ધર્મ છે. હે રત્નજટી, સુરસુંદરીની જેમ શીલધર્મનું પાલન કરનાર મનુષ્ય પરમ સુખને પ્રાપ્ત કરે છે.'

'ગુરુદેવ, એ સુરસુંદરી કોણ?'

'વત્સ, એ ગુણવતી નારી તારી પાસે બેઠી છે!'

રત્નજટી ક્ષણભર સ્તબ્ધ થઇ ગયો...ગુરુદેવના મુખે પ્રશંસાયેલી સુરસુંદરીને તેણે બે કર જોડી...મસ્તક નમાવી પ્રણામ કર્યા. રત્નજટી હર્ષથી ગદ્ગદ થઈ ગયો...

'અહો ! મને વિશ્વની શ્રેષ્ઠ સન્નારી ભગિનીરૂપે અનાયાસે પ્રાપ્ત થઈ ગઈ...'

સુરસુંદરીએ વિનયપૂર્વક મુનિરાજને પૂછયું :

'ગુરુદેવ ! હજુ મારાં પાપકર્મ કેટલાં શેષ છે.... ક્યાં સુધી મારે એ પાપકર્મોના ઉદય ભોગવવાના છે ? કૃપા કરીને...'

'હે સુશીલે, તારાં પાપકર્મ લગભગ ભોગવાઈ ગયાં છે...હવે તું સંતાપ ન કરીશ. બેનાતટ નગરમાં તને તારા પતિનું મિલન થશે. તું હવે નિર્ભય છે.'

'ગુરુદેવ, ભવિષ્યનો ભેદ ખોલીને આપે મને આશ્વસ્ત કરી...આપે મારા પર મહાન્ ઉપકાર કર્યો...' સુરસુંદરીએ ધરણીતલ પર મસ્તક નમાવીને પુનઃ પુનઃ વંદના કરી.

મુનિરાજે રત્નજટી સામે સૂચક દૃષ્ટિ કરી. રત્નજટીએ ગુરુદેવની આજ્ઞા શિરોધાર્ય કરી.

'ગુરુદેવ, આપના આ ગુણનિધિ સુપુત્રે આ શાશ્વત તીર્થની યાત્રા કરાવીને અને આપનાં દર્શન કરાવીને મારા પર અનન્ત ઉપકાર કર્યો છે...મારા એ સાચા ધર્મ-બાંધવ બન્યા છે...'

'અને ગુરુદેવ, આપે જેનું નામ ગાયું તે મહાન્ શીલવતી સુરસુંદરીને મારી ધર્મભગિની બનાવી એને હું મારા નગરમાં...મારા મહેલમાં લઈ જાઉં છું. અમે સહુ બહેનની ભક્તિ કરી કૃતાર્થ થઇશું...અને અવસરે તેને હું બેનાતટનગરમાં મૂકી આવીશ.'

બંનેએ ગુરુદેવને ભાવપૂર્વક વંદના કરી અને ગુફા-માંથી બહાર નીકળ્યાં. રત્નજટીનું હૈયું ઉમંગથી છલકાઈ રહ્યું હતું. કયા શબ્દોમાં સુરસુંદરીની પ્રશંસા કરવી – રત્નજટીને શબ્દો જડતા નથી.

બંને વિમાન પાસે આવ્યાં. સુરસુંદરીને આદરપૂર્વક વિમાનમાં બેસાડીને રત્નજટીએ વિમાનને આકાશમાં ઊંચે ચઢાવ્યું અને જંબૂદ્વીપની દિશામાં ગતિશીલ કરી દીધું.

સુરસુંદરીના ચિત્ત પર નંદીશ્વરદ્વીપ છવાઈ ગયો હતો. મુનિરાજનાં વચનો એના કાનમાં ગુંજતાં હતાં: 'અમરકુમાર બેનાતટનગરમાં મળશે...' એ અવ્યક્ત આનંદ અનુભવતી હતી...ત્યાં રત્નજટીએ ધ્યાનભંગ કરતાં કહ્યું :

'બહેન, મારે એક મહત્ત્વની વાત કહેવી છે.'

'સંકોચ વિના કહો !'

'મેં તને પહેલાં કહ્યું છે કે મારી ચાર રાણી છે. નણંદને જોઈને તે ચારે ગાંડી–ઘેલી થઇ જશે...તને ઘણી વાતો પૂછશે...પરંતુ તું યક્ષદ્વીપથી માંડીને અહીં સુધીની કોઈપણ વાત એમને ના કરીશ...'

'કેમ ? જે બન્યું છે તે કહેવામાં શો વાંધો ?'

'મોટો વાંધો આવે મારી વહાલી બહેન ! તને મારી રાણીઓ દુઃખીયારી જાણે...એ મોટો વાંધો ! મારી બહેનને કોઈ દુઃખીયારી સમજીને એના તરફ દયા કે કરુણાની દૃષ્ટિથી જુએ, એ મને જરાય ન ગમે.'

'પરન્તુ, મારી દુઃખપૂર્ણ વાતો સાથે શ્રી નવકાર-મંત્રના પ્રભાવની વાતો સાંભળીને તેમને નવકારમંત્રના અચિન્ત્ય મહિમા પર શ્રદ્ધા નહીં થાય?'

'એ શ્રદ્ધા તો બીજી રીતે પણ તું જન્માવી શકીશ. તારા અંગત જીવનની વાતો તું અને હું – એ જ જાણીએ. અંગત વાતો છ કાને ન જ જવી જોઇએ... નહીંતર ક્યારેક મોટો અનર્થ થઈ જાય...જો તને હું આ વિષય પર એક વાર્તા કહું!'

'જરૂર કહો...સમય પણ આનંદથી પસાર થઇ જશે...અને તમારી વાતની ગંભીરતા પણ મને સમજાશે...'

રત્નજટીએ વાતનો પ્રારંભ કર્યો:

લીલાવતી નગરી હતી.

રાજાનું નામ હતું મુકુંદ અને રાણીનું નામ હતું સુશીલા.

એક દિવસ રાજા મુકુંદ રાજપુરુષો સાથે વનવિહાર કરવા ગયો, જ્યારે તે પાછો વળ્યો ત્યારે નગરના દરવાજા પાસે એક કુબડાને ગાતો ને નાચતો જોયો. રાજા તેને પોતાના મહેલમાં લઈ આવ્યો.

ભિન્ન ભિન્ન ચેષ્ટાઓ કરીને રાજા અને રાણીનું મનોરંજન કરવા લાગ્યો. ગીતો ગાઇને અને નાચી-કૂદીને રાજા-રાણીનાં મન રીઝવવા લાગ્યો. રાજસભામાં પણ આવે અને અંતઃપુરમાં પણ જાય! એને ગમે ત્યાં જવાની-ફરવાની છૂટ મળી ગઇ.

એક દિવસ મહામંત્રી મતિસાગર ગુપ્ત–મંત્રણા કરવા રાજાની પાસે આવ્યા. રાજાની પાસે કુબડો બેઠેલો હતો. મહામંત્રીએ કહ્યું :

'મહારાજા, ગુપ્ત વાતો ચાર કાન સુધી જ ગુપ્ત રહે...છ કાને ન જવી જોઇએ.'

'આ કુબડો આપણો અત્યંત વિશ્વસનીય છે. એના કાને પડેલી વાત ગુપ્ત જ રહેશે...'

'ભલે ગુપ્ત રહે, પરંતુ ક્યારેક...'

'ચિંતા ન કરો...' રાજાએ કુબડાને દૂર ન કર્યો. મહામંત્રી બીજી આડી–અવળી વાતો કરીને ચાલ્યા ગયા.

એક દિવસ એક યોગીપુરુષ રાજસભામાં આવ્યો. એ સિદ્ધ માંત્રિક હતો. રાજાની સેવા–ભક્તિથી પ્રસન્ન થઇને તેણે રાજાને "પરકાયપ્રવેશ"ની વિદ્યા આપી. મંત્ર આપીને યોગી ચાલ્યો ગયો.

રાજા પાસે પેલો કુબડો તો બેઠેલો જ હતો. તેણે યોગીની વાત સાંભળી હતી. રાજા રોજ મંત્રજાપ બોલીને કરતો હતો. કુબડો પણ એ મંત્ર સાંભળીને શીખી ગયો. રાજાને તો એના પર કોઈ શંકા હતી જ નહીં.

એક દિવસ રાજા અશ્વારૂઢ થઇને, સાથે કુબડાને લઇને વનવિહાર કરવા ગયો. જંગલમાં એક મૃતદેહ પડેલો જોયો. કોઈ વિપ્રનો એ મૃતદેહ હતો. રાજાને "પરાકાયપ્રવેશ"ની વિદ્યાનો પ્રયોગ કરવાનું મન થયું. તેણે કુબડાને પૂછ્યું :

'બોલ, મંત્રનો મહિમા તું સાચો માને છે કે નહીં?'

'નહીં મહારાજા, હું મંત્ર–તંત્રમાં જરાય વિશ્વાસ કરતો નથી.'

'તને પ્રત્યક્ષ મંત્રમહિમા બતાવું તો?'

'તો તો માનવું જ પડે ને?'

'તો લે મારો ઘોડો સાચવ. હું આ મૃતદેહમાં પ્રવેશ કરીશ! એ મૃતદેહ જીવંત થઇ જશે...'

'અને આપના દેહનું શું થશે?'

'એ મૃતદેહની જેમ પડયો રહેશે...'

'પછી?'

'પછી પુનઃ હું મારા દેહમાં પ્રવેશ કરી દઇશ... એટલે આ વિપ્રનો દેહ પાછો મૃતદેહ થઇ જશે! મડદું થઈ જશે...'

રાજા ઘોડા પરથી નીચે ઊતર્યો. ઘોડો કુબડાને સોંપ્યો...અને તેણે મંત્ર–સ્મરણ કર્યું. તેના આત્માએ વિપ્રના મૃતદેહમાં પ્રવેશ કરી દીધો. વિપ્ર–દેહ સજીવન થઇ ગયો! રાજાનો દેહ નિશ્ચેષ્ટ...નિષ્પ્રાણ પડયો રહ્યો! વિપ્રના દેહમાં રહેલો રાજા કુબડાને કહે છે:

'જોયો ને મંત્રનો પ્રભાવ!'

'હા, મહારાજા! હું પણ આ પ્રયોગ કરું છું...' એમ કહીને તુર્ત જ તેણે મંત્રનું સ્મરણ કર્યું...ને તેણે રાજાના મૃતદેહમાં પ્રવેશ કરી દીધો! કુબડાનું શરીર નિષ્પ્રાણ બની ગયું.

કુબડો રાજા બની ગયો. રાજા બ્રાહ્મણ બની ગયો !

રાજા હેબતાઈ ગયો...તે પૂછે છે: 'તું આ મંત્ર ક્યારે શીખ્યો ?'

કુબડો લુચ્ચાઇથી કહે છે: 'તમારા મુખે સાંભળી સાંભળીને...!'

રાજાએ કહ્યું: 'ભલે, તું શીખ્યો તો મને વાંધો નથી...પણ હવે તું મારા દેહમાંથી નીકળી જા...હું મારા દેહમાં પ્રવેશ કરીશ...'

કુબડો ખડખડાટ હસી પડયો ને બોલ્યો: 'હવે હું આ દેહ છોડું ? એટલો હું મૂર્ખ નથી...હવે હું જ રાજા બન્યો છું ! તું તારે આ બ્રાહ્મણ–દેહમાં ભટકયા કર...' એમ કહીને, ઘોડા પર બેસીને તે નગરમાં આવી પહોંચ્યો. રાજમહેલે પહોંચ્યો...સીધો ગયો અંતેપુરમાં... રાણી સાથે રતિક્રીડા કરી...ને રાજા તરીકે જીવવા માંડયો.

રાજા ઘણો પસ્તાવો કરે છે...પરંતુ હવે તેની વાત કોઈ સાચી માને એમ ન હતું. તે પરદેશમાં ચાલી નીકળ્યો.

રાજા બનેલા કુબડાને રાણીએ પૂછ્યું: 'સ્વામિનાથ, આપનો વહાલો કુબડો કેમ દેખાતો નથી ?'

રાજાએ કહ્યું: 'જંગલમાં પશુએ તેને મારી નાંખ્યો !' સાંભળીને રાણી ખુશ થઈ.

રાજા રોજ અંતેપુરમાં આવે છે...રાણીને આશ્ચર્ય છે...કે કુબડાના મરી ગયા પછી...મહારાજાની વાણી

બદલાઈ ગઈ છે...વળી એમના હાવભાવ પણ ફરી ગયા છે...કામશાસ્ત્રનાં આસનો પણ ભૂલી ગયા છે...આમ શાથી બન્યું હશે ?

રાણીએ મહામંત્રી મતિસાગરને પોતાની મૂંઝવણ કહી બતાવી. મહામંત્રી વિચક્ષણ હતો. તેણે રાણીને કહ્યું : 'માતા, તમે ચિંતા ન કરો...થોડા દિવસમાં ભેદ ખુલ્લો પડી જશે...'

મહામંત્રીને યાદ હતું કે યોગીએ રાજાને "પરકાય-પ્રવેશ"ની વિદ્યા આપેલી છે. એના આધારે એણે ચોક્કસ અનુમાન બાંધ્યું. મહામંત્રીએ રાજાને કહ્યું : 'મહારાજા, આપના ગ્રહયોગો હમણાં સારા નથી એટલે રાજપુરોહિતના કહેવા મુજબ દાનશાળા શરૂ કરીએ...ખૂબ દાન-પુણ્ય કરવાથી ગ્રહદશા સુધરી જશે...'

રાજાએ અનુમતિ આપી. મહામંત્રીએ દાનશાળા શરૂ કરાવી દીધી.

દાનશાળામાં અનેક યાચકો-બ્રાહ્મણો આવવા લાગ્યા. મહામંત્રી પોતે એ બધાના પગ ધૂએ છે ને અડધો શ્લોક બોલે છે :

"षट्कर्णो भिद्यते मंत्रः कुब्जकान्नेव भिद्यते ।"

ત્યાર પછી એમને ભોજન કરાવે છે. હજારો યાચકો ને બ્રાહ્મણો દૂર દૂરથી પણ આવવા લાગ્યા. વિપ્ર-દેહમાં રહેલા રાજા મુકુંદે પણ લીલાવતીનગરીની દાનશાળાની પ્રશંસા સાંભળી...તે લીલાવતીમાં આવ્યો...મંત્રીએ એના

પગ ધોયા...અને અડધો શ્લોક બોલ્યો...એ સાંભળીને રાજાએ જવાબ આપ્યો :

'कुब्जोऽयं जायते राजा, राजा भवति भिक्षुकः ।'

અર્થાત્, મંત્રીએ કહ્યું : છ કાને ગયેલી વાત ભેદાય છે, પણ કુબડાથી ભેદાતી નથી...' રાજાએ કહ્યું : 'આ કુબડો રાજા બને છે અને રાજા ભિખારી બને છે...'

મંત્રી ખુશ થઈ ગયો. સાચો રાજા મળી આવ્યો. મંત્રીએ રાજાને પોતાની હવેલીમાં છુપાવીને રાખ્યો.

મંત્રી રાણી પાસે ગયો...ત્યારે રાણીના ખોળામાં મરેલો પોપટ પડ્યો હતો...ને રાણી શોક કરતી હતી. મંત્રીએ કહ્યું :

'માતા, રાજાને બોલાવીને કહો કે–'આ પોપટને દુષ્ટ બિલાડીએ મારી નાંખ્યો...પોપટ મને પ્રાણ કરતાંય વધુ વહાલો છે...માટે કોઈ યોગી–સંન્યાસી બોલાવીને મૃત પોપટને સજીવન કરો...બસ, પછી તમે જેમ કહેશો તેમ હું કરીશ...જો મારા પર તમને સાચો પ્રેમ હોય તો પોપટને કોઈ પણ રીતે સજીવન કરો...નહીંતર આ પોપટ સાથે હું અગ્નિમાં પ્રવેશ કરીશ...'

રાણીએ મંત્રીના કહ્યા મુજબ રાજાને બોલાવીને વાત કરી. રાજાના દેહમાં રહેલ કુબડાએ વિચાર કર્યો : 'હું પોતે જ માંત્રિક છું! મારી "પરકાયપ્રવેશ"ની વિદ્યાથી પોપટના મૃતદેહમાં પ્રવેશ કરીને પોપટને સજીવન કરી બતાવું...રાણી મારા પર રીઝી જશે...' આમ વિચારીને તેણે રાણીને કહ્યું :

સુરસુંદરીએ નીચે જોયું વિદ્યાધરોની અદ્ભુત દુનિયા નિહાળી.

'આપણું નગર ક્યાં?'

'બસ, હવે સુરસંગીતનગરના બાહ્ય પ્રદેશમાં જ વિમાનને ઉતારું છું!'

'સીધું મહેલની અગાસીમાં જ ઉતારોને! ભાભીઓ આશ્ચર્ય પામશે!'

'ના ના, મારી મહાન્ ભગિનીનો ભવ્ય નગર-પ્રવેશ કરાવીશ! ફરી આ બહેન ક્યારે મારા નગરને પાવન કરવાની છે?'

સુરસુંદરી શરમાઈ ગઈ.



'બહેન, આપણું વિમાન સુરસંગીતનગરની ઉપર આવી ગયું છે. હું હવે વિમાનને નીચું ઉડાડીશ. તને મારા સુંદર નગરનાં દર્શન કરાવીશ!'

રત્નજટીએ સુરસુંદરીને નગર-દર્શન કરાવ્યું. સુરસુંદરીએ પ્રસન્નતા વ્યક્ત કરી, સાચે જ સુરસંગીતનગર રમણીય હતું. વિશાળ અને સ્વચ્છ રાજમાર્ગો...એક સરખાં ભવ્ય મહાલયો...ઉત્તુંગ સ્તૂપો...ગગનસ્પર્શી મંદિરો અને એના ધવલ શિખરો...વિશાળ અને રમણીય ઉદ્યાનો...નગરની ચારે દિશાઓમાં કલાત્મક પ્રવેશ-દ્વારો...

રત્નજટીએ નગરના બાહ્ય ઉદ્યાનમાં વિમાન ઉતાર્યું.

'બહેન, હવે આપણે રથમાં બેસીને નગરમાં પ્રવેશ કરીશું. મારા નગરવાસીઓ તારાં દર્શન કરીને...મારી ભગિનીનાં દર્શન કરીને આનંદવિભોર બની જશે!'

'ના...ના, એવું ન કરશો. મારામાં એવી કોઈ જ વિશેષતા નથી...કે લોકો મારાં દર્શન કરે...હું તો એક તુચ્છ સંસારી નારી છું...અનંત દોષોથી ભરેલી...' સુરસુંદરી શરમાઈ ગઈ.

'એ તારું આંતર્-ચિંતન છે બહેન! પૂજ્ય ગુરુદેવે જેને 'મહાસતી' સન્નારી કહી છે... તે મારે મન મહાન્ છે...ઉત્તમ છે...'

રત્નજડિત સુવર્ણ-રથ હાજર થઈ ગયો હતો. રત્નજટી સ્વયં સારથિની પાસે બેઠો અને અંદર સુરસુંદરીને બેસાડી. રથ નગરના મુખ્ય પ્રવેશદ્વારમાં પ્રવેશ્યો. સુરસુંદરી આશ્ચર્યચકિત થઇ ગઈ...

નગરના રાજમાર્ગો શણગારેલા હતા! એક-એક મહાલયનાં દ્વારે તોરણો બંધાયેલાં હતાં... અને હજારો સુંદર સ્ત્રી-પુરુષો રાજમાર્ગો પર ઊભાં રહી... હાથ ઊંચા કરી...રત્નજટીનો જયજયકાર કરી રહ્યા હતા. સુરસુંદરી સમજી ગઈ કે વિમાનમાંથી જ રત્નજટીએ વિદ્યા શક્તિથી નગરમાં સંદેશ મોકલી દીધો છે! તેના મનમાં રત્નજટી પ્રત્યે આદર વધ્યો.

પ્રજાજનો સુરસુંદરીનું પણ અભિવાદન કરે છે. સુરસુંદરી બે હાથ જોડી, મસ્તક નમાવી પ્રતિ-અભિવાદન

કરે છે. આકાશમાંથી ઠેર ઠેર પુષ્પવૃષ્ટિ થઈ રહી છે, સુરસુંદરીના નામનો જયઘોષ થાય છે...

રથ રાજમહેલના પ્રાંગણમાં પહોંચ્યો. રત્નજટી રથમાંથી ઊતરી પડયો અને સુરસુંદરીને સહારો આપીને રથમાંથી ઉતારી. તેને લઈ તેણે રાજમહેલના મુખ્ય પ્રવેશ-દ્વારમાં પ્રવેશ કર્યો...ત્યાં જ રત્નજટીની ચાર રાણીઓએ સાચાં મોતીથી બંનેને વધાવ્યાં.

રત્નજટીએ ચારે રાણીઓ સામે જોયું...રાણીઓની આંખોમાં જિજ્ઞાસા વાંચી...એના મુખ પર સ્મિત ખીલી ઊઠયું. તેણે કહ્યું :

'મારી વ્હાલી ભગિનીને લઈ આવ્યો છું !' ચારે સ્ત્રીઓ હર્ષવિભોર થઈ ગઈ. એક પછી એક રાણી સુર-સુંદરીને ભેટી પડી...

'ઓહો ! જેવું ભાઈનું રૂપ છે તેવું જ બહેનનું રૂપ છે !' એક રાણી બોલી.

'ના, ના, તમે ભૂલ કેમ કરો છો ? મારા કરતાં તો બહેનનું રૂપ ઘણું ચઢિયાતું છે ! અરે, રૂપ કરતાં ગુણો તો ખૂબ ચઢિયાતા છે !'

સહુએ મહેલમાં પ્રવેશ કર્યો. રત્નજટી સુરસુંદરીને ચાર રાણીઓ પાસે મૂકીને પોતાના ખંડમાં ચાલ્યો ગયો. સ્નાનાદિ નિત્ય ક્રમથી પરવાર્યો.

સુરસુંદરીને પણ ચાર રાણીઓએ સ્નાનાદિ કરાવીને સુંદર વસ્ત્રો પરિધાન કરાવ્યાં. રત્નજટી આવી ગયો. તેણે કહ્યું :

'હવે ભોજન કરી લઇએ. આજે તો બહેનની સાથે જ ભોજન કરીશ!'

'ના, ભાઇને ભોજન કરાવીને પછી બહેન ભોજન કરશે...' સુરસુંદરી બોલી.

'એવું બને કંઈ? આજે પહેલવહેલી બહેન ભાઇને ઘરે આવી છે...મારી મોંઘેરી મહેમાન છે તું! તારા પહેલાં હું ભોજન ન કરી શકું!'

'ભાઇના ઘરમાં બહેન મહેમાન ન હોય! મહેમાન તો પરાયા હોય... હું તો ઘરની જ કહેવાઉં!'

જીત સુરસુંદરીની થઈ! તેણે રત્નજટીને ભોજન કરાવ્યું અને પછી ચાર ભાભી-રાણીઓ સાથે બેસીને તેણે ભોજન કર્યું. રાણીઓએ ખૂબ આગ્રહ કરીને સુરસુંદરીને ભોજન કરાવ્યું.

રત્નજટીએ પોતાની રાણીઓને કહ્યું: 'બહેન ભલે અહીં મહેમાનરૂપે ન રહે, પરંતુ તમે એને થોડા દિવસની જ મહેમાન માનજો! બહેન સાથે જે વાતો કરવી હોય, બહેનને જેટલો સ્નેહ આપવો હોય...બહેન પાસેથી જે ધર્મનું જ્ઞાન મેળવી લેવું હોય...મેળવી લેજો. તમે સુશીલ છો...વધારે શું કહું? બહેનનું મન પ્રસન્ન અને પ્રફુલ્લિત રહે...એ રીતે એની કાળજી રાખજો...'

'સ્વામિનાથ! આપે અમારી ઘણા સમયની ઇચ્છા પૂર્ણ કરી છે...અમારી નણંદને પામીને અમે ધન્યતા

અનુભવીએ છીએ. એમની મુખાકૃતિ જ એમના ગુણોની ચાડી ખાય છે...'

'એના સાંભળતાં એની પ્રશંસા કરીશ તો એ રીસાઇ જશે...માટે એની અનુપસ્થિતિમાં એની વિશેષ-તાઓ બતાવીશ!' રત્નજટી હસતો હસતો ચાલ્યો ગયો.

ચાર રાણીઓ સુરસુંદરીને લઈને તેમના ભવ્ય આવાસમાં પહોંચી. એક વિશાળ...સુંદર અને સુશોભિત ખંડ હતો. એની ચાર બાજુ ચાર બીજા ખંડ હતા. ચારે ખંડનાં દ્વાર એ વિશાળ ખંડમાં પડતાં હતાં. ચાર રાણીઓના એ ચાર શયન–ખંડ હતા. રાણીઓએ ચારે શયન–ખંડ બતાવ્યા અને કહ્યું : 'બહેન, આ ચાર ખંડમાંથી તમને ગમે તે ખંડ તમને મળશે!'

'ના, ના, મારા માટે તો આ મધ્ય–ખંડ જ યોગ્ય છે!'

'ના બહેન, આ મધ્ય–ખંડમાં તમને ન રખાય ...ચાલો ઉપરના માળે...ઉપર એક સુંદર ખંડ છે...' સુરસુંદરીને ઉપરનો ખંડ બતાવ્યો...સુરસુંદરીને એ ખંડ ગમી ગયો...તેણે કહ્યું : 'બસ, આ ખંડમાં હું રહીશ... તમને ઇચ્છા થાય ત્યારે તમે અહીં આવજો...મને ઇચ્છા થશે તો હું નીચે આવીશ!'

રાણીઓએ એક પરિચારિકા સુરસુંદરી પાસે નિયુક્ત કરી દીધી. ખંડમાં બધી જ સુવિધાઓ ગોઠવી દીધી.

'બહેન, હવે એકાદ પ્રહર તમે વિશ્રામ કરો...

લાંબો પ્રવાસ કરીને આવ્યાં છો... પછી અમે ઉપસ્થિત થઈ જઇશું.' ચારે રાણીઓ નીચે આવી ગઈ.

સુરસુંદરીએ પહેલું કામ શ્રી નવકારમંત્રના જાપનું કર્યું. તન્મય બનીને તેણે જાપ કર્યો અને પછી નિદ્રાધીન થઈ ગઈ...જમીન પર જ તે સુઈ ગઈ.

નિશ્ચિંત અને નિર્ભય હતી ને! ઘસઘસાટ ઊંઘી ગઇ...જ્યારે તે જાગી ત્યારે તેની ચારે બાજુ ચાર રાણીઓ પ્રસન્નચિત્તે બેઠેલી હતી... !

'અરે, તમે ક્યારનાં આવીને બેઠાં છો? મને જગાડી દેવી હતી ને...'

'અમે હમણાં જ આવ્યાં...તમારી નિદ્રામાં વિક્ષેપ થયો...નહીં?'

'ના, ના, પૂરી નિદ્રા લઈ લીધી! એકાદ પ્રહર તો વીતી ગયો હશે!'

'હા, એક પ્રહર વીતી ગયો...પછી જ અમે ઉપર આવી! તમારો શ્રમ દૂર થયો?'

'શ્રમ તો ત્યારે જ દૂર થઇ ગયો હતો... જ્યારે તમને મહેલના દ્વારે જોયાં! કેવી પ્રેમભરી મારી ચારે ભાભીઓ છે! મારા ભાઇનું શ્રેષ્ઠ પુણ્ય છે... કે આવી ગુણવતી...' એક રાણીએ સુરસુંદરીના મુખ પર હાથ મૂકી દીધો...

'અમને ન શરમાવો બહેન! તમારા ભાઇ પુણ્યશાળી તો છે જ...નહીંતર આવી મહાસતી બહેન ન મળે...'

'એટલે હવે તમે મને શરમાવવા ઇચ્છો છો? આપણે સહુ પુણ્યશાળી છીએ...નહીંતર પરમાત્મા જિનેશ્વર દેવનો ધર્મ આપણને ન મળત! આવું માનવ-જીવન ન મળત! આવા સારા સ્નેહી-સ્વજનો ન મળત... અને અચિંત્ય ચિંતામણિ સમાન શ્રી નવકારમંત્ર ન મળત!'

'બહેન, 'આ પુણ્ય' શું છે?' એક રાણીએ જિજ્ઞાસા વ્યક્ત કરી.

'પુણ્ય' કર્મ છે. બેતાલીસ પ્રકારનાં પુણ્ય-કર્મ છે! દરેક પુણ્ય-કર્મ જુદું જુદું સુખ આપે છે.'

'પુણ્ય-કર્મનું કામ સુખ આપવાનું?'

'હા, જીવાત્મા મનથી સારા વિચારો કરે, સારી વાણી બોલે અને સત્કાર્યો કરે, તેથી પુણ્ય-કર્મ બાંધે. એ પુણ્ય-કર્મ ઉદયમાં આવે ત્યારે જીવને સુખ આપે. જીવને સુખો પ્રાપ્ત થાય.'

'પરંતુ જીવાત્મા સદૈવ તો શુભ વિચારો કે શુભ વાણી-વર્તન ન રાખી શકે ને? મન-વચન-કાયા અશુભ પણ બને છે...'

'અશુભ મન-વચન-કાયાથી પાપકર્મ બંધાય છે. બંધાયેલાં પાપકર્મ ઉદયમાં આવે ત્યારે જીવ દુઃખી થાય છે...'

'એ પાપકર્મના પણ પ્રકારો હશે ને?' બીજી રાણીએ પૂછ્યું.

'હા, પાપકર્મના બ્યાસી પ્રકારો છે...મોટા મોટા પ્રકારો બ્યાસી છે...બાકી તો અનન્ત પ્રકારો છે!

'આ પુણ્ય-કર્મ કે પાપકર્મ દેખાતાં તો નથી...'

'ના, દેખાતાં નથી, પરંતુ કાર્ય જોઈને કારણનું અનુમાન થાય. બીજ દેખાતું નથી, વૃક્ષ દેખાય છે! વૃક્ષ જોઈને બીજનું અનુમાન કરીએ છીએ ને? 'બીજ વિના વૃક્ષ ન હોય!' આ સિદ્ધાંતને જાણનાર ને માનનાર મનુષ્ય વૃક્ષના આધારે બીજનું અનુમાન કરે છે. એવી રીતે સંસારના જીવોનાં સુખ-દુઃખ જોઈને, એ સુખ-દુઃખનાં કારણભૂત કર્મોનું અનુમાન થઈ શકે છે...એક સુખી...એક દુઃખી...આવી વિષમતાઓ સંસારમાં દેખાય જ છે.'

'આ વિષમતાઓનાં કારણ તરીકે મનુષ્યની મૂર્ખતા-બુદ્ધિમત્તા, કાર્યદક્ષતા, આળસ...સમાજવ્યવસ્થા...રાજ્ય-વ્યવસ્થા...વગેરેને ન માની શકાય?'

'એક અપેક્ષાએ માની શકાય, પરંતુ એ મૂર્ખતાનું કારણ શું? એ બુદ્ધિમત્તાનું કારણ શું? એક માણસ કાર્યદક્ષ કેમ અને બીજો માણસ ભોટ જેવો કેમ? એક માણસ રોગી કેમ અને બીજો નિરોગી શાથી? એક નિર્ધન કેમ ને એક શ્રીમંત કેમ? મૂળભૂત કારણ તરીકે પુણ્ય-પાપ કર્મને માનવાં જ પડે.'

'એક માણસને બીજો માણસ મારે છે... તો માર

ખાવાનું દુઃખ પેલા બીજા માણસે આપ્યું ને? ત્યાં કર્મ કેવી રીતે કારણ બન્યું?' ત્રીજી સ્ત્રીએ પ્રશ્ન કર્યો.

'માર ખાનાર માણસનાં પાપકર્મનો ઉદય થયો માટે બીજા માણસે એને માર્યો! મારવાની ઇચ્છા પેલા માણસના પાપોદયે કરાવી! મારો એવો પાપકર્મનો ઉદય હોય તો તમને મને મારવાની ઇચ્છા થાય! તમે એમાં નિમિત્ત બની જાઓ. હું આ સિદ્ધાન્તને જાણતી હોઉં એટલે મને તમારા પ્રત્યે દ્વેષ નહીં થાય! શત્રુતા નહીં જન્મે!'

'પણ, મારનારને પાપકર્મ તો બંધાય ને?'

'અવશ્ય બંધાય. માર ખાનાર જો સમતા ન રાખે ...રોષ...ક્રોધ કે દીનતા કરે તો એને પણ નવાં પાપ-કર્મ બંધાય! સમતા રાખે તો નવાં પાપકર્મ ન બંધાય... અને ઉદયમાં આવેલું પાપકર્મ નિર્જરી જાય!'

'નિર્જરી જાય એટલે?' ચોથી સ્ત્રીએ પૂછ્યું.

'નાશ પામી જાય! કર્મોની નિર્જરા એટલે કર્મોનો નાશ. દુઃખના સમયે જો જીવ સમતા–સમાધિપૂર્વક દુઃખોને સહન કરી લે તો ઉદયમાં આવેલાં પાપકર્મોની નિર્જરા થઈ જાય...'

'એ 'કર્મ' છે શું?'

'એ એક જાતનાં જડ પુદ્‌ગલ હોય છે!' 'કાર્મણ' જાતનાં પુદ્‌ગલો હોય છે...'

'આત્મા સાથે એ કેવી રીતે બંધાય?'

'અશુદ્ધ આત્મા સાથે જ એ કર્મોનો સંબંધ થાય. શુભાશુભ પ્રવૃત્તિથી એ કર્મો આત્મામાં વહી આવે છે... એને 'આશ્રવ' કહેવામાં આવે છે.'

'તો જીવ કોઈને કોઈ શુભાશુભ પ્રવૃત્તિ તો કરતો રહે જ ને? તો તો સતત કર્મ બંધાતાં જ રહેવાનાં!'

'હા, સમયે સમયે અનન્ત કર્મ બંધાય છે...'

'પછી જીવનો છૂટકારો ક્યારે?'

'નવાં કર્મ ન બાંધે અને જુનાં બંધાયેલાં કર્મોનો નાશ કરે ત્યારે!'

'શું એવી પણ સ્થિતિ આત્માની હોઈ શકે કે એ શુભાશુભ કોઈ પ્રવૃત્તિ ન કરતો હોય?'

'હા! પૂર્ણ જાગ્રતિની એ પળો હોય છે! શુભ કે અશુભ કોઈ જ પ્રવૃત્તિ નહીં!'

'તો એ કરે શું?'

'કંઈ પણ ન કરવાનું કરે! સ્વસ્વરૂપમાં રમણતા! શુદ્ધ આત્મસ્વરૂપમાં રમણતા! આત્મગુણોમાં રમણતા!'

'આ તો અદ્ભુત વાત છે!' પહેલી રાણીએ કહ્યું.

ચોથો પ્રહર વીતી રહ્યો હતો, ભોજનવેળા થઈ ગઈ હતી.

'ચાલો નીચે, ભોજનનો સમય થઈ ગયો છે.' રાણીએ કહ્યું.

'તમે રાત્રિ-ભોજન નથી કરતાં?'

'ના, સૂર્યાસ્ત પૂર્વે જ તમારા ભાઈ અને અમે સહુ ભોજન કરી લઈએ છીએ...'

'ઘણું જ ઉત્તમ!'

નણંદ અને ભોજાઈઓ નીચે આવી...ત્યાં રત્નજટી પણ આવી પહોંચ્યો હતો. સુરસુંદરી સામે જોઈ પૂછ્યું :

'બહેન, તને તારી આ ભાભીઓએ વિશ્રામ કરવા દીધો કે નહીં?'

'એક પ્રહર પૂરો!'

સહુએ પ્રસન્નચિત્તે ભોજન કર્યું.



સાચો પ્રેમ પ્રદાન કરાવ્યા વિના ન રહે...! પોતાની પાસે જે શ્રેષ્ઠ હોય, જે ઉત્તમ હોય... જે સુંદર હોય તેનું સમર્પણ કરાવે પ્રેમના પાત્રમાં! વિદ્યાધરરાજની ચારે રાણીઓ સુરસુંદરીના જ્ઞાન અને ગુણો પર ઓવારી ગઈ હતી. સુરસુંદરી સમગ્ર રાજમહેલ પર છવાઇ ગઈ હતી. નગરીમાં પણ સુરસુંદરીના ગુણોનાં ગીત ગવાઈ રહ્યાં હતાં.

એક દિવસની વાત છે.

સુરસુંદરી શ્રી નવકારમંત્રનો જાપ પૂર્ણ કરીને ઊઠી હતી અને ચારે રાણીઓ એની પાસે જઇ

પહોંચી. સુરસુંદરીએ પ્રેમથી આવકાર આપ્યો. એક રાણીએ કહ્યું :

'બહેન, આજે તમારા મુખ પર અપૂર્વ પ્રસન્નતાનાં દર્શન થાય છે!'

'સાચી વાત છે તમારી! આજે પંચપરમેષ્ઠિ ભગવંતોના ધ્યાનમાં ખૂબ આનંદ અનુભવ્યો! મન લીન થયું ભગવદ્‌-ધ્યાનમાં...'

'અમને પણ પંચપરમેષ્ઠિનું ધ્યાન કરતાં શીખવો તો!'

'અવશ્ય, તમને શીખવવામાં મને ખૂબ આનંદ થશે.'

'ક્યારે શીખવશો?'

'આજે જ! હમણાં જ...'

'ના હમણાં નહીં, હમણાં તો અમારે તમને કંઈક શીખવવું છે!' ને ચારે રાણીઓ એકબીજા સામે જોઈને હસી પડી. સુરસુંદરીને કંઈ સમજાયું નહીં. તે વારાફરતી ચારે રાણીઓ સામે જોઈ રહી. મોટી રાણીએ સુંદરીનો હાથ પોતાના હાથમાં લઈને કહ્યું :

'અમારી વહાલી બહેન, આજે તમારે અમારી એક વાત માનવી પડશે...'

'તમારી કઈ વાત મેં નથી માની...?'

'એટલે તો અમને તમારા પર પ્રેમ થઈ ગયો છે! આજે અમે એક નિર્ણય કરીને આવી છીએ...આજે અમે અમારી નણદલને સુંદર વસ્ત્રોથી અને મૂલ્યવાન અલંકારોથી શણગારીશું...! તમારે ના નથી કહેવાની...'

સુરસુંદરી હસી પડી. તેણે કહ્યું : 'ઓહો, આટલી વાત કહેવા માટે આટલી લાંબી પ્રસ્તાવના શા માટે કરી ?'

'એટલા માટે કે તમે પહેલા જ દિવસે શણગાર સજવાની ના પાડી હતી...'

'તમારી વાત સાચી...મેં ના પાડી હતી...પરંતુ હવે હું તમને ના પાડી શકું એમ નથી ને ?'

'કેમ ?' ચારે બોલી ઊઠી.

'તમારા પ્રેમે મને જીતી લીધી છે...હું તમારી કોઇ વાત ટાળી શકું એમ નથી...'

ચારે રાણીઓની આંખો હર્ષનાં આંસુથી ભીની થઇ ગઈ. તેમનો સ્વર ગદ્ગદ થઈ ગયો...સુરસુંદરીએ કહ્યું :

'તમે મને જે સ્નેહનું અમૃતપાન કરાવી રહ્યાં છો, તે હું કયારેય ભૂલી શકીશ નહીં...મેં તમને પહેલા દિવસે શણગાર સજવાની ના પાડી હતી...તેનું કારણ બતાવું ?'

'હા હા, જરૂર બતાવો.'

'પતિના વિરહકાળમાં હું શણગાર સજવાનું પસંદ નથી કરતી ! વળી, મને બાહ્ય શણગાર સજવાનો ઉમળકો પણ નથી જાગતો...પરંતુ આજે તો તમને ના નહીં પાડું !'

ચારે રાણીઓ પ્રસન્ન થઈ ગઈ. તેમણે સુરસુંદરીને શ્રેષ્ઠ વસ્ત્રો પહેરાવ્યાં, મૂલ્યવાન સુંદર અલંકારોથી શણગાર કર્યો. સુરસુંદરીનું રૂપ શતગુણ વધી ગયું.

'હવે હું તમને આપણો સ્ત્રીઓનો આધ્યાત્મિક શણગાર બતાવું !'

'બતાવો...બતાવો...' ચારે રાણીઓ સુરસુંદરીની સામે ગોઠવાઈ ગઇ.

આપણે 'સમ્યગ્દર્શન'ની સુંદર સાડી પહેરવી જોઇએ. સમ્યગ્દર્શન એટલે શ્રદ્ધા! વીતરાગ-સર્વજ્ઞ પરમાત્મા ઉપર, મોક્ષમાર્ગે ચાલતા સંયમી સદ્ગુરુઓ ઉપર અને સર્વજ્ઞભાષિત ધર્મ ઉપર શ્રદ્ધા સ્થાપિત કરવી ...આ શ્રદ્ધાનાં ચીર, આપણો પહેલો શણગાર છે.

'આપણાં સ્ત્રીઓનાં વસ્ત્રોમાં મહત્ત્વનું વસ્ત્ર છે કંચુક. દયા-કરુણાનો કંચુક પહેરવાનો છે! સ્ત્રી કરુણાની મૂર્તિ હોય...ક્ષમાની મૂર્તિ હોય...

આપણા ગળામાં શીલનો નવલખો હાર શોભતો હોય! આપણો આ કિમતીમાં કિમતી હાર છે. પ્રાણ જાય તો ભલે જાય, આપણું શીલ ન લુટાવું જોઇએ.

આપણા મસ્તકે તિલક જોઇએ ને? તપશ્ચર્યાનું તિલક જોઇએ. આપણા જીવનમાં નાની-મોટી કોઇને કોઇ તપશ્ચર્યા જોઇએ.

આ તમે રત્નો અને મણિથી મઢેલાં મને કંગન પહેરાવ્યાં છે ને? એ વધારે ત્યારે શોભે જો હું આ બે હાથથી સુપાત્ર-દાન આપું! અનુકંપા-દાન આપું! આપણા હાથ દાનથી શોભે. દાન એ જ આપણાં સાચાં કંગન છે...

આપણા ઓષ્ઠ પાન-તાંબૂલથી લાલ કરીએ છીએ, પરંતુ ખરેખર તો સત્ય અને પ્રિય વાણી આપણું તાંબૂલ

જોઈએ...આપણી વાણી અસત્ય અને અપ્રિય ન હોવી જોઈએ. મારી ચારે ભાભીઓની વાણી કેવી મધુર છે? કેવી સત્ય અને હિતકારિણી છે? માટે તો હું તમને મોહી પડી!'

ચારે રાણીઓ શરમાઈ ગઈ. તેમની દૃષ્ટિ જમીન પર ખોડાઈ ગઈ...સુરસુંદરીએ પ્રેમથી ચારેનાં મુખ ઊંચાં કર્યાં, અને પોતાની વાત આગળ લંબાવી.

'મારી આંખોમાં તમે કાજળ આંજ્યું ને? હવે મારી આંખો વધુ સુંદર લાગે છે ને? એથીય વધુ સુંદર તમારી આંખો મને દેખાય છે...કારણ કે તમારી આંખોમાં લજ્જાનું કાજળ અંજાયેલું છે...! સ્ત્રીની આંખોમાં લજ્જા હોય છે તે બીજાના હૈયામાં વસી જાય છે. શણગાર સજવાનો હેતુ પણ બીજાના હૈયે વસી જવાનો જ હોય છે.'

'અહો...કેવો ગુણનિષ્પન્ન શણગાર તમે બતાવ્યો બહેન! સ્ત્રીનો આ જ સાચો શણગાર છે...અને આ સાંભળ્યા પછી મને સમજાયું કે તમે શા માટે શણગાર સજવાની ના પાડતાં હતાં...'

'આવો અદ્ભુત શણગાર...ગુણોનો શણગાર તમે સજેલો જ છે...પછી આ બધો બાહ્ય શણગાર તમને ના જ આકર્ષે!' બીજી રાણી બોલી ઊઠી.

'એક વાત મને સમજાણી નહીં...' ત્રીજી રાણી બોલી.

'કઈ વાત?' સુરસુંદરીએ પૂછ્યું.

'પતિના વિરહકાળમાં સ્ત્રીએ બાહ્ય શણગાર ન સજવો જોઈએ તે!'

'એ વાત તમને સમજાવું. આ દુનિયામાં શીલવતી નારી માટે મોટામાં મોટો શત્રુ હોય તો તે તેનું રૂપ છે. આ દુનિયાના મોટા ભાગના પુરુષો પરસ્ત્રીના રૂપમાં મોહિત થતા હોય છે. મોહાન્ધ પુરુષ પરસ્ત્રીના શીલને લૂંટવા તૈયાર થઈ જતા હોય છે. હવે, જો રૂપવતી નારી પતિની અનુપસ્થિતિમાં શણગાર સજે તો એના શીલ માટે મોટો ભય ઊભો થાય કે નહીં?'

'એવો કોઈ લંપટ મારી પાસે આવી ચઢે તો ટીપીને રોટલો જ બનાવી દઉં!' ત્રીજી રાણી બોલી ઊઠી.

'તમે વિદ્યાધર-સ્ત્રીઓ છો. તમારી પાસે વિદ્યાશક્તિઓ છે...તમે એવા લંપટ પુરુષોનો સામનો કરી શકો એમ છો. પરંતુ જે સ્ત્રી પાસે વિદ્યાશક્તિ ન હોય કે શારીરિક બળ ન હોય...તેનું શું થાય?'

'એ વાત બરાબર છે. સાવધાનીની દૃષ્ટિએ, પરપુરુષોની આંખોમાં વિકાર પેદા કરે તેવા શણગાર ન સજવા જોઈએ.' રાણીઓને સુરસુંદરીની વાત ગળે ઊતરી ગઈ.

'અરે, શણગાર ન સજ્યા હોય છતાં રૂપ પર મોહિત થઈ જાય છે ને પુરુષો...? તો પછી શણગાર સજ્યા હોય તેના પર મોહિત થતાં વાર કેટલી? પતિની અનુપસ્થિતિનો લાભ ક્યારેક પતિના જ મિત્રો ઉઠાવતા હોય છે...પતિનો માલિક હોય તો તેની દૃષ્ટિ પણ બગડે છે...આ વિષયમાં મને એક વાર્તા યાદ આવે છે...'

'કહોને એ વાર્તા! તમે ક્યાં સાંભળેલી?'

'મારી ગુરુમાતા સાધ્વી સુવ્રતા પાસે...મને ધાર્મિક અધ્યયન પણ એમણે જ કરાવેલું.'

'એ વાર્તા તો હવે કહેવી જ પડશે...' ચારે રાણીઓ વાર્તા સાંભળવા આતુર થઈ ગઇ. સુરસુંદરીએ વાર્તાનો પ્રારંભ કર્યો.

વસંતપુર નામનું નગર હતું.

તે નગરમાં એક સમૃદ્ધ શ્રેષ્ઠિ વસતો હતો, તેનું નામ હતું શ્રીદત્ત.

શ્રીદત્તની પત્ની 'શ્રીમતિ' શીલવતી અને ગુણવતી હતી.

શ્રીદત્તને રાજપુરોહિત સુરદત્ત સાથે ગાઢ મિત્રતા હતી. બંનેને એકબીજા પર સંપૂર્ણ વિશ્વાસ હતો. એક દિવસ શ્રીદત્તે વ્યાપાર માટે પરદેશ જવાનો નિર્ણય કર્યો. તેણે સુરદત્તને કહ્યું :

'મિત્ર, હું પરદેશ જાઉં છું. જો કે જેમ બને તેમ હું શીઘ્ર પાછો આવીશ...પરંતુ મારી અનુપસ્થિતિમાં મારા ઘરની તારે સંભાળ રાખવાની છે. શ્રીમતિને કોઈ આપત્તિ ન પડવી જોઇએ.'

સુરદત્તે કહ્યું : 'શ્રીદત્ત, તું તારે નિશ્ચિંત રહેજે. ખૂબ ધનાર્જન કરીને વહેલો વહેલો પાછો આવજે. તારા ઘરની હું સંપૂર્ણ સંભાળ રાખીશ.'

શ્રીદત્ત પરદેશ ગયો.

સુરદત્ત પ્રતિદિને શ્રીમતિ પાસે જવા લાગ્યો.

શ્રીમતિ જે કામ બતાવતી હતી તે પ્રસન્નચિત્તે કરતો હતો. શ્રીમતિ પાસે બેસતો હતો. વાતો પણ કરતો... એમ કરતાં એક દિવસ શ્રીમતિના રૂપમાં તે મુગ્ધ બન્યો. તેના ચેનચાળા વધવા લાગ્યા. એક દિવસ સાંકેતિક શ્લોકમાં તેણે શ્રીમતિ આગળ પ્રેમની યાચના કરી.

काले प्रसुप्तस्य जनार्दनस्य मेघांधकारासु च शर्वरीषु ।
मिथ्या न वक्ष्यामि विशालनेत्रे ! ते प्रत्ययाय प्रथमाक्षरेषु ॥

'હે વિશાળ નેત્રવાળી સ્રી ! મેઘથી અંધકારવાળી ચોમાસાની રાત્રીમાં 'હું તને ઇચ્છું છું.' તે હું જુઠું નથી કહેતો. પ્રતીતિ માટે શ્લોકના ચારે પાદના પ્રથમ અક્ષરોથી 'कामेसि ते' મેં જણાવ્યું છે.'

શ્રીમતિ ચેતી ગઇ ! એ પણ વિદુષી હતી. તેણે પણ સાંકેતિક શ્લોકમાં પ્રત્યુત્તર આપ્યો :

नेह लोके सुखं किञ्चित् च्छादितस्यांहसा भृशम् ।
मितं च जीवितं नृणां तेन धर्मे मतिं कुरु ॥

'હે પુરોહિત, આ લોકમાં પાપથી અત્યંત આચ્છાદિત થયેલા માનવીને થોડું પણ સુખ હોતું નથી. મનુષ્યનું જીવન ક્ષણભંગુર છે. માટે ધર્મમાં જ બુદ્ધિ રાખ.' શ્લોકના ચાર પાદોના પ્રથમ અક્ષરો 'नेच्छामि ते'થી 'હું તને ઇચ્છતી નથી' એમ જવાબ આપી દીધો.

એ દિવસે તો પુરોહિત ચાલ્યો ગયો, પરંતુ તેણે પોતાના મનમાં નિર્ણય કર્યો કે કોઈ પણ રીતે શ્રીમતિને વશ કરવી. શ્રીમતિએ પોતાના મનમાં નિર્ણય કર્યો કે કોઈ પણ ભોગે પુરોહિતને વશ ન થવું !

બીજા દિવસે તો પુરોહિતે નિર્લજ્જ બનીને શ્રીમતિ પાસે ભોગ–પ્રાર્થના કરી. શ્રીમતિએ એને ખૂબ સમજાવ્યો, પણ એ તો શ્રીમતિના પગમાં પડી ગયો...શ્રીમતિએ એક યોજના પોતાના મનમાં ઘડી કાઢી અને એને કહ્યું: ‘આજે રાત્રે પહેલા પ્રહરમાં આવજે...’

પુરોહિત નાચી ઊઠયો...રાજી થઈને પોતાના ઘેર ગયો. શ્રીમતિએ શણગાર સજ્યા અને નગરના સેનાપતિ ‘ચન્દ્રધવલ’ પાસે ગઈ. સેનાપતિને કહ્યું: ‘મારા પતિનો મિત્ર સુરદત્ત પુરોહિત મારા પ્રત્યે રાગી બન્યો છે... ને મારા પર બળાત્કાર કરવા તૈયાર થયો છે...તો તમે મને બચાવો...’

સેનાપતિ શ્રીમતિનું અદ્ભુત રૂપ જોઈ એના પર મોહિત થઈ ગયો. સેનાપતિએ કહ્યું: ‘સુંદરી, તું ચિંતા ન કર. એ પુરોહિતના બચ્ચાને હું ઠેકાણે પાડી દઈશ... પરંતુ તું મારી પ્રિયા બની જા...હું તારા પર...તારા રૂપ પર મુગ્ધ બન્યો છું...કહે, હું તારી હવેલીએ કયારે આવું?’

શ્રીમતિ તો સેનાપતિની વાત સાંભળી ડઘાઈ જ ગઈ...‘અરે, આ તે રક્ષક કે ભક્ષક?’ તેણે સેનાપતિને ઘણી શિખામણ આપી...પણ સેનાપતિ ન સમજ્યો...છેવટે શ્રીમતિએ તેને રાત્રિના બીજા પ્રહારના પ્રારંભે આવવાનું આમંત્રણ આપ્યું.

ત્યાંથી શ્રીમતિ પહોંચી રાજ્યના મહામંત્રી મતિધન પાસે. તેણે જઈને મંત્રીને કહ્યું: ‘મહામંત્રી, તમે મારી

રક્ષા કરો. સેનાપતિ મારું શીલ લૂંટવા તૈયાર થયો છે... મારા પતિની અનુપસ્થિતિમાં તમે મારી રક્ષા કરો.'

મહામંત્રી તો શ્રીમતિનું રૂપ જોઈ પોતે જ કામાંધ બની ગયો હતો! તેણે કહ્યું : 'શ્રીમતિ, એ સેનાપતિને તો કાલે જ હાથીના પગ નીચે કચડાવી નાંખીશ... તું નિર્ભય રહે...પરંતુ તારે મને તારું યૌવન માણવા દેવું પડશે...તું જે માગીશ તે તને આપીશ...બસ, એક વાર તારા દેહનું સુખ આપ...'

શ્રીમતિ હેબતાઈ જ ગઇ. તેણે મહામંત્રીને ધૂત્કારી કાઢયો...છતાં મહામંત્રી તેને કરગરવા લાગ્યો...કંઈક વિચારીને શ્રીમતિએ તેને રાત્રિના ત્રીજા પ્રહરમાં પ્રારંભમાં પોતાની હવેલીએ આવવાનું કહ્યું. મહામંત્રી રાજી રાજી થઇ ગયો.

શ્રીમતિ ત્યાંથી સીધી રાજા શ્રીપતિ પાસે પહોંચી. રાજાનો વિનય કરી તેણે કહ્યું : 'મહારાજા, મહામંત્રી મારા પર મોહી પડચો છે...ને મારા ઘરમાં આવવાનું કહે છે...આપ એને રોકો...મારી રક્ષા કરો...'

રાજા શ્રીપતિ પોતે જ શ્રીમતિ પર મોહી પડચો હતો. તેણે કહ્યું : 'તું નિશ્ચિત રહે. મહામંત્રીને શૂળી પર ચઢાવી દઇશ...પણ તારી સાથે મને શય્યાસુખ મળવું જોઇએ...હું તારાં રૂપ–યૌવન પર મોહિત થયો છું...તું ઇચ્છે તો તને મારી રાણી બનાવી દઉં...નહીંતર એક વાર તું મને તારી હવેલીમાં બોલાવ...'

શ્રીમતિને ક્ષણભર લાગ્યું કે એના પગ નીચેથી ધરતી સરકી રહી છે...છતાં ધીરતા ધારણ કરીને તેણે રાજાને ખૂબ સમજાવ્યો...પરંતુ રાજા ન જ સમજ્યો... ત્યારે શ્રીમતિએ કહ્યું : 'ભલે, આપ આજે રાત્રે ચોથા પ્રહરના પ્રારંભે પધારજો...'

શ્રીમતિ પોતાની હવેલીએ આવી ગઈ. તેણે પુરોહિતને, સેનાપતિને, મહામંત્રી અને રાજાને બરાબરનો બોધપાઠ આપી દેવાની સુંદર યોજના વિચારી લીધી.

તે પોતાની પડોસણ પાસે ગઇ અને તેને સો સોનામહોરો આપીને કહ્યું : 'બહેન, મારું એક કામ કરીશ?' પડોસણે કહ્યું : 'એક નહીં બે કામ કરીશ...'

'તો સાંભળ, આજે રાત્રીની ચાર ઘડી બાકી રહે ત્યારે તું મારી હવેલીનાં દ્વાર ખખડાવજે. છાતીફાટ રુદન કરજે...દરવાજો ખોલાવજે. પછી મને કહેજે : 'લે વાંચ આ પત્ર...તારો પતિ પરદેશમાં મરી ગયો...' બસ, પછી તું જતી રહેજે. બોલ, કરીશને આટલું કામ?' પડોસણે હા પાડી.

શ્રીમતિએ ઘરમાંથી એક મોટો પટારો શોધી કાઢયો. એ પટારાનાં ચાર મોટાં ખાનાં હતાં અને દરેક ખાનાનો દરવાજો જુદો જુદો હતો. પટારાને પરિચારિકા પાસે ઘસડાવીને શયનખંડમાં ગોઠવાવી દીધો. પરિચારિકાને કહ્યું : 'જો સાંભળ, સંધ્યા પછી પુરોહિત અહીં આવશે. તેને ખૂબ આદર આપીને મારા શયનખંડમાં લઇ આવજે.

પછી હું તને આજ્ઞા કરું તેમ એક પછી એક કામ કરતી જજે...પહેલો પ્રહર એ રીતે વીતાવી દેવાનો છે!' પરિચારિકા ચતુર હતી. શ્રીમતિની વાત સમજી લીધી.

રાત્રીનો અંધકાર છવાયો અને પુરોહિત આવી પહોંચ્યો. દાસીએ સ્વાગત કર્યું. શયનખંડમાં લઇ આવી. શ્રીમતિએ સોળ શણગાર સજ્યા હતા...આંખોના કટાક્ષ કરીને પુરોહિતના મનને વીંધી નાંખ્યું. પુરોહિત લાખ સોનૈયાની કિંમતનાં રત્નો લઈને આવ્યો હતો. તેણે રત્નો શ્રીમતિને આપ્યાં. શ્રીમતિએ રત્નોને ઠેકાણે મૂકી દીધાં. દાસીને કહ્યું : 'પુરોહિતજીના શરીરે તેલથી અભ્યંગન કરજે, પછી ઉષ્ણ જલથી સ્નાન કરાવજે...ત્યાર બાદ ભોજન કરાવજે અને પછી મારી પાસે લઇ આવજે.'

પરિચારિકાએ એક પ્રહર સુધી પુરોહિતને રમાડયા કર્યો...બીજા પ્રહરનો પ્રારંભ થયો...ને હવેલીનો દરવાજો ખખડયો...પુરોહિત ગભરાયો. શ્રીમતિ દરવાજે જઈને પાછી આવી.

'કોણ આવ્યું છે?' પુરોહિતે પૂછ્યું.

'સેનાપતિ!'

'હેં? અત્યારે...સેનાપતિ? મારું શું થશે? મને બચાવ...'

'કેવી રીતે બચાવું?'

'ગમે ત્યાં છુપાવી દે...તારા પગે પડું છું...'

'તો આ પટારામાં ઘૂસી જા...'

પુરોહિતને પટારાના એક ખાનામાં ઘુસાડીને તાળું મારી દીધું! હવેલીનો દરવાજો ખોલ્યો. સેનાપતિજીનું સ્વાગત કર્યું...સેનાપતિ પણ મૂલ્યવાન રત્નો લઇને આવ્યો હતો. શ્રીમતિએ રત્નો લઇને તિજોરીમાં મૂકી દીધાં...અને પછી સેનાપતિની સેવા–ભક્તિ શરૂ કરાવી... બીજો પ્રહર પૂરો થઈ ગયો! અને હવેલીના દરવાજે ટકોરા પડયા.

સેનાપતિ ગભરાયો. તેણે પૂછયું: 'કોણ આવ્યું હશે?'

શ્રીમતિ દરવાજે જઇને પાછી આવી. 'મહામંત્રી આવ્યા છે...'

'હેં? મરી ગયો...મને બચાવ...હવેલીમાં કયાંક છુપાવી દે મને...'

શ્રીમતિએ સેનાપતિને પટારાના બીજા ખાનામાં પૂરી દીધો અને તાળું મારી દીધું.

હવેલીનો દરવાજો ખોલ્યો. મહામંત્રીની પધરામણી થઈ! સ્વાગત થયું. મહામંત્રી નવલખો હાર ભેટ આપવા લાવ્યા હતા. શ્રીમતિએ હાર લઈને તિજોરીમાં મૂકી દીધો અને મહામંત્રીની સેવા–ભક્તિ શરૂ કરાવી...એક પ્રહર સુધી સેવા ચાલતી રહી...ચોથા પ્રહરની શરૂઆત થઈ... ને દરવાજો ખખડયો...મહામંત્રી ગભરાયો...'કોણ હશે?' શ્રીમતિ દરવાજે જઇને પાછી આવી. 'મહારાજા પધાર્યા છે...'

'હેં? મહારાજા? મરી ગયો...બચાવ મને...ગમે ત્યાં છુપાવી દે...તારા પગમાં પડું છું...'

શ્રીમતિએ મહામંત્રીને પટારાના ત્રીજા ખાનામાં પૂરી દીધો ને તાળું મારી દીધું.

દરવાજો ખોલ્યો. મહારાજા હવેલીમાં દાખલ થયા. શ્રીમતિએ સ્વાગત કર્યું. રાજાએ મૂલ્યવાન અલંકારો ભેટ આપ્યાં. શ્રીમતિએ અલંકારોને તિજોરીમાં મૂકી દીધાં. મહારાજાની સેવા–ભક્તિ શરૂ થઈ...બે ઘડી પસાર થઈ ન થઈ...ત્યાં તો હવેલીની બહાર કોઈ સ્ત્રી છાતીફાટ રુદન કરતી આવી...હવેલીનાં દ્વાર જોરજોરથી ખખડાવતી બોલી : 'અરે...શ્રીમતિ...દરવાજો ખોલ...ખૂબ માઠા સમાચાર છે...તારો પતિ પરદેશમાં જ મરી ગયો...જલ્દી દ્વાર ખોલ...'

શ્રીમતિ ધડામ્ કરતી જમીન પર પટકાઈ પડી... ને ઘોર રુદન કરવા લાગી...રાજા ગભરાયો...તેણે કહ્યું : 'પહેલાં તું મને ક્યાંક સંતાડી દે...પછી દ્વાર ખોલજે...'

શ્રીમતિએ પટારાના ચોથા ખાનામાં રાજાને પૂર્યો અને તાળું મારી દીધું ! દાસીને કહ્યું : 'બસ, કામ પતી ગયું ! હવે બે ઘડી આપણે વિશ્રામ કરી લઈએ... સવારની વાત સવારે...!'

બંને સૂઈ ગઈ.

સવારે નગરમાં વાત પ્રસરી ગઈ કે 'શ્રીદત્ત શ્રેષ્ઠિ પરદેશમાં મૃત્યુ પામ્યા છે.' રાજાના રાજ્યમાં નિયમ હતો કે પુત્રરહિત માણસ મરી જાય તો એની સંપત્તિ રાજા લઈ લે.

રાજપુરુષો રાજમહેલમાં ગયા...પણ રાજમહેલમાં મહારાજા ન હતા. મહારાણીને કહ્યું : 'શ્રીદત્ત શ્રેષ્ઠિ અપુત્રીયા મરી ગયા છે. તેમની સંપત્તિ મંગાવી લેવી જોઇએ...' રાણીએ રાજાની તપાસ કરાવી...પણ ક્યાંથી મળે રાજા ? મહામંત્રીની તપાસ કરાવી...તે પણ ન મળ્યા...સેનાપતિ અને પુરોહિત પણ ન મળ્યા...રાજ-પુરુષોને આશ્ચર્ય થયું. રાણીએ કહ્યું : 'કોઈ મહત્ત્વના કાર્ય અંગે ચારે જણા કોઇ ગુપ્ત જગ્યાએ ગયા લાગે છે. તમે જાઓ અને શ્રીદત્ત શેઠની સંપત્તિ મારી પાસે લઈ આવો.'

રાજપુરુષો શ્રીદત્તની હવેલીએ પહોંચ્યા. શ્રીમતિને કહ્યું : 'શેઠની સંપત્તિ લેવા અમે આવ્યા છીએ.'

'ભાઇઓ, લઈ જાઓ બધી જ સંપત્તિ. આ પટારામાં શેઠ બધી જ સંપત્તિ મૂકી ગયા છે...આખો પટારો જ લઇ જાઓ...'

રાજપુરુષો પટારો ઉપાડવા લાગ્યા...પટારો ખૂબ ભારે હતો...ખુશ થઇ ગયા...'પટારામાં અઢળક સંપત્તિ લાગે છે !'

પટારો રાજમહેલમાં મહારાણી પાસે લઇ જવામાં આવ્યો. મહારાણીએ વિચાર કર્યો : 'મહારાજા આવીને પટારો ખોલે, એ પહેલાં હું ખોલીને મને ગમે તે અલંકારો કાઢી લઉં !' રાજપુરુષો પાસેથી પટારાની ચાવીઓ લઈ લીધી.

રાણીએ પહેલું ખાનું ખોલ્યું...કે ઝટ અંદરથી પુરોહિતજી બહાર નીકળ્યા ! રાણી ચમકી ગઈ...

'આ શું ? તમે પટારામાં ક્યાંથી !' રાણીએ પૂછ્યું.

'મહાદેવી, હજુ બીજાં તાળાં ખોલો...પછી મને મારા ગુનાની સજા કરજો...'

રાણીએ બીજું ખાનું ખોલ્યું...સેનાપતિજી પ્રગટ થયા !

રાણીએ ત્રીજું ખાનું ખોલ્યું...મહામંત્રીજી નીકળી આવ્યા !

રાણીએ ચોથું ખાનું ખોલ્યું...મહારાજા પ્રગટ થયા !

સૌનાં મોઢાં વીલાં પડી ગયાં હતાં...રાણીની આંખમાંથી રોષનાં અંગારા વરસતા હતા...રાજાએ પુરોહિત વગેરેને રવાના કરીને રાણીની સમક્ષ પોતાનો અપરાધ કબૂલી લીધો.

શ્રીમતિને બહુમાનપૂર્વક રાજમહેલમાં બોલાવીને, ક્ષમા માગી, તેને ઉત્તમ વસ્ત્રાલંકારોથી વિભૂષિત કરી...

જ્યારે શ્રેષ્ઠિ શ્રીદત્ત પરદેશથી આવ્યો...શ્રીમતિએ બધી વાત કરી...બંને પતિ-પત્ની ખૂબ હસ્યાં !

સુરસુંદરીએ વાર્તા પૂર્ણ કરી.

'બસ, સ્ત્રી તો આવી શ્રીમતિ જેવી હોવી જોઈએ !' ચારે રાણીઓ બોલી ઊઠી.

'હવે ભોજનનો સમય થઈ ગયો છે...મારા ભાઈ રાહ જોતા બેઠા હશે !'

'ચાલો...ચાલો...આજે તો ભોજન ખૂબ ભાવશે... વાર્તાની જેમ !'




સુરસુંદરીના સુરસંગીત નગરમાં છ મહિના વીતી ગયા હતા. રત્નજટીના પરિવાર સાથે તેના આત્મીય સંબંધ બંધાઇ ગયા હતા.

રત્નજટી સાથે, તેની ચાર રાણીઓ સહિત અનેક તીર્થોની યાત્રાઓ કરી હતી. યાત્રાપ્રવાસમાં રત્નજટી સાથે વિવિધ પ્રકારની તત્ત્વચર્ચાઓ થતી હતી. નિયમિત રત્નજટીને ભોજન કરાવતાં પણ રત્નજટી સાથે અનેક વિષયો પર વાર્તાલાપ થતો રહેતો હતો...રત્નજટી મુક્ત મનથી વાતો કરતો હતો પરંતુ એનું મન નિર્મળ હતું. તેના હાસ્યમાં પણ નરી નિર્દોષતા જ ટપકતી હતી.

તેની આંખોમાંથી નિર્મળ સ્નેહની સરવાણી વહેતી હતી. તેનું મન સદૈવ સુરસુંદરીના ગુણોનું મનન કરતું રહેતું હતું. લગભગ એક વર્ષથી પતિનો વિયોગ સહન કરતી એ મહાસતી નારીએ પોતાના શીલનું અદ્‌ભુત જતન કર્યું હતું...રત્નજટી સુરસુંદરીના જીવનમાં આવી ગયેલા દુઃખના ઝંઝાવાતોના વિચારોમાં ક્યારેક ખોવાઇ જતો. સુરસુંદરી પ્રત્યે તીવ્ર સહાનુભૂતિથી તેનું હૃદય ભરાઇ જતું...જ્યારે પિતા – મુનિરાજનાં વચનો યાદ આવતાં ત્યારે...તેનું મસ્તક અહોભાવથી સુરસુંદરીના ચરણે નમી પડતું હતું.

રત્નજટી યુવાન રાજેશ્વર હતો, પરંતુ તેનામાં યૌવનનો ઉન્માદ ન હતો. તે પરાક્રમી હતો...છતાં અવિચારી ન હતો. પોતાના મહાન પિતૃકુળની ઉજ્જવલ કીર્તિને ક્યાંય ડાઘ ન લાગી જાય, તે માટે સદૈવ જાગ્રત રહેતો હતો. વચન–પાલનનો તે અતિ આગ્રહી હતો. તેણે સુરસુંદરીને આપેલું વચન તેની સ્મૃતિમાં બરાબર સચવાયેલું હતું. 'તને હું વચન આપું છું...તને હું બહેન માનીશ...તું યાદ રાખજે...હું એક મુનિ–પિતાનો પુત્ર છું!'

છ–છ મહિનાથી રત્નજટી પોતાના વચનનું વિશુદ્ધ પાલન કરી રહ્યો હતો...મન–વચન–કાયાથી પાલન કરી રહ્યો હતો. તેના મનમાં પણ સુરસુંદરી પ્રત્યે વિચાર–વિકાર પ્રગટયો ન હતો! અલબત્ત, એની વૈષયિક ઇચ્છા-ઓની પૂર્તિ કરનારી ચાર–ચાર રૂપવતી અને લાવણ્યમયી

રાણીઓ હતી, પરંતુ એમ તો રાવણના અંતેપુરમાં ક્યાં ઓછી રાણીઓ હતી? હજારો રાણીઓ હતી...છતાં સીતાજી પ્રત્યે તેનું મન વિકૃત નહોતું બન્યું? પુરુષનું મન જ કંઈ વિચિત્ર હોય છે...એ વૈષયિક સુખ નવાં-નવાં પાત્રોમાં શોધતું રહે છે...રત્નજટી એમાં અપવાદ હતો. છતાં તે પોતાના મન પ્રત્યે જાગ્રત હતો.

એ સમજતો હતો કે કર્મપરવશ જીવના વિચારો સ્થિર નથી રહેતા. ક્યારેક વિચારો પવિત્ર હોય તો ક્યારેક અપવિત્ર બની જાય છે. એ જાણતો હતો કે મનુષ્ય ક્યારેક પોતાના મન પર સંયમ રાખી શકે છે...તો ક્યારેક સંયમનો બંધ માટીનો નીકળે છે...વિચારોનો ધસમસતો પ્રવાહ એ માટીના બંધને તોડી નાંખે છે.

અનેક વાર પિતા-મુનિરાજના ધર્મોપદેશમાં તેણે સાંભળેલું હતું કે મોટા મોટા સંયમધર ઋષિ-મુનિઓ પણ સ્ત્રીનું નિમિત્ત પામી વૈચારિક અને શારીરિક પતનની ખાઇમાં ગબડી પડ્યા છે! એ સાંભળતાં એણે પોતાની જાતની સરખામણી પણ કરી હતી...'એ ઉગ્ર સંયમી અને તપસ્વી મુનિવરોના મનોનિગ્રહની તુલનામાં મારો મનોનિગ્રહ તો કોઈ વિસાતમાં નથી...એવા મુનિવરો... કે જેઓ અધ્યાત્મના ઉચ્ચતમ શિખરે ઊભા હતા... તેઓએ પણ મનોનિગ્રહ ખોઈ નાંખ્યો...કોઇ એકાદ મેનકાનું નિમિત્ત પામીને...તો હું કોણ? મારે એવાં પતનનાં નિમિત્તોથી અળગા જ રહેવું જોઇએ.'

આ સાવધાનીને એણે પોતાના જીવનમાં સ્થાન આપ્યું હતું...એટલે જ તો યુવાન રાજેશ્વર હોવા છતાં, તેનું જીવન અકલંક રહ્યું હતું. પોતાની રાણીઓને પૂર્ણ વફાદાર રહ્યો હતો, કોઈ જ પરસ્ત્રીનો તેણે સંપર્ક રાખ્યો ન હતો. કોઇપણ યુવતી કે કોઇ પણ સ્ત્રી સાથે તેણે આત્મીયતા બાંધી ન હતી. જીવનમાં સદાચારનું એ ચુસ્ત-પણે પાલન કરતો હતો. વચન–પાલન અને વફાદારી જેવા માનવીય ગુણોની તેની પાસે સારી સમૃદ્ધિ હતી.

તેણે પોતાના રાજ્યમાં પણ માનવીય ગુણોનો શ્રેષ્ઠ પ્રસાર કર્યો હતો. પ્રજાજનોમાં માનવીય ગુણોનાં પુષ્પો હમેશાં ખીલેલાં રહેતાં હતાં. બાહ્ય સમૃદ્ધિનો તો વિદ્યાધરોની દુનિયામાં પાર જ ન હોય. આંતરગુણ–સમૃદ્ધિ પણ રત્નજટીના રાજ્યમાં પાર વિનાની હતી.

સુરસુંદરી તો અચાનક જ રત્નજટીના જીવનમાં આવી ગઇ હતી. ભારંડ પક્ષીની ચાંચમાંથી છૂટીને જમીન પર પડતી એને ઝીલી લીધી હતી...એના કરુણાસભર હૃદયે ઝિલાવી લીધી હતી એને! બીજાના દુઃખને દૂર કરવાની ઇચ્છા...અને પ્રવૃત્તિ...જીવો પ્રત્યેની સાચી મૈત્રી છે.' આ સત્ય એને આત્મસાત્ હતું...એણે સુરસુંદરીનાં દુઃખ દૂર કર્યાં, એને ભરપુર સુખ આપ્યાં. એના તરફથી એણે કોઈ જ સુખ પામવાની ઇચ્છા ન કરી! દુનિયામાં એક શ્રેષ્ઠ કક્ષાનો ભાઈ પોતાની સહોદરી ભગિનીને જેટલું અને જેવું સુખ આપે, તેટલું અને તેવું સુખ તેણે સુરસુંદરીને આપ્યું.

એના મનમાં ક્યારેક એ પ્રશ્ન ઊઠયો હતો...કે ‘જેની સાથે મારે કોઇ સંબંધ નથી...પરિચય નથી... કોઈ સ્વાર્થ નથી...એના પ્રત્યે મારા હૃદયમાં કેમ સ્નેહ જાગ્યો ? હું શા માટે એને મારા નગરમાં લઇ આવ્યો ? શા માટે મેં એને મારા મહેલમાં રાખી ? શા માટે આટલી બધી આત્મીયતા બંધાઇ ગઈ ? નંદીશ્વરદ્વીપની યાત્રા કરાવીને મેં એને પૂછીને, એને જ્યાં-જે નગરમાં જવું હતું, ત્યાં પહોંચાડી દીધી કેમ નહીં ? એક અપરિચિતા યૌવના પ્રત્યે આવું...ને આટલું બધું આકર્ષણ કેમ જાગી ગયું છે ? ભલે એ આકર્ષણનું માધ્યમ એના ગુણો છે, પરંતુ મારે એનું શું પ્રયોજન છે ? હું તો એને મારી સમગ્રતાથી ચાહવા લાગ્યો છું...મારી રાણીઓ પણ એની સાથે આત્મીયતા બાંધી બેઠી છે...કેમ ? શા માટે ? કોઈ પ્રયોજન વિના શું આવા સંબંધોનાં ફૂલ ખીલી જતાં હશે ?

તો શું જન્મ-જન્માંતરના કોઈ સંબંધોના સંસ્કારો જાગી ગયા હશે ? હા, એમાં વર્તમાન જીવનનાં નામ... કે પરિચયની જરૂર રહેતી નથી ! એમાં કોઇ દેહના રૂપ કે લાવણ્યની પણ જરૂર રહેતી નથી...અવશ્ય જન્મ-જન્માંતરનો જ કોઈ સંબંધ-સંસ્કાર જાગ્યો લાગે છે...’ આ રીતે રત્નજટી સ્વયં જ પોતાના મનના પ્રશ્નોનું સમાધાન કરે છે.

જીવનમાં ઘણુ બધું અણધાર્યું બની જતું હોય છે! આ પણ એક અણધારી ઘટના હતી. અલબત્ત, પૂર્ણ જ્ઞાનીની દૃષ્ટિમાં તો કંઈ જ અણધાર્યું હોતું નથી... અણધાર્યું ને ધારેલું તો અપૂર્ણ માનવીની કલ્પનાઓ છે. નંદીશ્વરદ્વીપથી પાછા ફરતાં રત્નજટીએ ક્યાં ધાર્યું હશે કે આકાશમાંથી એક માનવ-સ્ત્રીને પડતી તે ઝીલી લેશે..,ને એને એ પોતાના મહેલમાં લઈ આવશે!

છ મહિના વીતી ગયા હતા.

એક દિવસ મધ્યાહ્નકાળે ચાર રાણીઓ સુરસુંદરી સાથે સોગટાં રમી રહી હતી. ખેલ જામ્યો હતો. દેશ-કાળનું ભાન ભૂલીને રમત રમી રહી હતી...ત્યાં અચાનક રત્નજટી જઈ ચઢયો...ખંડના દ્વાર પાસે જ ઊભો રહી ગયો. રાણીઓએ કે સુરસુંદરીએ...કોઇએ રત્નજટીને જોયો નહીં. પણ રત્નજટી સુરસુંદરીને જોઇ જ રહ્યો...

રત્નજટીની પ્રેમાળ છત્રછાયામાં અને ચાર-ચાર રાણીઓના સ્નેહભર્યા સાંનિધ્યમાં સુરસુંદરી નિર્ભય... નિશ્ચિત બનીને જીવી રહી હતી. અગિયાર-અગિયાર વર્ષોના રઝળપાટનો થાક ઊતરી ગયો હતો. શરીરની ગ્લાનિ દૂર થઇ ગઇ હતી...દિવ્ય કાન્તિ પ્રગટી ગઈ હતી. તેના દેહનું સૌષ્ઠવ અને મુખનું લાવણ્ય ઇન્દ્રાણીને પણ પરાજિત કરી દે તેવું ખીલી ઊઠયું હતું...

રત્નજટી આજે પહેલી જ વાર સુરસુંદરીના શારીરિક રૂપ-લાવણ્યને વિચારતો હતો! તે તૂર્ત નીચે ઊતરી

ગયો. પોતાના શયનખંડમાં જઈને પશ્ચિમની વાતાયન પાસે જઈને ઊભો રહ્યો. તેનું મન પોકારી રહ્યું હતું : 'હવે બહેનને વહેલામાં વહેલી તકે બેનાતટનગરમાં મૂકી આવ...એમાં જ તારું અને એનું હિત સમાયેલું છે...'

'હું એને કેવી રીતે મૂકી આવું ? એના વિના હું નહીં રહી શકું...એના વિના મારું જીવન શુષ્ક...નીરસ બની જાય...'

'જો નહીં મૂકી આવે...ને તારા મનમાં પાપ જાગી ગયું તો ? પેલા ધનંજય અને ફાનહાનની નવી આવૃત્તિ બની જઈશ તો ?'

'ના, ના...એવું તો કલ્પાંતકાળે પણ નહીં કરે આ રત્નજટી...હું એક મહાન મુનિ-પિતાનો પુત્ર છું ! એ મારી ભગિની છે...મારી વ્હાલી બહેન છે...હું ભાઈ જ રહીશ...એ મારી બહેન જ રહેશે...'

'રત્નજટી, છ મહિનામાં...એક દિવસ પણ...એની સાથે તને એકાંત નથી મળ્યું...માટે તું એના પ્રત્યે 'બહેન'નો ભાવ ટકાવી શક્યો છે...અચાનક કોઈ પાપ-કર્મનો ઉદય આવશે...ને એકાંત મળી જશે...ત્યારે તું તારી જાત પર સંયમ ન રાખી શક્યો તો ?'

'મને મારી જાત પર વિશ્વાસ છે...હું એ વિશ્વાસને ગુમાવવા નથી માગતો...એકાંતમાં પણ મારી એ બહેન ...બહેન જ રહેશે ! એના માટે હું ભાઈ જ રહીશ...મારે માનસિક નબળાઈના ભોગ ન જ બનવું જોઈએ...હું એને અહીં જ રાખીશ...મારા પરિવારના માનસરોવરમાં

એ રાજહંસી બનીને આવી છે...એના વિનાનું મારું સરોવર શોભાહીન બની જશે...'

'તું તારા જ હૃદયનો વિચાર કરીશ રત્નજટી? શું એ બહેનને એનો પતિ યાદ નહીં આવતો હોય? તું કેમ ભૂલી જાય છે પિતા મુનિરાજની ભવિષ્યવાણી? તારું પાપકર્મ ઘણુંઘણું ભોગવાઇ ગયું છે સુરસુંદરી. તને બેનાતટનગરમાં તારા પતિનું મિલન થશે...'

અને રત્નજટીની આંખો સજલ બની ગઇ...

'મારે બહેનના સુખનો વિચાર કરવો જોઇએ... સ્ત્રીના જીવનનું મોટામાં મોટું સુખ એનો પતિ હોય છે. મારે હવે થોડા દિવસોમાં જ એને બેનાતટનગરમાં પહોંચાડી દેવી જોઇએ...એના વિના...'

રત્નજટી પલંગમાં પછડાઇ પડયો...ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો...તેનું મન ખૂબ ઉદ્વિગ્ન થઈ ગયું...વિયોગની કલ્પનાએ એને હચમચાવી નાંખ્યો. વળી વિચારોએ એને જકડી લીધો...

'હું એને કહીશ...બહેન, તારા પતિને લઇને ફરી તું અહીં આવજે...પછી તું અહીં જ રહી જજે...હું અમરકુમારને મારું અડધું રાજ્ય આપી દઈશ...વિદ્યાશક્તિઓ આપીશ...તે માની જશે...બસ, પછી તારો ક્યારેય વિયોગ નહીં થાય...હા, હમણાં તો તને હું બેનાતટનગરમાં પહોંચાડી દઇશ...ત્યાં તને અમરકુમાર અવશ્ય મળશે...પણ પતિ મળ્યા પછી ભાઇને ભૂલી તો

નહીં જાય ને ? હું તો તને આ ભવમાં એક ક્ષણ પણ નહીં ભૂલી શકું...તારા ગુણોને યાદ કરી કરીને...'

રત્નજટીની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. તે સ્વગત બોલવા લાગ્યો :

'પરંતુ મારી વહાલી બહેન...તને હું કઇ જીભથી કહીશ...કે ચાલ તને હું બેનાતટનગરે પહોંચાડું...ના ના, મારી જીભના હજાર ટુકડા થઈ જાઓ...હું તને નહીં કહી શકું...'

'ઓ હો...લાગણી અને કર્તવ્ય વચ્ચે કેવો ઘોર સંઘર્ષ જાગી ગયો મારા મનમાં ? સ્નેહ તને દૂર કરવાની કલ્પના પણ નથી કરવા દેતો...કર્તવ્ય તને દૂર લઇ જવાની ફરજ પાડે છે...સ્નેહમાં મારો વિચાર મુખ્ય બન્યો છે... કર્તવ્યમાં તારો વિચાર પ્રધાન છે...પણ વ્હાલી બહેન, હું સ્વાર્થી નહીં બનું...મારું હૃદય ભલે ચીરાઇ જાય... હું તારા સુખનો જ વિચાર કરીશ...તને બેનાતટનગરે પહોંચાડીશ...તું સુખી થા મારી લાડકવાયી બહેન...બસ, ક્યારેક તારા આ અભાગી ભાઈને યાદ કરજે...'

રત્નજટીના રુદને મહેલના પથ્થરોને પીગળાવી દીધા હશે...

સોગટાં રમતાં રમતાં સુરસુંદરીનું હૃદય ભારેભારે થવા લાગ્યું. એનું મન કોઈ અવ્યક્ત અજંપો અનુભવવા લાગ્યું. સોગટાં ખોટાં પડવા લાગ્યાં...રાણીઓએ એની સામે જોયું...ને ચોંકી પડી...

'બહેન...તમારા સુખ પર ગ્લાનિ કેમ ?'

'મને સમજાતું નથી...મને કંઇ ગમતું નથી.'

'તો આપણે રમત બંધ કરી દઇએ...તમને સુખ ઊપજે તેમ કરીએ...'

રાણીઓએ રમત સમેટી લીધી. ચારે રાણીઓ ચિંતા-ગ્રસ્ત થઇ ગઈ.

'બહેન ઉદ્યાનમાં ફરવા જવું છે ?'

'બહેન કોઇ પેય લઇ આવું ?'

'બહેન થોડી વાર સૂઇ જવું છે ?

'બહેન માથું દબાવી દઉં ?'

સુરસુંદરીના અજંપાએ ચારે રાણીઓને ઉદ્વિગ્ન કરી દીધી...સુરસુંદરીએ ચારેની સામે જોયું...

'કહો બહેન શું કહેવા ઇચ્છો છો ?'

'મારે મારા ભાઇ પાસે જવું છે...મને શીઘ્ર લઇ જાઓ. મને તેઓ યાદ કરે છે...'

સુરસુંદરી ઊભી થઈ ગઇ...ચારે રાણીઓ સાથે ત્વરિત ગતિએ તે નીચે ઊતરી આવી...રત્નજટીના શયન-ખંડનું દ્વાર બંધ હતું...દ્વાર પાસે આવીને સુરસુંદરી ઊભી રહી ગઈ. તેણે પોતાના બંને હાથ દ્વાર પર મૂકયા ને ચીસ પાડી ઊઠી... 'ભાઇ...દ્વાર ખોલો...' તેની આંખો-માંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. તે દ્વાર પાસે જ બેસી પડી. ચાર રાણીઓ પણ રડી પડી...સુરસુંદરીની પાસે બેસી ગઇ.

રત્નજટીએ સ્વસ્થ બનીને દ્વાર ખોલ્યું....

સુરસુંદરી એકદમ ઊભી થઈ ગઈ....તેણે રત્નજટીના બે ખભા પકડી લીધા....ને આંખોમાં આંખો પરોવીને ઊભી રહી.

'ભાઈ, તમે મને યાદ કરતા હતા ?'

'હા બહેન....પળ-પળ તને યાદ કરું છું....' રત્નજટીએ સ્વસ્થતા ખોઈ નાંખી....લાલ-લાલ આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં...



'આટલો બધો વિષાદ શા માટે ભાઇ ?'

'ભવિષ્યના વિચારોનો ઝંઝાવાત આવી ગયો...'

'એવા તે કેવા વિચારો આવી ગયા ? જો કહેવા યોગ્ય હોય તો...'

'તારાથી કોઇ વાત છુપાવવા જેવી જ નથી બહેન...!'

'તો પછી કહી દો. વિચારોને વ્યક્ત કરી દેવાથી હૃદય હળવું બને છે.'

'તારા વિયોગના વિચારો આવી ગયા... તને હવે બેનાતટનગરે પહોંચાડવી પડશે ને ?'

ચાર રાણીઓ ભાઈ–બહેનને વાતો કરતાં મૂકીને પોતાનાં કાર્યોમાં વ્યસ્ત થઈ ગઈ હતી. અલબત્ત, રત્નજટીના વિષાદે ચારે રાણીઓને ચિંતાગ્રસ્ત કરી દીધી. રત્નજટીની વાત સાંભળીને સુરસુંદરી વિચારમાં પડી ગઈ. નંદીશ્વર દ્વીપ પર મુનિરાજ મણિશંખે કરેલું ભવિષ્ય–કથન તેની સ્મૃતિમાં આવી ગયું. તેણે રત્નજટી સામે જોયું. રત્નજટીની આંખોમાં તેણે વેદના જોઈ.

'ભાઈ, મારે બેનાતટનગરે નથી જવું. હું અહીં જ રહીશ...'

'એમ કેમ બને ? તું મારાં–અમારાં સુખનો વિચાર કરે છે... તો શું મારે તારા સુખનો વિચાર ન કરવો જોઇએ ? જે ભાઈ બહેનના સુખસૌભાગ્યનો વિચાર ન કરે તે ભાઈ નગુણો કહેવાય...'

'પણ મને હવે સંસારનાં સુખોનું એવું કોઈ આકર્ષણ નથી રહ્યું... હું અમરકુમાર વિના જીવી શકીશ ભાઈ, હું તમને છોડીને નહીં જાઉં... બસ ? તમારી વેદના મારાથી નથી સહેવાતી...નહીં સહેવાય...હું અહીં સુખી છું, પ્રસન્ન છું...'

'ભાઇના ઘરનું સુખ અને પતિગૃહનું સુખ – બંને સુખમાં ઘણું અંતર હોય છે બહેન...પતિગૃહે દુઃખ હોય છતાં સ્ત્રી શોભે પતિગૃહે જ. આ તો મારાં કોઇ પૂર્વજન્મનાં પુણ્ય ઉદયમાં આવી ગયાં... કે તું મળી ગઇ... બહેન ! તને પામીને હું ધન્યતા અનુભવું છું...

મેં તારા પ્રત્યે અનહદ સ્નેહ કર્યો છે... સહજ રીતે જ એ સ્નેહ બંધાઇ ગયો છે... પરંતુ એ સ્નેહ જ મને તારા વિયોગની પીડા આપશે... તારા વિનાના આ મહેલની કલ્પના મારા હૃદયને હચમચાવી રહી છે...'

'પરંતુ અત્યારથી શા માટે એવી કલ્પના કરો છો? શું આજે જ મને વિદાય આપવી છે?'

'ના રે ના, હજુ તો થોડા દિવસ રહેવાનું જ છે... પણ મન ભવિષ્યના વિચારો કર્યા વિના રહી શકતું નથી ને? ભૂતકાળની સ્મૃતિઓ અને ભવિષ્યની કલ્પનાઓ કર્યા કરવાનો મનનો સ્વભાવ છે...'

'એટલે તો જ્ઞાની પુરુષો–પૂર્ણ પુરુષો કહે છે કે મનને તત્ત્વચિંતનમાં ડુબાડેલું રાખો! તત્ત્વચિંતનમાં રમણતા થઇ જાય... પછી મન ભૂતકાળના કે ભવિષ્ય-કાળના વિચારોમાં ખોવાઇ જતું નથી.'

'તારી વાત સાચી છે, પરંતુ તત્ત્વચિંતનનો માર્ગ મારા જેવા રાજા માટે સરળ નથી ને!'

'કેમ સરળ ન બને? ભગવાન ઋષભદેવના પુત્ર ભરત તો ચક્રવર્તી હતા ને? તોયે તેઓ રોજ રાત્રે તત્ત્વચિંતન કરતા હતા! આત્માના એકત્વનું ચિંતન અને પરપદાર્થોના અન્યત્વનું ચિંતન કરતા હતા. એટલે તો તેઓને આરીસા–ભવનમાં, પોતાના દેહનું સૌન્દર્ય જોતાં જોતાં કેવળજ્ઞાન થઇ ગયું હતું! આંગળી પરથી વીંટી નીકળી પડી... વીંટી વિનાની આંગળી જોઇને...

ચિંતનનો પ્રવાહ બદલાઈ ગયો... આધ્યાત્મિક ચિંતન શરૂ થઈ ગયું.! આત્માના અક્ષય...અરૂપી સ્વરૂપની રમણતા જામી ગઇ... કેવળજ્ઞાની બની ગયા. મારા વ્હાલા ભાઇ, તમે પણ રોજ આત્મચિંતન કરી શકો... હું તો તમને આગ્રહ કરું છું કે તમે પ્રતિદિન રાત્રિની નીરવ શાન્તિમાં શુદ્ધ આત્મસ્વરૂપનું ચિંતન-મનન અને ધ્યાન કરો...તમે અપૂર્વ આત્માનંદ અનુભવશો અને...જો તમે આ કરશો તો મારું અહીંનું અવસ્થાન સાર્થક બનશે.'

રત્નજટી સુરસુંદરીની વાત તન્મય બનીને સાંભળી રહ્યો હતો. તેને વાત ગમી...છતાં તેણે પોતાની મુશ્કેલી બતાવી.

'તેં બતાવેલો માર્ગ સારો છે, પરંતુ ચંચળ... અસ્થિર મન શું એ શુદ્ધ આત્મસ્વરૂપના ચિંતનમાં સ્થિર બની શકે ?'

'બની શકે ! અવશ્ય બની શકે. નિરંતર એ દિશામાં પ્રયત્ન કરતા રહેવાથી સફળતા મળશે. મનની ચંચળતા-અસ્થિરતા જન્મે છે મમત્વમાંથી ને ? પરપદાર્થોના મમત્વને ખંખેરી નાંખવા માટે અન્યત્વભાવના ભાવવાની ! 'મારા આત્માથી ભિન્ન કોઈ પણ પદાર્થ મારો નથી... હું સ્વજનોથી, પરિજનોથી, વૈભવ-સંપત્તિથી અને શરીરથી પણ જુદો છું...' આ વિચાર રોજ-રોજ કરતા રહેવાથી મમત્વ ઘટતું જશે...ને આત્મભાવમાં મન સ્થિર બનતું જશે...'

'મમત્વના સંસ્કારો તો જનમ-જનમના છે ને ? એવા પ્રગાઢ સંસ્કારો શું થોડી ક્ષણોના આ પવિત્ર વિચારોથી નાશ પામે ?'

'કેમ નાશ ના પામે ? ઘણાં વર્ષોથી ભેગા થયેલા ઘાસના ગંજને શું અગ્નિનો એક તણખો બાળી નથી નાંખતો ? તત્ત્વચિંતન તો ભડભડતી આગ છે ! અનન્ત જન્મોના કુસંસ્કારોના ઢેરને બાળીને ભસ્મ કરી દે ! શાસ્ત્રોમાં એવાં ઘણાં દૃષ્ટાંતો પ્રાપ્ત થાય છે... મેં સાંભળ્યાં છે... અને વર્તમાનકાળમાં એવી ઘટનાઓ બનતી પણ જોઈ છે. આત્મ-ધ્યાનથી, પરમાત્મ-ધ્યાનથી અનેક ઘોર પાપી જીવો પણ પૂર્ણાત્મા બની ગયા છે... તો પછી આપણે કેમ પૂર્ણતાના માર્ગે પ્રગતિ ન કરી શકીએ ?

વળી, તમારો તો ગજબ પુણ્યોદય છે... તમને પિતા જ જ્ઞાની ગુરુદેવ મળ્યા છે... તમારી પાસે આકાશગામિની લબ્ધિ છે... જ્યારે તમને તત્ત્વચિંતનમાં કે આત્મ-ધ્યાનમાં કોઈ વિક્ષેપ પડે, ત્યારે તમે ગુરુદેવ પાસે જઈને તેમનું માર્ગદર્શન લઈ શકો છો...

જ્ઞાનમાર્ગે અને ધ્યાનમાર્ગે પથપ્રદર્શક જ્ઞાની ગુરુદેવનું માર્ગદર્શન અત્યંત આવશ્યક હોય છે... તમને સરળતાથી એ માર્ગદર્શન મળી શકે એમ છે.

વળી, તમને તો પારિવારિક અનુકૂળતા પણ ખૂબ સારી મળી છે. મારી ચારે ભાભી કેવી સુશીલ અને સંસ્કારી સન્નારીઓ છે ! જે તમારી ઇચ્છા તે તેમની

ઇચ્છા ! જે તમારી આજ્ઞા તે તેમનું જીવન ! મેં તો આ મહિનાઓમાં જોયું છે મારી આંખોથી... કે એ ચારે રાણીઓ તમારા સુખ માટે જ જીવી રહી છે ! અલબત્ત, એમને ભર્તાર પણ એવો જ ગુણનિધિ મારો ભાઇલો મળ્યો છે... !

ભાઈ, અનન્ત પુણ્યનો ઉદય હોય તો જ આવું અનુકૂળ પારિવારિક જીવન મળે. આવા સુંદર–સરસ વાતાવરણમાં મનુષ્ય ધારે એટલો ધર્મ–પુરુષાર્થ કરી શકે.'

'અમારું જીવન તો વૈભવ અને વિલાસથી ભરેલું છે...'

'છતાં 'દૃષ્ટિ' બદલી શકાય. ભોગી પણ ત્યાગનું લક્ષ રાખી શકે. હૃદયના મંદિરે જ્ઞાન–દૃષ્ટિનો રત્ન–દીપક પ્રગટી શકે... બહારથી વિલાસી જીવ, અંતરથી અનાસક્ત રહી શકે...'

રત્નજટીનો વિષાદ દૂર થઈ ગયો. એનું મન પ્રફુલ્લિત થઈ ગયું. તેના મુખ પર પ્રસન્નતાનાં પુષ્પો ખીલી ગયાં...અને એ જોઇને ચારે રાણીઓ હસી ઊઠી...તેમનાં નયન–કમળ ખીલી ઊઠયાં.

સુરસુંદરીએ રત્નજટીને ભોજન કરાવ્યું...પછી નણંદ અને ભોજાઇઓએ સાથે બેસીને ભોજન કર્યું.

ભોજન કરીને સહુ પોત–પોતાના આવાસમાં ચાલ્યા ગયા.

સુરસુંદરી પોતાના આવાસમાં આવી. વસ્ત્રપરિવર્તન કરીને તેણે વિધિવત્ શ્રી નવકારમંત્રનું ધ્યાન કર્યું.

ધ્યાનથી નિવૃત્ત થઇને વિશ્રામ કરવા જમીન પર આડી થઇ. તેના મનમાં રત્નજટી ઊપસી આવ્યો. રત્નજટીના ગુણમય વ્યક્તિત્વ તરફ તેના મનમાં આદર હતો... આજે એ આદર નિર્મળ સ્નેહથી વધુ દૃઢ થયો હતો. રત્નજટી માત્ર વ્યવહારની ભૂમિકાએ ભાઇ–બહેનના સંબંધને નહોતો જાળવી રહ્યો, એ વાતની તેને આજે પ્રતીતિ થઈ ગઈ હતી. રત્નજટીના હૃદયમાં એની બહેનરૂપે સ્થાપના થયેલી એણે જોઈ... બહેન પ્રત્યેના કર્તવ્યની જાગ્રતિ તેણે જોઇ...બહેનનાં સુખનો વિચાર કરતો રત્નજટી તેને ભવ્ય ભાસ્યો.

એને એ પણ ખાતરી થઇ ગઇ કે 'રત્નજટી હવે એને થોડા જ દિવસોમાં બેનાતટનગરે પહોંચાડશે...' 'આવા સ્નેહના છલોછલ સરોવર જેવા પરિવારને છોડીને... મારે જવું પડશે...' આ વિચારે તેને ધ્રુજાવી નાંખી.

'હા, મારે જવું જ જોઇએ... અમર મળે એ પૂર્વે મારે...એણે સોંપેલું કાર્ય કરવું છે... સાત કોડીથી રાજ લેજે... એણે મને આ કાર્ય સોંપ્યું છે ને? મારે રાજ્ય લેવું જ પડશે... હા, હું મારા નવકાર મંત્રના જ સહારે રાજ્ય મેળવીશ... પછી એને કહીશ 'જો મેં સાત કોડીમાં રાજ્ય લીધું'... હવે સંભાળ આ રાજ્યને !'

મારાં પાપકર્મોનો ઉદય તો સમાપ્ત થઈ ગયો છે...હવે પુણ્યકર્મનો ઉદય થયો છે...આવો પ્રેમાળ

વિદ્યાધરરાજા મને ભાઈ મળ્યો છે...રાજ્ય મેળવવું એ કોઈ મોટી વાત નથી...'

સુરસુંદરી અમરકુમારના મિલનના વિચારોમાં ચઢી ગઈ...ત્યાં તો એક પછી એક ચાર રાણીઓએ એના ખંડમાં પ્રવેશ કર્યો... ચારેનાં મુખ પર ગ્લાનિ હતી, વિષાદ હતો... આવીને તે ચુપચાપ સુરસુંદરીની પાસે બેસી ગઇ.

સુરસુંદરી બેઠી થઇ ગઈ. તેણે ચારે રાણીઓ સામે જોયું. ચારેની દૃષ્ટિ જમીન પર જડાયેલી હતી.

'કેમ આટલી બધી ઉદાસીનતા... મારી વ્હાલી ભાભીઓ ?'

ઉત્તરમાં આંસુ અને ડૂસકાં...

સુરસુંદરી અસ્વસ્થ બની ગઇ...

'શું થયું ભાભી ?' સુરસુંદરીએ સહુથી મોટી રાણી મણિપ્રભાના મુખને પોતાના બે હાથમાં લઈ, ઊંચું કરતાં પૂછ્યું. મણિપ્રભા બોલી શકતી નથી. તેણે પોતાનું મસ્તક સુરસુંદરીના ખોળામાં નાંખી દીધું... ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. સુરસુંદરીની આંખો પણ વરસવા લાગી...

'આજે આ બધું શું બની રહ્યું છે ? મને કંઈ સમજાતું નથી...' સુરસુંદરી રુદન કરતી બોલી. મણિપ્રભાએ સુરસુંદરીનાં આંસુ લૂછયાં... ને બોલી :

'બહેન, તમે ના રડો...'

'તમને રોતાં હું જોઈ શકતી નથી...'

'હવે તો રુદન સિવાય અમારે શું કરવાનું છે બહેન ?'

'કેમ આવું અપમંગલ બોલો છો...ભાભી ?'

'તો શું બોલું ? તમારા ભાઈએ અમને કહ્યું...'

'શું કહ્યું ભાભી ?'

'હવે બહેન થોડા દિવસની જ મહેમાન છે...'

'એ વાત તો હું અહીં આવી તે જ દિવસે કહી હતી ને ?'

'પરન્તુ અમે 'થોડા દિવસ'નો અર્થ આવો નહોતાં સમજ્યાં... હજુ તો માત્ર છ મહિના જ વીત્યા છે...'

'થોડા દિવસનો અર્થ હજુ બીજા છ મહિના કરી લોને !'

સુરસુંદરીએ વાતાવરણને હળવું કરવા પ્રયત્ન કર્યો. રાણીઓનાં રુદન અટકી ગયાં.

'એટલે હજુ તમે છ મહિના રહેશોને બહેન ?' બીજી રાણી રત્નપ્રભાએ પ્રસન્ન વદને પૂછ્યું.

'તો શું હું અહીંથી જલ્દી જતી રહેવાની છું ? મારી આવી વ્હાલી ભાભીઓને છોડીને જવાનું મન જ નથી થતું... મન તો એમ બોલે છે... કે અહીં જ રહી જાને.. સાસરે નથી જવું...'

'ના, ના બહેન, સાસરે તો જવું જ જોઈએ... પરંતુ તમારા ભાઈએ અમને કહ્યું કે 'બહેન થોડા દિવસ જ હવે રહેવાની છે... માટે જેટલી ભક્તિ કરવી

હોય એટલી કરી લેજો...' એટલે અમારા પેટમાં તો સો મણનો ધ્રાસકો પડયો..' ત્રીજી રાણી વિદ્યુતપ્રભા બોલી ઊઠી.

'બહેન, અમે તો તમારા ભાઈને કંઈ નહીં કહી શકીએ... એ જે કરતા હશે તે યોગ્ય જ કરતા હશે... અમને એમના પર સંપૂર્ણ વિશ્વાસ છે...પરંતુ તમે એમને કહેજો...કે ઉતાવળ ન કરે...'

'હું તો અહીંથી જવાનું નામ જ નથી લેવાની!'

'એમ ન ચાલે! સાસરે તો જવું જ પડે... સ્ત્રી તો પોતાના ઘરમાં જ શોભે... આ તો અમે એવો રાગ બાંધી બેઠાં છીએ... કે તમારા વિના અમને એક ક્ષણ પણ ન ગમે!'

ચોથી રવિપ્રભાએ કહ્યું, 'ભાભી, મને પણ તમારા વિયોગની કલ્પના દુઃખી કરે છે...પરંતુ આ સંસારમાં કોઈ સંયોગ શાશ્વત્ નથી.. સંયોગ પછી વિયોગ આવે જ છે...એમ વિચાર કરીને મનને મનાવું છું. આ જીવનમાં તમે કયારે પણ ભુલાશો નહીં...'

'તમારા ભાઈ એક બાજુ તો તમને થોડા દિવસમાં વિદાય આપવાની વાત કરે છે... અને બીજી બાજુ રડયા કરે છે... અમને વાત કરતાં કરતાંય...' ચારે રાણીઓ રડી પડી. સુરસુંદરી પણ ગદ્ગદ થઈ ગઈ.

'અમને એ ચિંતા થાય છે કે તમને મૂકી આવ્યા પછી એ રડયા જ કરશે... એમનું દુઃખ અમારાથી...'

ખંડમાં ગમગીની છવાઇ ગઈ.

આશ્વાસનનો કોઇ અર્થ નહોતો.

વાસ્તવિકતાનો સ્વીકાર કર્યા સિવાય બીજો કોઈ માર્ગ ન હતો.

સ્નેહઘેલાં હૈયાંના ભાગ્યમાં દુઃખ... વેદના અને વિષાદ જ લખાયેલાં હોય છે. સ્નેહ સંયોગ ઝંખે છે... અને સંયોગ ક્ષણિક જ હોય છે! વિયોગના પત્થર પર માથાં પછાડી પછાડીને સ્નેહ કારમાં રુદન કરે છે.

માટે 'પ્રીત ન કરશો કોઈ...' એમ જ્ઞાની પુરુષો કહે છે.



રાણીઓના અનુનયથી રત્નજટીએ વધુ ત્રણ મહિના સુરસુંદરીને પોતાને ત્યાં રાખી. પરંતુ એ વધુ જાગ્રત બન્યો. ક્યારે પણ ઇન્દ્રિયો ચંચળ ન બની જાય...મન ઉન્મત્ત ન થઈ જાય, તે માટે સજાગ રહેવા લાગ્યો.

જોતજોતામાં ત્રણ મહિના વ્યતીત થઈ ગયા. તેણે પોતાની ચારે રાણીઓને કહી દીધું :

'બે દિવસ પછી હું બહેનને એના સાસરે મૂકી આવીશ, માટે તમારે બહેનને જે ભેટ આપવી હોય તે આપી દેજો...'

'અમે વિચાર્યું છે બહેનને ભેટ આપવાનું !'

'શું ?'

પહેલી રાણી મણિપ્રભાએ કહ્યું :

'હું 'રૂપપરાવર્તિની' વિદ્યા આપવા ઇચ્છું છું.'

બીજી રાણી રત્નપ્રભાએ કહ્યું :

'અદૃશ્યકરણી' વિદ્યા હું આપવા ચાહું છું.'

ત્રીજી રાણી વિદ્યુતપ્રભાએ કહ્યું :

'હું 'પરવિદ્યાચ્છેદિની' વિદ્યા આપવા ઇચ્છું છું.'

ચોથી રાણી રવિપ્રભાએ કહ્યું :

'હુ 'કુંજરશતબલિની' વિદ્યા આપવા ચાહું છું!'

રત્નજટીએ કહ્યું :

'તમે ઉત્તમ ભેટ આપવાનું વિચાર્યું છે.'

'પરંતુ એ બધીય વિદ્યાઓ તો આપે જ શીખવવી પડશે ને?'

'હું શીખવીશ.'

ચારે રાણીઓ પ્રસન્ન થઈ ગઈ. તે રત્નજટી પાસેથી ઊઠીને સીધી પહોંચી સુરસુંદરી પાસે. સુરસુંદરી શ્રી નવકાર મંત્રનું ધ્યાન કરીને વસ્ત્રપરિવર્તન કરી રહી હતી. રાણીઓને આવકાર આપ્યો અને સહુ નિરાંતે બેઠાં.

'બહેન, તમારા ભાઇએ તો આજે નિર્ણય કરી લીધો.'

'શાનો નિર્ણય ?'

'તમને પતિગૃહે વળાવવાનો ! બે દિવસ જ હવે આપણો સંયોગ છે...'

સુરસુંદરી મૌન રહી. તેના મુખ પર ગ્લાનિ પ્રસરી ગઈ.

'બહેન, ભાઇને પુનઃ યાદ કરીને અહીં આવશો ને? ભૂલી નહીં જાઓ ને?'

'ભાઈ જેમ જીવનપર્યંત યાદ રહેશે તેમ મારી વ્હાલી ભાભીઓ પણ ક્યારેય નહીં ભુલાય...'

'અમારી ભેટ તમારે સ્વીકારવાની છે...'

'અહીં આવીને બધું સ્વીકાર્યા જ કર્યું છે ને? તમે મને શું નથી આપ્યું? મેં શું નથી લીધું?'

'અમે કંઇ જ આપ્યું નથી બહેન... હવે અમે ચારે ભાભીઓ તમને એક-એક વિદ્યા આપીશું. પહેલી વિદ્યા છે રૂપપરાવર્તિની. એ વિદ્યાથી તમે ઇચ્છશો એ રૂપ કરી શકશો. બીજી વિદ્યા છે અદૃશ્યકરણી. એ વિદ્યાના પ્રભાવે તમે ઇચ્છશો ત્યારે અદૃશ્ય થઇ જશો. તમને કોઈ જોઇ નહીં શકે. ત્રીજી વિદ્યા છે 'પરવિદ્યાચ્છેદિની' આ વિદ્યાથી તમારા પર બીજા કોઈની વિદ્યાશક્તિની અસર નહીં થાય. ચોથી વિદ્યા છે કુંજરશતબલિની. આ વિદ્યાના સ્મરણથી તમારા શરીરમાં સો હાથી જેટલી શક્તિ આવી જશે!'

'અદ્‌ભુત! અદ્‌ભુત!' સુરસુંદરી બોલી ઊઠી.

'તમારા ભાઈ તમને આ વિદ્યાઓ શીખવશે.'

સુરસુંદરી ગદ્‌ગદ્‌ થઇ ગઈ. આ વિદ્યાઓ એના માટે અત્યંત ઉપયોગી બની શકે એમ હતી... કારણ કે બેનાતટનગરમાં જ્યાં સુધી અમરકુમાર ન આવે ત્યાં સુધી

એને એકલીએ રહેવાનું હતું અને પોતાના શીલનું જતન કરવાનું હતું...વિશેષમાં, એની આંતરિક ઈચ્છા તો રાજ્ય પ્રાપ્ત કરવાની પણ હતી! ચાર વિદ્યાઓ ભેટ મળવાની વાત સાંભળીને તેને પોતાની ઇચ્છા સફળ બનવાની શ્રદ્ધા પ્રગટી. ચાર રાણીઓ પ્રત્યે કૃતજ્ઞતાથી તે ભાવવિભોર થઈ ગઈ.

'તમે તો મને ઉપકારના મેરૂ નીચે દાબી દીધી...'

એમ ન બોલો બહેન, આ તો અમે કંઈ જ આપતાં નથી...કોઈ જ ઉપકાર કરતાં નથી...તમે અમારા પર સાચા ઉપકાર કર્યા છે...તમે અમને જે તત્ત્વજ્ઞાન આપ્યું છે...'

સુરસુંદરીએ મણિપ્રભાના મુખ પર હાથ મૂકીને બોલતી અટકાવી દીધી...

'ચાલો, આપણે આવી વાતો નથી કરવી. આજે છેલ્લી છેલ્લી એક તીર્થયાત્રા કરી આવીએ...જો ભાઇને અનુકૂળતા હોય તો...તમે અહીં બેસો, હું ભાઇને પૂછી આવું...'

સુરસુંદરી ઝડપથી ઊઠીને રત્નજટીના આવાસમાં પહોંચી. રત્નજટીએ ઊભા થઇને સુરસુંદરીને આવકારી. સુરસુંદરીએ રત્નજટીનો વિષાદયુક્ત ચહેરો જોયો.

'ભાઇ, આજે જો તમને અનુકૂળતા હોય તો સમ્મેત-શિખર તીર્થની યાત્રા કરી આવીએ...'

'અવશ્ય, મને અનુકૂળતા જ છે...'

'તો તમે તૈયાર થાઓ, હું ભાભીઓને તયાર કરું છું...'

સુરસુંદરી રત્નજટીના આવાસમાંથી નીકળીને પોતાના આવાસમાં આવી. રાણીઓને તૈયાર થવાનું કહ્યું અને પોતે પણ તૈયાર થવા લાગી.

રત્નજટીએ પોતાનું વિમાન તૈયાર કર્યું. ચાર રાણીઓ અને સુરસુંદરીને વિમાનમાં બેસાડયાં અને રત્નજટીએ વિમાનને સમ્મેતશિખર તરફ ગતિશીલ કર્યું.

એક ઘટિકામાં જ સંમેતશિખરના પહાડ પર વિમાન પહોંચી ગયું. સહુએ ભાવપૂર્વક તીર્થયાત્રા કરી. જિન-ભક્તિ કરી...પરંતુ યાત્રા દરમિયાન રત્નજટી મૌન જ રહ્યો. તેનો વિષાદ દૂર ન થયો...પાછું વિમાન સુર-સંગીત નગરમાં આવી ગયું...રત્નજટી પોતાના આવાસમાં ચાલ્યો ગયો. રાણીઓ સાથે સુરસુંદરી પોતાના ખંડમાં ચાલી ગઈ.

ભોજનનો સમય થયો. સુરસુંદરીએ રત્નજટીને ભોજન કરાવ્યું. નીચી દૃષ્ટિએ ચૂપચાપ ભોજન કરીને રત્નજટી ઊભો થઇ ગયો...રાણીઓએ અને સુરસુંદરીએ પણ મૌનપણે ભોજન કરી લીધું...

દિવસ પૂરો થઈ ગયો...રાત પણ વીતી ગઈ...પણ બેચેની ન વીતી...બેચેની વધતી ગઈ...હવે સુરસુંદરી આ મહેલમાં એક દિવસ ને એક રાત જ હતી...

પ્રાભાતિક કાર્યોથી નિવૃત્ત થઇને રત્નજટી સ્વયં સુરસુંદરીના ખંડમાં ગયો. સુરસુંદરીએ ઊભા થઇ રત્ન-

જટીને આવકાર્યો. આસન પ્રદાન કર્યું. પોતે રત્નજટીની સામે જમીન પર બેસી ગઈ.

'બહેન...' રત્નજટીએ આંસુભરી આંખે સુરસુંદરી સામે જોયું...

'કહો ભાઈ...'

'તારા વિયોગનું દુઃખ કેવી રીતે સહી શકીશ? છતાં તને આવતી કાલે બેનાતટનગરે પહોંચાડવાની છે...

બહેન, હું તારી કોઈ સેવા નથી કરી શકયો...તું પુણ્યશાલિની છો...ગુણોની મૂર્તિ છો...મારી કોઈ ભૂલ થઈ હોય...તો ક્ષમા કરજે બહેન...અને...તારા આ ભાઈ પાસે કંઈ માગી લે...ભાઈ પાસે બહેન માગી શકે છે...'

સુરસુંદરીની આંખો નીતરી રહી હતી. તેણે ઉત્તરીય વસ્ત્રથી આંખો લૂછી અને બોલી :

'મારા વીરા, તમારા ગુણોનો કોઈ પાર નથી... તમારા સ્નેહભર્યા સાન્નિધ્યમાં નવ મહિના ક્યાં વીતી ગયા...ખબર જ નથી પડી...અહીં મને સુખ...સુખ...ને સુખ જ મળ્યું છે...છતાં હું એ ચાર વિદ્યાઓ માગું છું...જે ચાર ભાભીઓએ મને આપી છે...'

...રત્નજટીએ ત્યાં જ સુરસુંદરીને ચાર વિદ્યાઓ શીખવી દીધી. સુરસુંદરીએ કહ્યું :

'તમે ઉત્તમ પુરુષ છો. મારા પર તમે શ્રેષ્ઠ ઉપકાર કર્યો છે...'

'આવતી કાલે પ્રભાતે આપણે અહીંથી બેનાતટનગરે જવા પ્રયાણ કરીશું. આજે મધ્યાહ્નના ભોજન

પછી નગરમાં જાણ કરાવી દઉં છું કે 'આવતી કાલે બહેન અહીંથી જશે, માટે જેને બહેનનાં દર્શન કરવાં હોય તે આવી જાય...'

રત્નજટી સુરસુંદરીના આવાસમાંથી નીકળીને પોતાના આવાસમાં આવ્યો. સુરસુંદરી...જતા રત્નજટીને જોઇ રહી...તેની આંખો સજલ બની ગઇ...'મહાન્ છો તું રત્નજટી......તું સંસારમાં રહેલો સત્પુરુષ છો...ખારા સમુદ્રમાં તું મીઠું ઝરણું છો...તેં આપેલું વચન પાળ્યું !'

સુરસુંદરી રત્નજટીના આંતર–વ્યક્તિત્વની મહાનતાને વિચારી રહી...'તું યુવાન રાજા છે...તારી પાસે શક્તિ છે, સત્તા છે...સંપત્તિ છે...છતાં તું ઇન્દ્રિય–વિજેતા છે...તારું મનોનુશાસન અદ્ભુત છે...તારી વચનપાલનની દૃઢતા ગજબ છે...તેં દુષ્કર કાર્ય કર્યું છે...સાધુ-પિતાનો તું સાધુ–પુત્ર છો ! મારા વીરા...તું જીવનમાં ક્યારેય નહીં ભુલાય...' સુરસુંદરી મનોમન રત્નજટીને વંદી રહી..

મધ્યાહ્નના ભોજનનો સમય થયો.

સુરસુંદરીએ આગ્રહ કરી કરીને ભાવપૂર્વક રત્નજટીને ભોજન કરાવ્યું. ત્યાર પછી ચાર રાણીઓએ સુરસુંદરીને ખૂબ હેત–પ્રેમથી ભોજન કરાવ્યું. રાણીઓએ પણ ભોજન કરી લીધું.

નગરમાં ઢંઢેરો પીટાઇ ગયો હતો.

નગરની પરિચિત સ્ત્રીઓનો પ્રવાહ રાજમહેલ તરફ વહેતો ગઇ ગયો હતો.

રાજમહેલના મધ્ય ખંડમાં ચાર રાણીઓ સાથે સુરસુંદરી બેઠી હતી. નગરની પ્રતિષ્ઠિત સન્નારીઓથી ખંડ ખીચોખીચ ભરાઇ ગયો. સુરસુંદરીને સૌ સ્ત્રીઓ પ્રેમથી મળી. સુંદરીએ એક ઘટિકાપર્યંત જિનભક્તિ-વિષયક ઉપદેશ આપ્યો...સૌ સ્ત્રીઓ આનંદવિભોર થઇ ગઇ. પુનઃ સુરસંગીત નગરમાં આવવાની પ્રાર્થના કરી સૌ વિખરાયાં.

સુરસુંદરી રાણીઓ સાથે પોતાના ખંડમાં આવી.

રાણીઓએ સુરસુંદરી માટે સુંદર વસ્ત્રો, મૂલ્યવાન અલંકારો અને કેટલીક દિવ્ય વસ્તુઓ તૈયાર કરી. સૌથી નાની રાણી રવિપ્રભાએ કહ્યું : આ એક દિવ્ય પંખો છે. જો કોઇ જ્વરગ્રસ્ત મનુષ્ય પર આ પંખો વીંઝવામાં આવે તો એનો જ્વર દૂર થઇ જાય! એ આ પંખાની ખૂબી છે! તમને ઉપયોગી બનશે.'

સુરસુંદરી ગમગીન બની હતી. ચાર રાણીઓ વિદાય આપવાના ઉમંગમાં હતી. રત્નજટીનું મન પણ અસ્વ-સ્થ હતું...'ફરી વાર સુરસુંદરી આ વિદ્યાધર દુનિયામાં કેવી રીતે આવી શકશે?...પણ હું શા માટે ઇચ્છું છું કે એ ફરી વાર અહીં આવે? ના...ના...મારે એનાથી દૂર જ રહેવું જોઇએ...એનું અદ્‌ભુત રૂપ ક્યારેક મારા મનને વિચલિત કરી દે તો? એ પરસ્ત્રી છે...અમરકુમારની પત્ની છે...પતિવ્રતા મહાસતી છે.'

રત્નજટી વિચારોના ઝંઝાવાતમાં અટવાયો હતો. સાંજે તેણે ભોજન પણ ન કર્યું...કોઈએ પણ ભોજન ન કર્યું...રાત્રે ધર્મચર્ચા પણ ન થઈ. ચાર રાણીઓ સુરસુંદરીની પાસે જ સૂઈ ગઈ...

ખંડમાં મંદમંદ રત્નદીપકો જલતા હતા...પરંતુ ત્યાં સૂતેલી સન્નારીઓના હૃદયમાં, વિયોગના દુઃખમાંથી પ્રગટેલો અંધકાર છવાયેલો હતો.

પ્રભાત થયું.

પ્રાભાતિક કાર્યોથી સહુ પરવાર્યાં.

સુરસુંદરીએ જિનમંદિરમાં જઈ પરમાત્માનાં દર્શન-પૂજન-સ્તવન કર્યાં. સહુએ સાથે બેસીને દુગ્ધપાન કર્યું.

ચાર રાણીઓએ સુરસુંદરીનાં ચરણે પ્રણામ કર્યાં. સુરસુંદરી ચારે રાણીઓને ભેટી પડી...

'પુનઃ પાવન કરજો અમારા નગરને...' રાણીઓ ચોધાર આંસુએ રડી પડી...સુરસુંદરી મહેલની બહાર આવી. હજારો સ્ત્રી-પુરુષો પોતાના રાજેશ્વરની ભગિનીને વિદાય આપવા ભેગાં થયાં હતાં. સૌએ અશ્રુભીની વિદાય આપી.

સુરસુંદરી વિમાનમાં બેઠી.

રત્નજટીએ પોતાના હૃદય પર પત્થર મૂકીને વિમાનને આકાશમાં ઊંચે ચઢાવ્યું...નગર પર ત્રણ પ્રદક્ષિણા આપી. અને બેનાતટનગરની દિશામાં હંકારી મૂક્યું.

* * *

રત્નજટીએ બેનાતટનગરના બાહ્ય ઉદ્યાનના એક એકાન્ત પ્રદેશમાં વિમાનને ઉતાર્યું. સુરસુંદરીને કાળજી-પૂર્વક વિમાનમાંથી નીચે ઉતારી. રાણીઓએ વિમાનમાં મૂકેલાં વસ્ત્રાલંકારો વગેરે પણ એણે બહાર કાઢીને સુરસુંદરીની પાસે મૂકયાં.

રત્નજટીએ સુરસુંદરીની સામે જોયું. સુરસુંદરીએ પણ સજલ નયને રત્નજટી સામે જોયું.

'બહેન, પાછો કેવી રીતે જાઉં? પાછા જવા માટે પગ નથી ઉપડતા...આટલા દિવસો સુખમાં...આનંદમાં પસાર થઇ ગયા.. તું મારા હૃદયમાં વસી ગઇ છો બહેન, હવે ક્યારે તારાં દર્શન થશે? તારી સાથે પ્રગાઢ પ્રીતિ બંધાઇ ગઇ છે...તને જોતો હતો ને તન-મન પ્રફુલ્લિત થઇ જતાં હતાં...હવે? સિવાય નિસાસા...કંઈ રહ્યું નથી. બધું યાદ આવશે બહેન! તારી સાથે કરેલી તીર્થ-યાત્રાઓ... તારી સાથે કરેલી તત્ત્વચર્ચાઓ...તારાં મીઠાં વચનો...બધી યાદો ફરિયાદો બનીને મારા હૃદયને કોચી નાંખશે...અને ભોજનના સમયે જ્યારે તને નહીં જોઉં ત્યારે? બિચારી સરલહૃદયા રાણીઓ ઉપર શું વીતશે? હતપ્રભ થઇ જશે...

પ્રીતનું સુખ તો સ્વપ્નના સુખની જેમ વહી ગયું... દુઃખના સાગરમાં અમે ફેંકાઇ ગયાં...બહેન, વધારે શું કહું? પણ તારા આ અશાન્ત...સંતપ્ત ભાઇને વિસારીશ

નહીં... વર્ષમાં એકાદ વાર પણ તારી કુશળતાનો સંદેશો મોકલજે...'

રત્નજટીના હૈયામાંથી આંસુ ઉછળી ઉછળીને બહાર પડવા લાગ્યાં. સુરસુંદરીએ પોતાના વસ્ત્રાંચલથી તેની આંખો લૂછી...ને બોલી :

'મારા વ્હાલા ભાઇ, મારી એક વાત સાંભળો : તમે મારા મનમાં વસી ગયા છો...આ દેહમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી તમને ભૂલી શકીશ નહીં...તમારો મારા પર અનંત ઉપકાર છે. તમારા ઉપકારોને કેમ કરીને વિસરાય ? મારા વીરા, દિવસ ને રાત...આઠે પ્રહર તારું નામ મારા હૈયે ને હોઠે રહેશે...

મારી વ્હાલી ભાભીઓને ખૂબ પ્રેમ આપજો...એ સતી સ્ત્રીઓને કહેજો કે તમારા વિના મારી બહેન... પાણી વિનાની માછલીની જેમ ઝૂરતી રહેશે...તમારા અપાર પ્રેમ વિના એ કેવી રીતે જીવતી રહેશે ? મારા ભાઈ, નવ મહિનાનું એક સુખભર્યું સ્વપ્ન વેર–વિખેર થઈ ગયું...

તમારી અનુકંપા, તમારો નિર્વિકાર પ્રેમ, તમારું આકારણવાત્સલ્ય, તમારી વચનપાલનની દૃઢતા...તમારો મનોનિગ્રહ...આ બધા ગુણો કાયમ યાદ કરી કરીને...આંસુ સારતી રહીશ...

પણ, મારા વીરા ! તમે તો મોટા વિદ્યાધર છો...આ બહેનડી પાસે વર્ષમાં એકાદ વાર નહીં આવો ? હું તો પાંખ વિનાની પંખિણી છું... તમારી પાસે આકાશગામી

યાન છે...જરૂર ચંપાનગરીમાં પધારજો...મારી વ્હાલી ભાભીઓને લઈને પધારજો...હું અમારી હવેલીની અગાસીમાં રોજ સંધ્યા સમયે ઊભી રહીને તને પોકારીશ...

'ઓ મારા વીરા, તારાં મને દર્શન આપ...' તું વાદળ બનીને આવજે...તું ચન્દ્ર બનીને આવજે... તને ગમે તે રૂપે આવજે વીરા...'

સુરસુંદરી રત્નજટીનાં ચરણોમાં નમી પડી...

રત્નજટીએ તેને ઊભી કરી...તેના માથે એણે બે હાથ મૂક્યા...

આંસુનાં બે બિંદુ પડી ગયાં...ને તે ઝડપથી વિમાનમાં બેસી ગયો...

ઝડપથી તેણે વિમાનને આકાશમાં ચઢાવ્યું...ને વાદળોમાં અદૃશ્ય થઈ ગયું...



સુરસુંદરી આકાશ તરફ જોઈ રહી. રત્નજટીનું વિમાન જ્યાં સુધી દેખાયું ત્યાં સુધી જોઈ રહી...વિમાન દેખાતું બંધ થયું...ને સુરસુંદરી ધ્રુસકે ધ્રુસકે રડી પડી... જમીન પર બેસી ગઈ. ભ્રાતૃવિરહની વ્યથાથી વ્યાકુળ બની ગઇ. બે ઘટિકા સુધી ત્યાં જ બેસી રહી...તેણે પોતાની પાસે બે મંજુષા પડેલી જોઈ. રત્નજટી એ મંજૂષા મૂકીને ગયો હતો. એક મંજૂષામાં સુંદર મૂલ્યવાન વસ્ત્રાલંકારો હતાં. બીજી મંજૂષામાં સોનામહોરો હતી...અને એક પુરુષ–વેશ હતો !

સુરસુંદરીએ પહેલું કામ રૂપપરાવર્તનનું કર્યું. વિદ્યાશક્તિથી તેણે પુરુષ–રૂપ કરી લીધું અને તૂર્ત વસ્ત્ર-પરિવર્તન કરી લીધું. પુરુષ–વેશ ધારણ કરી લીધો. સ્ત્રી–વેશને મંજૂષામાં મૂકી દીધો.

'હવે હું નિશ્ચિંત છું. દુનિયા સ્ત્રી–રૂપની શિકારી છે...પુરુષરૂપમાં મારું શીલ સુરક્ષિત રહેશે...ખરેખર, રત્નજટીની રાણીઓએ મને અણમોલ ભેટ આપી...મને નિર્ભય કરી દીધી...નિશ્ચિંત કરી દીધી...હવે હું આ નગરમાં જ રહીશ...અમરકુમારનું મિલન અહીં જ થવાનું છે. ભલે એ કાલે આવે કે પાંચ વર્ષે આવે...' સુરસુંદરી વિચારોમાં ગરકાવ હતી, ત્યાં એક આધેડ વયની સ્ત્રી એની પાસે આવીને ઊભી રહી.

'તમે કોઈ પરદેશી યુવાન લાગો છો !'

'હા.'

'આપનું શુભ નામ ?'

'વિમલયશ.'

'આપનો પરિચય ?'

'રાજકુમાર છું.'

'એ તો આપની મુખાકૃતિ અને આપનાં વસ્ત્રો જ કહે છે.'

'મારે અહીં થોડા દિવસ રહેવું છે. રહેવા માટે કોઈ સુયોગ્ય જગા અહીં ક્યાં મળશે ? તમે બતાવી શકશો ?'

'અવશ્ય, અહીં પાંથશાળા પણ છે. પરંતુ તે સાર્વજનિક છે. કોઇપણ મુસાફર ત્યાં ઊતરી શકે છે...તમને ત્યાં નહીં ફાવે...પરંતુ તમને જો ગમે તો મારે ત્યાં પધારો...'

'આપનો પરિચય?'

'હું આ ઉદ્યાનની માલણ છું. આ ઉદ્યાનના દક્ષિણ ભાગમાં મારો આવાસ છે. અમે બે માણસ જ છીએ. વળી, ઘણા પરદેશી મારે ત્યાં ઊતરે છે. તમારા માટે અલગ ખંડ કાઢી આપીશ...આપને ગમે તે ભોજન પણ બનાવી આપીશ...'

સુરસુંદરીએ પોતાનું નામ 'વિમલયશ' બતાવ્યું. તેને માલણના ઘેર રહેવાનું વધુ ઠીક લાગ્યું. એક મંજૂષા માલણે ઉપાડી લીધી, બીજી મંજૂષા વિમલયશે ઉપાડી લીધી.

માલણે એક સુંદર અને સુવિધાપૂર્ણ ખંડ ખોલી આપ્યો...વિમલયશને ખંડ ગમી ગયો.

'કેમ આ મારી ઝૂંપડી ગમશે?' માલણે મંજૂષાને ખંડમાં ગોઠવીને પૂછ્યું, 'કોઈ ખામી હોય, ત્રુટી હોય તો કહેજો...હમણાં તો તમે દુગ્ધપાન કરશો ને?'

'હા, હવે તો તમને જ મારે બધો પરિશ્રમ આપવો પડશે...'

'પરિશ્રમ શાનો? અતિથિનો સત્કાર કરવાની તો અમારી ફરજ છે...'

સુરસુંદરીએ દસ સોનામહોરો માલણના હાથમાં

મૂકી. માલણ તો દસ સોનામહોરો જોઇને ખુશખુશ થઈ ગઈ...

'અરે, આ શું કરો છો ? આટલી બધી સોનામહોરો ન લેવાય...'

'બહેન, આ તો કંઈ જ આપ્યું નથી...રાખી લો. મારી ભોજનવ્યવસ્થા પણ તમારે જ કરવાની છે ને...'

'રાજકુમાર, કોઇ વ્યવસ્થામાં ખામી નહીં આવવા દઉં...' માલણ ઝડપથી ઘરમાં ગઇ. ચૂલા પર દૂધ ગરમ કરવા મૂકી દીધું...અને દોડતી બજારમાં ગઈ. શર્કરા, બદામ, ઇલાયચી, કેસર વગેરે ઉત્તમ દ્રવ્યો ખરીદીને આવી ગઇ. દૂધમાં એ દ્રવ્યો નાંખીને સુમધુર બનાવ્યું. એક સ્વચ્છ ધાતુના ભાજનમાં દૂધ લઇને વિમલયશના ખંડમાં આવી અને વિમલયશને દુગ્ધપાન કરાવ્યું.

'હવે તમારે સ્નાન કરવાનું હશે ?'

'ના, મેં સ્નાન કરી લીધેલું છે. હું નગરમાં પરિભ્રમણ કરવા જઈશ. મધ્યાહ્ને પાછો આવીશ.'

'તમે આવશો ત્યારે ભોજન તૈયાર હશે.'

'બજારમાંથી કંઇ લાવવું હોય તો હું લઇ આવું...'

'ના રે ના, આપને એવી કોઈ ચિંતા કરવાની નથી. આપને જે કંઈ જોઇએ તે મને કહેજો. હું લાવી આપીશ. આપ તો આ નગરમાં પ્રથમ વાર જ આવ્યા હશો ?'

'હા, પહેલી વાર જ આવ્યો છું.'

'તો પછી હું તમારી સાથે આવીશ નગરમાં...'

'ના, તમે ભોજન બનાવજો, હું ફરીને આવી જઇશ. પરંતુ તમારું નામ તો મેં પૂછયું જ નહીં!'

'મારું નામ છે માલતી.'

'ગમી જાય એવું નામ છે...!'

વિમલયશે આવશ્યક સુવર્ણમુદ્રાઓ મંજૂષામાંથી કાઢીને બંને મંજૂષાઓને બંધ કરી અને નગર તરફ ચાલ્યો. વિમલયશને પહેલું કામ થોડાં વસ્ત્ર ખરીદવાનું કરવું હતું. તેણે બજારમાં જઇને શ્રેષ્ઠ જાતનાં વસ્ત્રો ખરીદી લીધાં. માલણ માટે પણ એક સુંદર વસ્ત્ર-જોડ ખરીદી લીધી. તે પાછો ઉદ્યાનમાં આવી ગયો.

મધ્યાહ્ન સમયે તેણે ભોજન કર્યું. ભોજન કરાવતાં માલણે વિમલયશને કેવું-કેવું ભોજન પ્રિય છે, તે જાણી લીધું. વિમલયશને લાગ્યું કે માલણ કાર્યદક્ષ તો છે જ, સાથે સાથે ચતુર છે.'

'માલતી, આ તમારા માટે વસ્ત્રો લાવ્યો છું... તમને અવશ્ય ગમશે!'

વિમલયશે માલતીને લાવેલાં વસ્ત્રો આપ્યાં. માલતીની આંખો પહોળી થઈ ગઈ... 'અરે રાજકુમારજી, તમે તો કોઇ રાજકુમારી પહેરે તેવાં કપડાં લઈ આવ્યા છો... આટલાં બધાં કીમતી વસ્ત્રો મારા માટે ના હોય...'

'મને તો સુંદર વસ્ત્રો જ ગમે! મારા માટે... અને બીજા માટે...તમે તો પહેરો આ વસ્ત્રો!'

'એક શરતે પહેરું આ કપડાં...'

'શી શરત છે તમારી?'

'તમારે મને 'તુ' કહીને બોલાવવાની ! હું કંઇ બહુ મોટી ઉંમરની તો નથી...' બોલતાં તો બોલી ગઈ, પણ તૂર્ત શરમાઇ ગઈ...વિમલયશ હસી પડયો.

'ભલે, તને માલતી કહીને જ બોલાવીશ...'

'તો મને ગમશે !'

માલતી ચાલી ગઈ. વિમલયશે પોતાનાં વસ્ત્ર વગેરે યોગ્ય સ્થાને ગોઠવી દીધાં. ખંડનાં દ્વાર બંધ કર્યાં અને જમીન પર જ વિશ્રામ લેવા આડો પડયો. તેને નિદ્રા આવી ગઈ. જ્યારે તે જાગ્યો ત્યારે દિવસનો ચોથો પ્રહર શરૂ થઇ ગયો હતો. તેણે દ્વાર ખોલી નાંખ્યાં. તૂર્ત જ માલતી હાજર થઈ ગઈ.

'ખૂબ મીઠી નિદ્રા આવી ગઈ !' વિમલયશે માલતીને કહ્યું.

'આ ખંડ જ એવો છે...ઉદ્યાનનાં પુષ્પોની સુવાસ સીધી જ આ ખંડમાં આવે છે ! પ્રભાતે તો જુઇનાં પુષ્પોની મઘમઘ કરતી સોડમ આવશે !'

'માલતી, આ નગરના રાજાનું શું નામ છે ?'

'ગુણપાલ.'

'સંતાનો કેટલાં છે ?'

'એક જ, અને તે પણ કન્યા છે, નામ ગુણમંજરી છે.'

'અને માલતી, તારા વરને તો મેં જોયા જ નહીં !'

'એ સંધ્યા સમયે આવશે...બહારગામ ગયા છે.'

'તમારે બંનેની કમાણી કેટલી ?'

'ગુજારો થઇ જાય છે...મહારાજાની કૃપાથી આ મકાન રહેવા માટે મળ્યું છે...આ ઉદ્યાનને જાળવીએ છીએ...'

'ઉદ્યાન તો સારું જાળવ્યું છે. પુષ્પોની સાથે સાથે જુદાં જુદાં ફળ પણ થાય છે શું ?'

'હા, લગભગ દસ જાતનાં ફળ થાય છે.'

'તો તો આપણને રોજ ફલાહાર મળશે !'

'તમે કહેશો તે આહાર મળી જશે...'

માલતીનો સ્વભાવ વિમલયશને ગમી ગયો. સૂર્યાસ્ત પૂર્વે ભોજન કરીને વિમલયશે શ્રી નવકારમંત્રનો જાપ કરી લીધો. ત્યાં તો માળી પણ આવી ગયો હતો. માલતીએ પોતાના પતિને વિમલયશના આગમનની વાત કરી. વિમલયશની ઉદારતાના ગુણ ગાયા. માળી ખુશ થયો.

વિમલયશની રાત સુખપૂર્વક પસાર થઈ...પરન્તુ સુરસંગીત નગરની સ્મૃતિઓમાં એ કલાકો સુધી ખોવાયેલી રહી...નંદીશ્વર દ્વીપની સ્મૃતિયાત્રા પણ કરી ! અમરકુમારના વિચારો પણ આવી ગયા...અવકાશનો કાળ સ્મૃતિઓને વાગોળવાનો કાળ હોય છે ને !

બીજા દિવસે પ્રભાતે નિત્યક્રમથી પરવારીને વિમલયશે માલતીને પચીસ સોનામહોરો આપીને કહ્યું :

'માલતી, આ પૈસાથી સારાં વાસણ ખરીદી લાવજે. સારાં વાસણોથી ઘરની શોભા વધે !'

માલતી નાચી ઊઠી. બજારમાં જઈને સારાં વાસણો ખરીદી લાવી. વિમલયશે માલતીના ઘરની કાયાપલટ કરી

નાખી. માલતીએ વિમલયશની સેવામાં કોઈ કચાશ ન રાખી. થોડા દિવસોમાં તો તેણે વિમલયશને સંપૂર્ણ નગરનો પરિચય આપી દીધો.

એક રાત્રે વિમલયશને એક વિચાર આવી ગયો:

'અમરકુમારનું મિલન તો આ નગરમાં જ થવાનું છે, પરંતુ એ મળે એ પૂર્વે મારે મારા વચનને સિદ્ધ કરવું જોઇએ...જ્યારે એમણે મારો એમ લખી જઇને ત્યાગ કર્યો છે: 'સાત કોડીથી રાજ લેજે!' મારા બાલ્યકાળમાં...ભોળપણમાં બોલાયેલા શબ્દો એમને મને પાછા આપ્યા છે...તો મારે એ શબ્દોને સત્ય સિદ્ધ કરવા જોઇએ...તે પછી એમનું મિલન થાય તો જ હવે પછીનું જીવન સ્વમાનથી જીવી શકાય...નહીંતર એમના સ્વભાવ મુજબ એ મને ટોણો માર્યા કરશે...માટે યુક્તિપૂર્વક ઉપાયો વિચારવા જોઇએ....નિષ્ક્રિય થઇને બેસી રહેવાથી કાર્ય-સિદ્ધિ નહીં થાય....'

વિમલયશે એક યોજના ઘડી નાંખી. એ યોજના-નુસાર પહેલું કામ એણે માલતીને સોંપ્યું. માલતીને બોલાવીને કહ્યું:

'માલતી, આ એક પંખો તને આપું છું. તારે બજારમાં જઇને આ પંખો સવા લાખ રૂપિયામાં વેચવાનો છે....'

પંખો હાથમાં લઇને ધ્યાનપૂર્વક જોઇને તેણે પૂછયું:

'આ પંખાની એવી કઈ ખૂબી છે કે સવા લાખ રૂપિયામાં કોઈ ખરીદવા તૈયાર થાય?'

'આ પંખાથી, ગમે તેવો દાહજ્વર હોય, તો હવા નાંખવામાં આવે તો દાહજ્વર શાન્ત થઈ જાય !'

'તો તો કોઈ ગ્રાહક મળી જશે !'

'પણ પંખાની ખૂબી પહેલાં જાહેર ન કરીશ.... યોગ્ય ગ્રાહક મળે..તો જ બતાવજે.'

પંખો લઈને માલતી ચાર રસ્તા જ્યાં ભેગા થતા હતા ત્યાં પહોંચી. યોગ્ય જગા શોધીને ઊભી રહી...

'પંખો લ્યો...સવા લાખ રૂપિયામાં પંખો લ્યો !'

લોકોનું ટોળું જામે છે...કોઈ હસે છે...કોઈ માલતીને ગાંડી માને છે.

'પંખાની કિંમત તે સવા લાખ રૂપિયા હોતી હશે ?' લોકો આપસમાં ચર્ચા કરે છે પણ કોઈ પૂછતું નથી કે 'અરે માલતી, એવી તો કયો જાદુ છે આ પંખામાં કે તું સવા લાખ રૂપિયા માગે છે ?'

પહેલો પ્રહર પૂરો થયો, પંખો લેનાર કોઈ મળ્યો નહીં.

બીજો પ્રહર વીતી થયો, પંખાને ખરીદનારો કોઈ મળ્યો નહીં.

ત્રીજો પ્રહર વ્યતીત થઈ ગયો...પંખાની પરખ કરનારો કોઈ મળ્યો નહીં. પરંતુ ચોથા પ્રહરમાં એક શ્રેષ્ઠિ માલતી પાસે આવ્યો, તેણે પૂછ્યું :

'હે માલણ, એ તો કહે, કે આ પંખામાં એવું તે શું છે કે એની કિંમત સવા લાખ રૂપિયા તું માગે છે ?'



બેનાતટનો સમુદ્રકિનારો એટલે પુષ્પિત–પ્રફુલ્લિત પ્રકૃતિની સૌન્દર્યલીલા ! ઉષાકાળે... એકાંત પ્રકૃતિની સોડમાં સમુદ્રકિનારે ક્યારેક અભિનવ–સિંગાર સજીને પોતાના પ્રિયતમની પ્રતીક્ષા કરતી સુરસુંદરી ફરતી હતી. પોતાના મૂળ-રૂપમાં આવીને...તે ફરફર...ઊછળતા ઉદધિતરંગોમાં અમરકુમારનાં વહાણોનાં દર્શન ઝંખતી હતી...

ક્યારેક તે વિમલયશનાં નામ–રૂપ ધારણ કરી...બેનાતટના રમણીય અરણ્યમાં ઉપડી જતી હતી...મિલનવ્યાકુળ બનીને દોડી જતી નિર્ઝર-ણીઓ...લીલીછમ ધરતી પર મુક્ત ઉલ્લાસથી

નાચતાં હરણ–યુગલો, જલાશયમાં કિલ્લોલતી સારસ-બેલડીઓ...મસ્તીથી નાચતાં મયૂર–યુગલો...સહકાર વૃક્ષને આલિંગન આપતી માધવી લતાઓ...પ્રકૃતિના પાર વિનાના આ સૌન્દર્ય–દર્શનમાં તે મુગ્ધ થઈ જતી હતી...એના કોમળ હૃદયમાં પરમ તત્ત્વની દિવ્ય અનુભૂતિ પ્રગટતી હતી...ને તે પરમતત્ત્વના ધ્યાનમાં લીન થઈ જતી હતી...

કયારેક પારિજાતના હીંડોળા પર ઝૂલતી સુરસુંદરી સંધ્યાની સ્વર્ણિમ આભાને જોઈ રહેતી...સંધ્યાના રંગોમાં જીવનના સત્યનો સાક્ષાત્કાર કરતી હતી...અને આત્માની શુચિતમ અનુભૂતિમાં રાચતી હતી...

કયારેક...જયારે આભથી ચંદ્રનાં આછાં અજવાળાં અવનિ પર ઊતરતાં હોય...જૂઇ અને બેલાનાં પુષ્પો પોતાની સુરભિ વિસ્તારતાં હોય...સુગંધિત મરુતની ભીની–ભીની લહેરો રોમાંચનો અનુભવ કરાવતી હોય...આવા સ્નિગ્ધ ને સુગંધિત વાતાવરણમાં સુરસુંદરી પારિજાતના વૃક્ષને અઢેલીને બેસી રહેતી...ને અમરકુમારની વાટ જોતી! પણ જ્યારે એને અમરનો પડછાયો પણ નહોતો દેખાતો ત્યારે તેનું પ્રફુલ્લિત વદન કરમાયેલું ફૂલ બની જતું. તેના ગૌર મુખ પર ગ્લાનિ છવાઈ જતી...ને આંખો સજલ બની જતી... આખર, એ એક પ્રેમસરિતા નારી હતી ને! તેનું વિષાદભરેલું હૃદય ઘડીભર તેને ભૂતકાળમાં ઉપાડી જતું. તેનો દેહ એ સ્મૃતિઓથી ધ્રૂજી ઊઠતો હતો...

છતાં...તેનામાં...તેના આત્માના પ્રદેશે પ્રદેશે સતીત્વનું સત્ત્વ વહેતું હતું...તેનામાં સતીત્વની દૃઢતા હતી...

સતીત્વનું તેજ હતું. તે પોતાના હૃદયને સંભાળી લેતી હતી...શુદ્ધ આત્મસ્વરૂપના ધ્યાનમાં ડૂબકી મારી દેતી હતી.

માલતી પ્રફુલ્લિત હતી; કારણ કે તેણે વિમલયશનું મહત્તમ કાર્ય કર્યું હતું. સવા લાખ રૂપિયાનો પંખો વેચીને વિમલયશ સામે રૂપિયાનો ઢગલો કરી દીધો હતો. વિમલયશે બીજા દિવસે સવારે નિત્યકર્મથી પરવારીને, માલતીને પોતાની પાસે બોલાવીને પચીસ હજાર રૂપિયા ભેટ આપ્યા...ત્યારે માલતીને વિમલયશમાં 'ભગવાન'નાં દર્શન થયાં! એ ભાવ-વિહ્વલ બની વિમલયશનાં ચરણોમાં ઢળી પડી!

'ઓ પરદેશી રાજકુમાર, શું તું કર્ણનો અવતાર છે? તેં મારા ભવનું દારિદ્રય દૂર કરી દીધું...કહે, હું તારું શું પ્રિય કરું?'

વિમલયશ હસી પડયો. તેણે કહ્યું:

"માલતી, ક્ષુધા સતાવી રહી છે...તારા કેસરિયા દૂધની ગંધ આવી રહી છે...' માલતી દોડતી ઘરમાં ગઈ અને મધુર દૂધનો પ્યાલો ભરીને લઈ આવી. વિમલયશે દૂધ પી લીધું અને માલતીને કહ્યું: 'માલતી, માન ન માન, પણ આજે કોઇ સારી ઘટના બનવી જોઇએ! આજે મારું મન અવ્યક્ત આનંદ અનુભવે છે!'

'એટલે શું આજે કોઈ જાદુઈ પાદુકા આપીને મને ચૌટામાં વેચવા મોકલવી છે?' માલતી વિમલયશ સામે મીઠું હાસ્ય રેલાવતી બોલી.

'ના ના, હવે માલતીને ચૌટામાં ન મોકલાય ! હવે તો મારી સાથે રાજસભામાં લઈ જઈશ ! આવીશને માલતી મારી સાથે ?'

'રાજસભામાં શું, તમે ઇન્દ્રસભામાં લઈ જાઓ તો યે આવું ને...!'

'પછી તારો આ ભર્તાર શું કરશે ?'

'આ પચીસ હજાર રૂપિયા મળ્યા છે ને...ખાશે પીશે ને રાજ કરશે !'

બંને હસી પડયાં.

માલતીની દૃષ્ટિ ઉદ્યાનના દ્વાર પર પડી...ને તે સડાક કરતી ઊભી થઇ ગઇ...તેણે ધારીને જોયું...ને બોલી ઊઠી :

'કુમાર...આ શું ? રાજ્યની પાલખી સાથે રાજપુરુષો ઉદ્યાનમાં આવી રહ્યા છે...જુઓને તમે...' માલતીએ વિમલયશને ઇશારાથી દરવાજા તરફ જોવાનું કહ્યું.

'અરે, આ તો એ લોકો અહીં આવી રહ્યા છે...' માલતી દોડતી સામે ગઇ. મુખ્ય રાજપુરુષે માલતીને પાસે આવતાં પૂછયું :

'માલતી, તારે ત્યાં એક પરદેશી રાજકુમાર આવેલા છે ને ?'

'કયાં છે ?'

'મારે ત્યાં જ છે...'

માલતી રાજપુરુષોની સાથે પોતાના મકાને આવી. રાજપુરુષોએ વિમલયશના ખંડમાં પ્રવેશ કર્યો. વિમલયશે ઊભા થઈને સ્વાગત કર્યું. રાજપુરુષોએ પ્રણામ કરીને કહ્યું :

'હે પરદેશી રાજકુમાર, અમારા મહારાજાનો આપના માટેનો સંદેશો લઈને અમે આવ્યા છીએ.'

'એ સંદેશો પ્રકાશિત કરો.'

'અમારા મહારાજાએ આપને યાદ કર્યા છે. આપે બનાવેલો દિવ્ય પંખો કમલશ્રેષ્ઠિએ મહારાજાને ભેટ આપ્યો છે...તે જોઈને...તેનો પ્રભાવ જાણીને, એ પંખાની રચના કરનાર મહાન કલાકારનાં દર્શન કરવા મહારાજા આતુર છે...એટલે પાલખી લઈને, આપને લેવા માટે અમે આવ્યા છીએ...'

'હું પણ કલાકારની કલાનું મૂલ્યાંકન કરનારા બેનાતટના મહાન રાજેશ્વરનાં દર્શન કરી આનંદિત થઈશ. હું અર્ધઘટિકામાં તૈયાર થાઉં છું.'

રાજપુરુષો મકાનની બહાર આવીને બેઠા. માલતીએ રાજપુરુષોનું ઉચિત આતિથ્ય કર્યું. માલતીના આનંદની સીમા ન હતી. તે પણ પોતાને યોગ્ય વસ્ત્ર પહેરીને વિમલયશ સાથે રાજસભામાં જવા તૈયાર થઈ ગઈ.

વિમલયશે ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરી લીધાં અને તે બહાર આવ્યો. તેણે રાજપુરુષોને કહ્યું :

'હું ચાલીને જ આવીશ...'

'પરંતુ આ પાલખી આપના માટે જ...'

'એ તો મહારાજાની ઉદારતા છે! મારા જેવા અજ્ઞાત રાજકુમાર ઉપરની કૃપા છે...હું એમાં નહીં બેસું.'

રાજપુરુષો વિમલયશની શિષ્ટ અને મધુર વાણી સાંભળી પ્રસન્ન થઇ ગયા. વિમલયશને લઇને તેઓ રાજ-સભામાં આવ્યા.

વિમલયશે મહારાજાને પ્રણામ કર્યા. રાજા ગુણપાલ વિમલયશને જોતો જ રહી ગયો!

સૌન્દર્યનીતરતું ગોરું મુખ, કાન સુધી ખેંચાયેલાં મદભર્યાં નયનો, ગાલ પર રમતી કેશની લટો...કાનોમાં ચમકતાં દિવ્ય કુંડલ...ને કંઠ પર શોભતો નવલખો હાર... અંગઅંગમાંથી ફૂટતી યૌવનની આભા! સાક્ષાત્ કામદેવની પ્રતિકૃતિ...

મહારાજા ગુણપાલનાં અસીમ સ્નેહથી છલકાતાં નેત્રો, વિમલયશ ઉપર વાત્સલ્ય વરસાવી રહ્યાં.

'હે પરદેશી રાજકુમાર, હું તારું સ્નેહભીનું સ્વાગત કરું છું.'

મહારાજાએ ઊભા થઇ વિમલયશનો હાથ પકડી, તેને પોતાની પાસેના જ આસન પર બેસાડયો.

'કુમાર, તારી અદ્‌ભુત કલા જોઇ, હું તારા પર પ્રસન્ન થયો છું...અને તેથી તને કહું છું કે તારી ઇચ્છા હોય તે મારી પાસે માગ!' વિમલયશની પીઠ પર સ્નેહ–પુલકિત હાથ ફેરવતા મહારાજાએ કહ્યું.

'હે પિતાતુલ્ય રાજન્, આપની કૃપાથી મારી પાસે પર્યાપ્ત સંપત્તિ છે. હું શું માગું આપની પાસે ?'

'કુમાર, તારી પાસે વિપુલ સંપત્તિ છે, એ તો તારાં મૂલ્યવાન્ આભૂષણો જ કહી રહ્યાં છે... છતાં મારા મનને પ્રસન્ન કરવા તું કંઈક માગ !'

વિમલયશે બે ક્ષણ વિચાર કર્યો, અને કહ્યું:

'મહારાજા, સમુદ્રકિનારાના જકાતનાકાનું અધિકારી પદ મારે જોઈએ... '

'ભલે, જકાતનાકાનો તું અધિકારી તો ખરો જ, સાથે સાથે એ જકાતનાં બધાં જ ધન પર તારો અધિકાર રહેશે. એ ધન તારું !'

'આપે મને ઉપકૃત કર્યો.'

'વિશેષમાં, હવે તારે માલણના ઘરમાં રહેવાનું નથી. રાજમહેલની પાસે જ તને એક સુંદર મહેલ આપું છું, તે મહેલમાં રહેવાનું છે તારે... '

વિમલયશની દૃષ્ટિ, રાજસભામાં બેઠેલી માલતી તરફ ગઈ...માલતીનું મુખ પડી ગયું હતું...છતાં વિમલયશે મહારાજાની વાત સ્વીકારી લીધી.

'મહારાજા, હું આવતી કાલે મહેલમાં આવી જઈશ...'

રાજસભા પૂરી થઈ. વિમલયશ માલતીની સાથે ઘેર પહોંચ્યો.

રસ્તામાં માલતી એક અક્ષર પણ બોલી નહીં. વિમલયશે ઘેર આવતાં જ માલતીને કહ્યું :

'માલતી !'

માલતીની આંખોમાં આંસુ હતાં.

'તું રડે છે? કેમ? હું જકાતનાકાનો અધિકારી બન્યો, તે તને ન ગમ્યું?'

'એ તો ગમ્યું, પણ તમે કાલે અહીંથી...'

'તે હું એકલો નથી જવાનો! તને સાથે લઇ જઇશ... તું મારી સાથે નહીં આવે?'

'હું તો આવું, પણ આને કોણ રોટલા ઘડી આપશે?' પોતાના પતિ તરફ લાંબા હાથ કરીને બોલી.

'એ આપણા મહેલે આવીને જમી જશે...ને અહીં રહીને ઉદ્યાનને સંભાળશે!'

માલતીએ પોતાના પતિને પૂછી લીધું. પતિની સંમતિ મળી ગઇ...માલતી નાચવા લાગી.

'માલતી, મહેલમાં જઇએ પછી તું નાચજે, હવે ભોજન ક્યારે તૈયાર થશે?'

'અરે હા... હમણાં જ બે ઘટિકામાં તૈયાર કરી દઉં છું ભોજન! અને આજે તો કંસાર ખવરાવીશ...! તમે પરધાન થયાને તે?'

'અને તું પરધાનની પરિચારિકા બની ગઇ ને!'

માલતી રસોડામાં ઘૂસી ગઈ. વિમલયશે વસ્ત્રપરિવર્તન કરી લીધું...અને પલંગમાં લંબાવી દીધું...રાજા...રાજસભા અને બેનાતટના નગરજનો...એની સ્મૃતિમાં ઉપસી આવ્યાં. તેણે રાજાના હૈયે સ્નેહનો ઘૂઘવતો દરિયો સાંભળ્યો.

રાજસભામાં કલાકારોની, વિદ્વાનોની...પરાક્રમીઓની કદરદાની જોઇ...પ્રજાજનોમાં સરળતા, ગુણગ્રાહિતા...ને પ્રેમપ્યાસી આંખો જોઈ...સાથે સાથે ગરીબી પણ જોઇ... તેનું અંતઃકરણ બોલી ઊઠયું :

'પહેલાં હું પ્રજાની દરિદ્રતા દૂર કરીશ. આ નગરમાં એક પણ માણસ ઘર વિનાનો નહીં રહે, વસ્ત્ર વિનાનો નહીં રહે, ભૂખ્યો નહીં રહે...એક રાજપુરુષ તરીકે પહેલું મારું કામ આ હશે... જકાતનું તમામ ધન પ્રજાના સુખ માટે વાપરીશ...એ ધનમાંથી એક દ્રમક પણ મારે ન ખપે.'

ભોજન તૈયાર થઈ ગયું.

માલતીએ વિમલયશને ભાવપૂર્વક આગ્રહ કરી કરીને ભોજન કરાવ્યું. ભોજન કરીને વિમલયશ ત્યાં જ બેઠો. માલતીએ ભોજન કરી લીધું, એટલે વિમલયશે કહ્યું :

'માલતી, મહારાજા ખૂબ ઉદાર છે નહીં ?'

'તે ? તમારી તોલે તો ન જ આવે !'

'તું તો મારા જ ગુણ ગાવાની, જા, મારે તારી સાથે વાતો નથી કરવી...'

એમ કહીને વિમલયશ ઊઠીને પોતાના ખંડમાં આવી ગયો. માલતી પાછળ જ આવી ને બોલી :

'હું એ મહેલ જોઈ આવું ? ત્યાં બધી સુવિધાઓ પણ ગોઠવીને આવું ને ?'

'ભલે, અને એ પણ જોતી આવજે કે રાજમહેલ અને આપણા મહેલ વચ્ચે કેટલું અંતર છે.'

માલતી ઉપડી રાજમહેલે અને વિમલયશ શુદ્ધ વસ્ત્ર પહેરીને શ્રી નવકારમંત્રનો જાપ કરવા બેસી ગયો..

જાપ–ધ્યાન પૂર્ણ કરીને વિમલયશ ઉદ્યાનમાં જઈને પલાશ વૃક્ષની છાયામાં જઈને બેઠો...

પ્રેમીનો પ્રેમ જ્યારે પ્રેમના બળે પોતાની સિદ્ધિ મેળવવા તત્પર બને છે ત્યારે એ કૃતનિશ્ચયી યોદ્ધાનું રૂપ ધારણ કરે છે...વિમલયશે આકાશ સામે જોયું... આકાશમાં સહસ્રરશ્મિ તપી રહ્યો હતો... પણ અચાનક એક કાળી વાદળી આવી...ને સૂર્યને ઢાંકી દીધો !

વિમલયશને આ વાદળીનો આકાર રત્નજટીના વિમાન જેવો લાગ્યો... ને તેના મુખમાંથી શબ્દો સરી પડ્યા...'ભાઈ... ! તમારું વિમાન નીચે ઉતારો...'

માલતીનો પતિ નજીકમાં જ છોડને પાણી પાઈ રહ્યો હતો. વિમલયશનો અવાજ સાંભળીને દોડી આવ્યો... 'શું થયું કુમાર ? કંઈ જોઈએ તમારે ?'

વિમલયશ હસી પડ્યો. 'ના, ના, કંઈ નથી થયું.. કંઈ જોઈતું નથી...' માળી ચાલ્યો ગયો...વિમલયશ સુરસંગીતનગરની સ્મૃતિયાત્રાએ ઉપડી ગયો...

# 33

પ્રશાન્ત યામિનીની નિરવ શાન્તિ હતી.

અતિથિગૃહની અટ્ટાલિકામાંથી કોઈની મધુર વીણાની સુરસુગંધ વહી આવતી હતી. શબ્દોની પણ જરૂર ન પડે એવી એ હૃદયસ્પર્શી સુરાવલિમાંથી આપોઆપ અર્થ લહેરાઈ ઊઠતો હતો. સંવેદનશીલ હૃદયને તો એવું જ લાગે કે જાણે એના કોઈ પ્રિયતમની આરત ખેંચાઈ આવે છે!

જિંદગીને વસંતના હિંડોળે હીંચોળે એવી એ સૂરમોહિની જાણે માઝમ રાતે બેનાતટની શેરીઓમાં રમવા ઊતરી પડી હતી. શ્વાસ થંભાવીને સાંભળવાનું મન થાય એવી સૂરઘટા જામી ગઈ હતી.

રાજમહેલના એક શયનખંડમાં યુવાન રાજકુમારી ભરનીંદરમાંથી જાગી ગઈ હતી...અધ્ધર શ્વાસે એકતાન બનીને એ સુરાવલિને પી રહી હતી. જાણે કોઇ ગંધર્વ-કુમારનું મધુર વીણાવાદન, આજ પહેલી જ વાર એ સાંભળતી હોય, એવું એને લાગે છે.

મખમલી શૈયામાં પોઢેલી રાજકુમારીને મોરલીના મદિલા સૂરોનો સથવાર જડચો ! એની આંતરસૃષ્ટિમાં અવનવા રંગ...તરંગ અને ઉછરંગ ઉછળવા લાગ્યા... રાજસભામાં એક જ વાર જોયેલો પરદેશી રાજકુમાર તેની કલ્પનાસૃષ્ટિમાં સાકાર બન્યો...'આ એ જ કલાકાર રાજકુમારનું વીણાવાદન છે...' એના નાજુક મને અનુમાન કર્યું...ને ભોળા હૃદયે એ અનુમાનને સત્યરૂપે સ્વીકારી લીધું......

એ પાતળી કાઠીનો ગૌરવર્ણો કૂટડો જુવાન ! ઘેર-ઘુમ્મરિયા કાળા કેશ...કોમળ કમળ જેવાં નિર્મલ નયનો, કમલદંડ જેવા સુંવાળા, સોહામણા હસ્ત...કંઠમાં પ્રકાશતી સાચાં મોતીની માળા...

એક મનમોહક કલ્પનાચિત્ર રાજકુમારીની કોમળ કલ્પનામાં ખડું થયું...અને મધુર સૂરના મોહક તાંતણે પ્રથમ પ્રીતની અતૂટ હીરગાંઠ બંધાઈ ગઈ ! વીણાના એ મધુર સૂરોને રેલાવતો વિમલયશ એના હૃદયનો વલ્લભ બની ગયો.

વિમલયશનો તો નિત્યક્રમ બની ગયો હતો વીણા-વાદનનો. એણે મધ્ય રાત્રિનો સમય પસંદ કર્યો હતો. સંગીતના માધ્યમથી એ પરમ આન્તર-આનન્દની અનુભૂતિ કરતો હતો...એને ખબર ન હતી કે આવી એકાંત કેટલી રાતો બેનાતટનગરમાં એને વિતાવવાની હતી! એકાન્ત અકળાવે નહીં...વ્યથિત કરે નહીં...તે માટે વીણાવાદનનો સાથ લીધો હતો.

મહારાજા ગુણપાલને કાને પણ વીણાના મધુર સૂરો પડચા...એક રાતે...અને બીજા જ દિવસે મહારાજાએ વિમલયશને કહ્યું:

'વિમલયશ, તું તો અદ્ભુત વીણાવાદન કરે છે!'

'ગુરુજનોની કૃપાનું ફળ છે મહારાજા...'

વિમલયશના વિનયે રાજાને વશ કર્યો. વિમલયશમાં અહંકાર ન હતો. અહંકારને ઓગાળીને અરિહંતમાં એકાકાર બનેલો એ મહાન્ સાધક હતો. રાજાએ વિનમ્ર ભાવે કહ્યું:

'વિમલયશ, હું તારું વીણાવાદનનું શ્રવણ કરવા ઇચ્છું છું...જો સંભળાવીશ તો અંતરના આશીર્વાદ મળશે!'

રાજકુમારી ગુણમંજરી પોતાના પિતાની પાછળ આવીને ઊભી રહી ગઈ હતી. રાત્રે જેની સૂરમાધુરી સાંભળીને...રમ્ય સ્વપ્નપ્રદેશમાં વિહરી હતી...એ સૂરોના સ્વામીને અનિમેષ નયને જોઈ રહી હતી. એનું અદ્ભુત રૂપ જોઈને...તેને પોતે દોરેલું કલ્પનાચિત્ર સાવ ફિક્કું

લાગ્યું. કલાકારની સજીવ આકૃતિ તેને અધિક કામણગારી લાગી. એનું હલન-ચલન...એની વાણી...અને...અનન્તની પરિશોધમાં...ઢળેલી એની આંખોમાં અપૂર્વ તેજ ઊભરાતું લાગ્યું...અપૂર્વ છટાનાં દર્શન થયાં.

માલતી વીણા લઇ આવી.

વિમલયશે વીણાને ખોળામાં લીધી...

અને...સ્વરમાધુરીની અનોખી સંગત સાધી. અકથ્ય મસ્તીમાં સુરાવલિઓ રેલાવા લાગી...જોતજોતામાં વાતાવરણ આર્દ્ર બની ગયું. હૃદયના અતલ ઊંડાણમાંથી નીકળતી કોઇ સંવેદના...સ્વરકિન્નરીનું રૂપ ધારણ કરીને આવી પહોંચી...સૌની આંખોમાં કરુણાનાં વારિ ઊભરાઈ આવ્યાં.

રાજકુમારી ગુણમંજરીની હૃદય-નૌયાને, વિમલયશની વીણાની મોહિની દર્દના ઊંડા દરિયામાં ખેંચી ગઈ!

પછી તો આ રોજના કાર્યક્રમ થઈ ગયો. રાજા સાથે વિમલયશની દોસ્તી જામી ગઈ. રાજાના પ્રેમભર્યા આગ્રહને વશ થઈ અવારનવાર રાજસભામાં પણ વીણાવાદન થવા લાગ્યું...ગુણમંજરી વિમલયશના વીણાવાદન પર મોહી પડી.

એક રાતની વાત છે.

વિમલયશની વીણામાંથી દર્દભરી સુરાવલી વહેવા લાગી.

અસ્તિત્વનું ભાન ભુલાવી દે...એવી એ કામણગારી સુરાવલી હતી.

રાજકુમારી જાગતી હતી.

વીણાની સુરાવલિએ એને બેચેન બનાવી દીધી. શયનખંડના નાનકડા નકસીદાર ઝરૂખાની બારી ખોલીને કેટલીય વાર સુધી હવાની પાંખ પર સવાર થઈને આવતા સૂરોને સાંભળતી રહી.

એનું બેચેન મનપંખી પાંખો ફફડાવતું ઊડીને... ક્યારતુંય વિમલયશના મહેલમાં પહોંચી ગયું હતું ! આકાશમાં ચાંદની પુરબહારમાં ખીલી હતી. ધરતીએ જાણે રૂપેરી ઓઢણી ઓઢી હતી.

વિમલયશની વીણા આજ જાણે પાગલ બની ગઈ હતી. આભની અટારીએ ચન્દ્રને મળવા પાગલ બન્યું હોય એમ સૂરોનું ચંડોળ-પંખી પાંખો ફફડાવતું ઊંચે ચઢતું જતું હતું...

ત્યાં વિમલયશે પોતાના મહેલના ઝરૂખા નીચે... એક માનવ-આકૃતિને જોઈ...'અરે, અત્યારે અહીં કોણ ઊભું છે ?' વિમલયશે ધારીને જોયું તો 'અરે, આ તો રાજકુમારી !' વીણાને બાજુએ મૂકી વિમલયશ નીચે ઊતર્યો. મહેલનાં દ્વાર ખોલી તે બહાર આવ્યો.

'તમે વીણા વગાડવી બંધ કેમ કરી ? આપની વીણાના સૂરો જ મને અહીં સુધી ખેંચી લાવ્યા... છે...પરાણે ખેંચી લાવ્યા...' ધવલ ચાંદનીના પ્રકાશમાં વિમલયશે જોયું...તો રાજકુમારીના મુખ પર પ્રીતનાં ખંજનો ઊઠતાં હતાં !

'ત્યારે તો મારી વીણાએ તમારી નિદ્રાને ચોરી લીધી, નહીં ? ક્ષમા કરજો રાજકુમારીજી !'

'ના, એવી ક્ષમા તો નહીં જ મળે, વીણાએ માત્ર મારી નીંદ છીનવી લીધી હોત તો તો કંઈ નહીં...પણ...' રાજકુમારી આગળ બોલતાં અટકી ગઈ. એકીટસે એ વિમલયશને નિહાળી રહી...પછી એક ઘેરા નિશ્વાસ સાથે એણે પોતાની દૃષ્ટિ ઢાળી દીધી.

'એ મારું સદ્ભાગ્ય રાજકુમારી, કે મારી વીણાના વેરાતા સૂરોને કોઈએ પોતાના હૈયામાં વસાવી લીધા છે ! પરન્તુ...'

'પરન્તુ શું પરદેશી ?'

'આ સમયે અહીં તમારું આગમન...'

'ઉચિત નથી ને ? પણ શું કરું ? હૃદયના આવેગો ક્યારેક અનુચિત પણ કરાવી જાય છે...ખેર, જાઉં છું... પણ મને 'કોઈ' ન માનશો...મેં માત્ર વીણાના સૂરોને જ હૈયામાં નથી ઝીલ્યા, એ વીણાના વાદકને પણ મારા હૃદયના સિંહાસને બેસાડી દીધો છે...'

રાજકુમારી પોતાના મહેલના શયનખંડમાં પહોંચી ગઈ......

વિમલયશે ફરીથી વીણાને ઉઠાવી. એની સુરાવલિ અનેરા ઉત્સાહથી હવામાં રમવા લાગી...ત્રીજો પ્રહર વીતી રહ્યો હતો. વિમલયશે વીણાને એના સ્થાને મૂકી દીધી અને જમીન પર જ લંબાવી દીધું. એનું મન બોલી

ઊઠ્યું. 'બિચારી ભોળી રાજકુમારી! એ ક્યાં જાણે છે કે...હું પણ એના જેવી રાજકુમારી છું...મારા પુરુષ–રૂપની સાથે તે પ્યારમાં પડી ગઇ છે...સ્રીનું હૈયું આમ જ ઢળી પડતું હોય છે...પરદેશી સાથે પ્રીત કરી બેસે છે...હું પણ શું કરું? મારાથી અત્યારે મારો ભેદ ખોલાય નહીં! મારે 'વિમલયશ'ના રૂપે જ અહીં રહેવું પડશે...અમરકુમાર આવી ગયા પછી...ભલે મારો ભેદ ખૂલી જાય...ભલે, રાજકુમારી પ્રેમના પ્રવાહમાં તણાય...

હા, એને હું મારા દેહથી દૂર રાખીશ...'

વિમલયશ પાસે જેમ અદ્ભુત કળાઓ હતી તેમ તેનામાં વિલક્ષણ બુદ્ધિ હતી. જ્ઞાનરુચિ તો જાણે એના જન્મ સાથે જ એનામાં ઊતરી હતી. દયા–કરુણા અને પરોપકારપરાયણતા...એની ગળથૂથીમાં મળેલી હતી.

એની પાસે જકાતનું ખૂબ ધન આવવા માંડ્યું. તેણે બેનાતટના ગરીબ, દરિદ્ર અને અસહાય પ્રજાજનોની સંભાળ લેવા માંડી. ઉદારતાથી સહાય કરવા માંડી. આ કાર્યમાં એને માલતી ખૂબ સહાય કરતી હતી. એ સમગ્ર નગરથી પરિચિત હતી...ત્રણ વર્ષના ગાળામાં બેનાતટની પ્રજામાં કોઈ ગરીબ ન રહ્યું.

બીજી બાજુ, વિમલયશે જોયું કે રાજ્યના અધિકારી વર્ગને જોઇએ તેટલું વેતન મળતું નથી. વિમલયશે સહુનાં વેતન વધારી દીધાં, છૂટ્ટા હાથે ધન આપવા માંડ્યું...સહુની સાથે પ્રેમભર્યો વ્યવહાર રાખવા માંડ્યો.

સમગ્ર નગરમાં વિમલયશનો ઉજ્જવલ યશ ફેલાઈ ગયો. સહુની જબાને વિમલયશનાં ગુણ ગવાવા લાગ્યા. રાજસભામાં પણ વિમલયશની પ્રશંસા થવા લાગી. રાજકુમારી પોતાના હૃદયવલ્લભની પ્રશંસા સાંભળી પ્રસન્ન-પ્રફુલ્લિત થાય છે. તેનો પ્રેમ પ્રતિદિન પુષ્ટ થતો જાય છે.

જકાતમાં મળતું બધું જ ધન તે ગરીબોને વહેંચી દે છે! રાજપુરુષોને ઉદારતાથી ભેટ-સોગાદો આપે છે.

વિમલયશના હૃદયને જીતી લેવા ગુણમંજરી આતુર હતી. એના ચરણે પોતાનો પ્રેમ ન્યોચ્છાવર કરવા તે તત્પર હતી...એમ કરવા પોતાના પ્રાણ પાથરવા પણ તૈયાર હતી.

અવારનવાર ગુણમંજરી વિમલયશને મળતી હતી અને તત્ત્વચર્ચા પણ કરતી હતી. એક વખતે મજાકની મીઠી વાણીમાં વિમલયશે ગુણમંજરીને પૂછી પણ લીધું:

'શું તને આ રીતે મળતાં ડર નથી લાગતો? આ રીતે મારી સાથે વાતો કરતાં મહારાજા જોઈ જાય તો...?'

ત્યારે ગુણમંજરીએ જવાબ આપ્યો હતો.

'જો મારા પ્રિયતમનો પ્રેમ સાચો હશે...તો આ ચરણસેવિકા મોટી મુશ્કેલીઓને પણ સરળતાથી પાર કરી શકશે!'

'પણ પ્રેમના સાગરમાં કદી ઓટ આવે તો?'

"કુમાર, પ્રેમના મહોદધિમાં ક્યારેય ઓટ નથી આવતી! પ્રેમ તો સદૈવ પ્રવર્ધમાન હોય છે...પ્રેમ આકાશથી પણ ઊંચો હોય છે...ને વજ્રથી પણ અભેદ્ય હોય છે!'

વિમલયશ ગુણમંજરીનો પ્રત્યુત્તર સાંભળી પ્રસન્ન થઈ જતો. પ્રેમ અને વાસના વચ્ચેનો ભેદ ગુણમંજરી સારી રીતે સમજતી હતી–એ વાતથી વિમલયશ આશ્વસ્ત હતો.

નવસૃષ્ટિના, નવજીવનના...શાંત, સુંદર અને સુમધુર વાતાવરણમાં વિમલયશ પોતાના પૂર્વજીવનના કડવા–કઠોર પ્રસંગોને ધીરે ધીરે વિસ્મૃતિનાં વમળમાં ધારદ કરતો જાય છે...છતાં અમરકુમારની સ્મૃતિ અખંડિત રહે છે. અમરકુમારની રાહ જોયા જ કરે છે... બેનાતટમાં એક પછી એક વર્ષ...વીતતાં જાય છે. ક્યારેક એ નગરથી કંટાળે છે...તો બેનાતટથી દૂરના ગ્રામ્ય પ્રદેશમાં ઊપડી જાય છે...ત્યાં પણ એ પોતાની સ્નેહસૌરભથી સારાય પ્રદેશને ભરી દે છે...ગામડાંની ગરીબીને અઢળક દાનથી દૂર કરે છે. સુરમ્ય વનરાજી, હરિયાળાં ખેતરો, વહેતાં કલકલ ઝરણાંઓ...વનપુષ્પોની ભીનીભીની સુગંધ...પ્રકૃતિનાં આ બધાં સુરમ્ય દૃશ્યોને તે મન ભરીને માણે છે. પ્રકૃતિની ગોદમાં જાણે એનું અંગે અંગ પુલકિત બની જતું હતું. ક્યારેક એ ઉન્મુક્ત સ્વચ્છ...સુંદર વાતાવરણ સામે રાજમહેલનું રુદ્ધ જીવન એને તુચ્છ લાગતું હતું.

આ રીતે વિમલયશની કીર્તિકૌમુદી બેનાતટના સમગ્ર રાજ્યમાં તો ફેલાણી, બાજુનાં રાજ્યમાં પણ એનો યશ વિસ્તાર પામ્યો. પુષ્કરાવર્ત મેઘની જેમ વિમલયશની ઉદારતા વરસતી રહી, દયા–કરુણાનો પ્રવાહ વહેતો રહ્યો.

સાથે સાથે, રાજકુમારી ગુણમંજરીનો સ્નેહ પણ વૃદ્ધિ પામી રહ્યો હતો. કૌમાર્યના તેજથી દીપતી ગુણ-મંજરીના અંતરમાં પ્રીતનું પંકજ પાંગરતું જતું હતું. એની પાંખડીએ પાંખડીએ સખ્યની સૌરભ મહેકતી હતી. એણે એક દિવસ વિમલયશને કહ્યું : 'કુમાર, શું પ્રેમ એ મનુષ્યના અસ્તિત્વની ધરી નથી? જીવનનું સનાતન સત્ય નથી? અનન્ત તરફની યાત્રાની ગતિ નથી? અચલ... અમલ...ભણી લઈ જનારું શ્રેષ્ઠ સાધન નથી?'

અને ત્યારે વિમલયશને પોતાનો...અમરકુમાર સાથેનો...લગ્નપૂર્વેનો વાર્તાલાપ યાદ આવી ગયો! સ્નેહના સુકુમાર રોમાંચ અનુભવવા ટેવાયેલો તેનો દેહ, એ સ્મૃતિથી ધ્રૂજી ઊઠયો હતો...ત્યારે ગુણમંજરીએ વિમલયશની આંખોમાં આંખો પરોવીને કહ્યું હતું, 'વિમલ, આપણે એકસાથે જીવવાનો...સંકલ્પ કરીએ...માન્ય છે તમને?'

ત્યારે વિમલયશની આંખો સજલ થઈ ગઈ હતી... આવી જ વાત મેં અમરને કરી હતી...ને અમરે મને વચન આપ્યું હતું...પણ...

તેણે દૂર–સુદૂર અંતરિક્ષમાં દૃષ્ટિ માંડી...ને બોલ્યો :

'મંજરી, જો આકાશમાં...અષ્ટમીનો ચંદ્ર...જાણે પૂર્ણિમાને પામવાની આશામાં જીવી રહ્યો છે...!'

'સાચી વાત છે, એની એ આશા સફળ થવાની!'

વિમલયશને નંદીશ્વર દ્વીપ પર સાંભળેલાં મહામુનિનાં વચનો યાદ આવી ગયાં...'તારી આશા બેનાતટ નગરે ફળશે!' ને તેણે વિચાર્યું: 'શું આશાઓ બધી ફળે ખરી આ સંસારમાં? છતાં આશાએ જીવવા જીવ ટેવાઇ ગયો છે...'

ત્યાં ગુણમંજરીનાં મધુર વચનો એના કાને પડ્યાં: 'કુમાર, આંખ-અંતર અને આત્માથી તને જ જીવનસંગી માન્યો છે...એટલું યાદ રાખજે...'



વર્ષ ઉપર વર્ષ વીતતાં જાય છે.

અમરકુમારના આગમનના કોઈ સમાચાર મળતા નથી. વિમલયશના મનમાં ક્યારેક નિરાશાના વિકલ્પ આવી જાય છે. પરંતુ અવધિજ્ઞાની મહર્ષિનાં વચનોને યાદ કરી મનને ધીરજ બંધાવે છે... 'આવશે... અવશ્ય, અહીં જ આવશે. જેટલો વિરહ ભાગ્યમાં લખાયો હશે. એટલો વિરહ સહન કરવો જ રહ્યો.'

શ્રી નવકારમંત્રના ધ્યાનમાં અને પરમાત્માના પૂજનમાં એનો આત્મા આન્તર–આનન્દ અનુભવે છે. ગુણમંજરી સાથેના સખ્યભાવમાં એનું મન

પ્રસન્નતા અનુભવે છે. પ્રજાના અપાર સ્નેહમાં સ્નાન કરીને એ શીતળતા અનુભવે છે. પ્રકૃતિનાં દર્શન કરી...આધ્યાત્મિકતાનો રસાસ્વાદ કરે છે.

પાંચ–સાત દિવસથી વિમલયશ રાજસભામાં ગયો ન હતો. એ અરસામાં એક દિવસ માલતીએ સમાચાર આપ્યા.

'મહારાજકુમાર, નગરમાં તો હાહાકાર વર્તાઇ ગયો છે.'

'શું થયું છે?'

'એક ચોરે ઠેરઠેર ચોરીઓ કરવા માંડી છે, ચોર પકડાયો નથી.'

'નગરરક્ષકો ચોરને પકડી શકતા નથી?'

'ના ના, નગરરક્ષકો જ્યારે ચોરને પકડી શક્યા નહીં ત્યારે પ્રજાજનોએ રાજસભામાં પોકાર કર્યો...ત્યારે નગરનો એક શ્રેષ્ઠિ ચોરને પકડવા તૈયાર થયો...'રત્નસાર' એનું નામ છે.'

'તેણે પકડી પાડયો ચોરને.?'

'અરે, એ પોતે જ લુંટાઈ ગયો!'

'કેવી રીતે?' વિમલયશને માલતીની વાત સાંભળવામાં મજા આવી ગઈ.

'કુમાર, એ ચોરને ખબર પડી ગઇ કે રત્નસારે મને પકડવાનું બીડું ઝડપ્યું છે. એટલે ચોરે વેપારીનો વેશ ધારણ કર્યો. અને રત્નસારની હવેલીએ પહોંચ્યો.

રત્નસારને કહ્યું: 'હું પરદેશી વ્યાપારી છું. રત્નો ખરીદવા આવ્યો છું.' રત્નસારે મૂલ્યવાન રત્નો બતાવ્યાં, મૂલ્ય કહ્યું. ચોરે કહ્યું: 'હું આવતીકાલે મૂલ્ય આપીને રત્નો લઈ જઇશ.' તેણે હવેલીનું...તિજોરીનું નિરીક્ષણ કરી લીધું! તે પોતાના ઘેર ગયો. રાત્રે રત્નસાર શ્રેષ્ઠિ ચોરને પકડવા માટે નગરના દરવાજે જઇને ઊભો રહ્યો. ચોરે રત્નસારની હવેલીની પાછળના ભાગમાં મોટું બાકોરું પાડ્યું. અંદર દાખલ થયો. તિજોરી તોડી. રત્નોનો ડબ્બો લીધો અને નીકળી ગયો બહાર. પહોંચી ગયો પોતાના ઘેર! અને, એક વાત કહેવાની ભૂલી ગઇ...રત્નોની સાથે સાથે રત્નસારને પહેરવાનાં બધાં કપડાં પણ લઇ ગયો! જ્યારે રખડીને થાકીને રત્નસાર પોતાની હવેલીમાં આવ્યો...ત્યારે તેણે જોયું, તેની તિજોરી તૂટેલી હતી...પોક મૂકીને રોયો બિચારો! સવારે રાજસભામાં આવીને મહારાજાની સમક્ષ પોતાની વાત કરી.'

'ચોર બુદ્ધિશાળી લાગે છે!' વિમલયશે કહ્યું.

'કુમાર, સામાન્ય બુદ્ધિનો નથી ચોર, અસાધારણ બુદ્ધિ છે એની! રાજપુરોહિતને તો કેવો મૂર્ખ બનાવ્યો એણે!'

'એ કેવી રીતે?'

'જ્યારે રત્નસાર ચોરને પકડી ન શક્યો...ત્યારે રાજપુરોહિતે રાજસભામાં કહ્યું કે, 'હું ચોરને પકડીશ!' બસ, ચોરને ખબર પડી ગઈ ગમે તે રીતે...એણે તપાસ

કરી લીધી કે પુરોહિત ક્યાં ક્યાં જાય છે...પુરોહિતને નગરની બહાર દેવકુલિકામાં જુગાર રમવાની ટેવ હતી. ચોર દેવકુલિકામાં પહોંચી ગયો. જુગારીઓની સાથે એ પણ રમવા બેસી ગયો. પુરોહિતની સાથે રમતાં રમતાં પહેલાં તો ચોર હારતો ગયો...એટલે પુરોહિતને તાન ચઢ્યું. એ મોટા દાવ મૂકવા લાગ્યો...પછી ચોર જીતવા લાગ્યો...પુરોહિતનું બધું ધન જીતી લીધું. પુરોહિતે પોતાની રત્ન–મુદ્રિકા દાવમાં મૂકી...તે પણ જીતી લીધી ચોરે...

એટલામાં પુરોહિતને રાજદરબારમાંથી તેડું આવ્યું. પુરોહિત રાજદરબારમાં ગયો ને ચોર પુરોહિતના ઘેર ગયો. પુરોહિતની પત્નીને કહ્યું :

'હું પુરોહિતનો મિત્ર છું...મારી વાત સાંભળ. પુરોહિતને રાજાએ પકડી લીધો છે... અને હમણાં જ રાજાના સુભટો તારા ઘરની બધી સંપત્તિ લૂંટી જશે... એટલે મારા મિત્રે મને અહીં મોકલ્યો છે... તને વિશ્વાસ પડે એટલે આ 'રત્નમુદ્રિકા' નિશાન તરીકે મને આપી છે... પુરોહિત–પત્નીએ રત્નમુદ્રિકા જોઈ... તેને વાત સાચી લાગી. ચોરે કહ્યું : ઘરમાં જે જે રત્નો હોય, સુવર્ણ હોય... ને ઉત્તમ વસ્ત્રો હોય તે બધું મને આપી દે. હું એ ખજાનો મારા ઘરમાં છુપાવી દઈશ...'

પુરોહિતની પત્નીએ ઘરની તમામ સંપત્તિ ચોરને આપી દીધી. ચોર તે લઇને પોતાના સ્થાને પહોંચી ગયો!

પુરોહિત ઘેર આવ્યો...એની પત્નીએ કહ્યું: 'તમે જલ્દી છૂટી ગયા ? શો અપરાધ કર્યો હતો ?'

પુરોહિતે જ્યારે બધી વિગત જાણી...બિચારો... પોક મૂકીને રોયો ! રાજસભામાં આવીને મહારાજાને વાત કરી...આખી રાજસભા પેટ પકડીને હસી...'

'જબરો છે ચોર ? પછી શું થયું ?' વિમલયશે જિજ્ઞાસા વ્યક્ત કરી.

'પછી ચોરને પકડવાનું બીડયું ઝડપ્યું ધનસાર શેઠે અને એક હજામે ! પેલા ચોરે જાણી લીધું કે ધનસાર શેઠ અને હજામે એને પકડવાનું કામ માથે લીધું છે...તે બપોર હજામત કરાવવા હજામને ઘરે ગયો.. હજામે ચોરની હજામત કરીને પૈસા માગ્યા. ચોરે ખીસાં તપાસ્યાં...પૈસા ન નીકળ્યા એટલે તેણે કહ્યું : 'તારા છોકરાને મારી સાથે મોકલ, તેને હું પૈસા આપીને તૂર્ત જ મોકલું છું.' હજામના છોકરાને લઈને ચોર પેલા ધનસાર શેઠની દુકાને ગયો. ધનસારની કાપડની દુકાન હતી. ચોરે મૂલ્યવાન કાપડ ખરીદીને કહ્યું : 'આ મારો છોકરો અહીં બેઠો છે...હું ઘેર આ કાપડ મૂકીને આવું છું ને સાથે રૂપિયા લઈને આવું છું.' હજામના છોકરાને દુકાને બેસાડીને ચોર કાપડ લઈને પોતાના સ્થાને ગયો ! ગયો તે ગયો ! હજામનો છોકરો ઘેર ન આવ્યો એટલે છોકરાને શોધવા નીકળ્યો હજામ. તેણે શેઠની દુકાને છોકરાને બેઠેલો જોયો...છોકરો બાપને વળગી પડ્યો...

જ્યારે શેઠે વિગત જાણી ત્યારે આંખો પહોળી થઈ ગઈ ! 'એ લુચ્ચો ચોર આપણને બન્નેને લૂંટી ગયો...તારે તો હજામતના પૈસા જ ગયા...પણ મારા તો હજારો રૂપિયા ગયા...'

વિમલયશ પેટ પકડીને હસવા લાગ્યો.

'માલતી, તારો આ ચોર તો ભાઈ, ભારે છે હોં ! પછી એ ચોરને પકડવા કોણ ગયું ?'

'એક પરદેશી સોદાગર અને પેલી કામપતાકા વેશ્યા !'

'હા, વેશ્યાઓ ચતુર હોય છે ! એણે ચોરને પકડી લીધો ?'

'અરે, સાંભળો તો ખરા કુમાર ! પેલા ચોરને ખબર પડી ગઈ કે એને પકડવાનું બીડું કોણે ઝીલ્યું છે...એણે એક વેપારીનો વેશ પહેર્યો. સુંદર કીમતી વસ્ત્રો પહેર્યાં...ને કામપતાકાના ઘરે ગયો. વેશ્યા ખુશ થઈ ગઈ. તેણે ખૂબ પ્રેમથી આદર આપ્યો. ચોરે કહ્યું : 'કામપતાકા, નગરની બહાર એક પરદેશી સોદાગર આવેલો છે. શ્રીમંત છે, યુવાન છે...જો તું કહે તો એને અહીં લઈ આવું. તને માલામાલ કરી દેશે !' વેશ્યા તો ખુશ થઈ ગઈ. તેણે હા પાડી. ચોર સોદાગર પાસે ગયો...સોદાગરને કહ્યું : 'તમે પરદેશી મોટા વેપારી છો અને અહીં નગરની બહાર રહો, તે સારું ન કહેવાય. મારી હવેલીએ પધારો...હું આ નગરનો વેપારી છું.'

પેલો સોદાગર પરિવાર સાથે ચોરની સાથે વેશ્યાની હવેલીએ આવ્યો. ખૂબ સારી આગતા–સ્વાગતા કરી... પછી ચોરે સોદાગરનો વેશ ધારણ કર્યો...વેશ્યા ઓળખી જ ન શકે તેવું રૂપ કર્યું ને વેશ્યા પાસે ગયો. વેશ્યાએ તેને સોદાગર માનીને આદર આપ્યો. ચોરે કહ્યું : 'હે પ્રિય, પહેલાં મારે રાજસભામાં જવું છે...મહારાજને મળવું જરૂરી છે...મારાં આભૂષણો બધાં મંજૂષામાં પડેલાં છે...મંજૂષા તારી હવેલીમાં જ પડી છે. તારાં આભૂષણો મને આપ...એ પહેરીને હું રાજસભામાં જઈશ...મારું આટલું કામ કરી દે...પછી હું તારો જ છું...' વેશ્યાએ પોતાના અલંકારો આપ્યા. તે પહેરીને પેલા સોદાગર પાસે ગયો. સોદાગરને કહ્યું : 'તમારા પાંચ શ્રેષ્ઠ અશ્વ મને આપો. હું મહારાજા પાસે જાઉં છું. તમારા અશ્વો મહારાજાને બતાવીને સારું મૂલ્ય ઉપજાવીશ.' સોદાગરે પોતાના પાંચ અશ્વો આપ્યા. ચોર ઘોડા લઈને પોતાના સ્થાને પહોંચી ગયો...ગયો તે ગયો! રાત પડી ગઈ છતાં શેઠ પાછા ન આવ્યા એટલે સોદાગર વેશ્યા પાસે આવ્યો...ને પૂછ્યું : 'પેલો વેપારી હજુ કેમ ન આવ્યો?' વેશ્યાએ પૂછ્યું : 'તમે કોણ છો?' પેલાએ કહ્યું : 'હું પરદેશી સોદાગર છું...ને પેલો વેપારી મને અહીં એની હવેલીએ લઈ આવ્યો છે.' વેશ્યાએ કહ્યું : 'અરે આ હવેલી તો મારી છે...એ તો મારા અલંકારો લઈને ગયો છે...' સોદાગરે કહ્યું : 'મારા પાંચ ઘોડા લઈ ગયો છે...' બન્નેએ પોક મૂકી!

વિમલયશ ખડખડાટ હસી પડયો. હાસ્યને પરાણે રોકીને તેણે પૂછયું :

'માલતી, નગરમાં આ બધું ચાલી રહ્યું છે...ને મને તો ખબર જ નથી !'

'તમને ક્યાંથી ખબર પડે ? તમે સાત દિવસથી રાજસભામાં ગયા જ નથી ને ? તમે ભલાને તમારી વીણા ભલી ! પેલી રાજકુમારીને પણ ઘેલી કરી મૂકી...'

'ચૂપ રહે ! કોઈ ઘેલું થાય...એમાં હું શું કરું ? તું તો એ ચોરની વાત કર. હં, પછી શું થયું ? ચોર પકડાયો ?'

'એ ચોર પકડાય ? એને પકડવા માટે બગીચાના ચોકીદાર ભીમે બીડું ઝડપ્યું ! ભીમ ખૂબ બળવાન માણસ છે. હું એને ઓળખું છું. પેલા ચોરને ખબર પડી ગઈ...એણે યોગીનું રૂપ ધર્યું. માથે મોટી જટા અને લાંબી લાંબી દાઢી ! ભગવાં કપડાં પહેર્યાં. બગીચામાં પહોંચ્યો. ભીમે આવકાર આપ્યો. ભીમ ભગત માણસ છે. તેણે બાબાજીને કહ્યું : 'બાબા, મારા ઘેર ભોજન લેવા પધારશો ?' બાબાએ આંખો બંધ કરીને...ધ્યાન ધરીને કહ્યું : 'ભીમા, તારા ઘરે ભોજન કરવા નહીં આવું.' ભીમાએ પૂછયું : 'કેમ નહીં આવો ?' બાબાએ કહ્યું : ભીમા, તારી મા જીવતી ડાકણ છે ! તે સૂતેલા માણસનું લોહી ચૂસી લે છે...તારે પરીક્ષા કરવી હોય તો આજે રાત્રે દંડો પાસે રાખીને સુવાનો ઢોંગ કરીને ખાટલામાં

પડયો રહેજે.’ ભીમો ગયો. એની મા આવી બાબા પાસે. તેણે પણ ભોજનનું નિમંત્રણ આપ્યું. બાબાએ કહ્યું: ‘તારો દીકરો સુરાપાન કરે છે, માટે તારા ઘરનું ભોજન અગ્રાહ્ય છે...તને વિશ્વાસ ન પડતો હોય તો આજે રાત્રે એનું મુખ સુંઘજે...’ ડોસી ગઈ. પછી ભીમાની પત્ની આવી, બાબા પાસે. તેણે પણ ભોજન માટે આમંત્રણ આપ્યું. બાબાએ કહ્યું: ‘તારા ઘરમાં પગ જ ન મુકાય.’ પત્નીએ પૂછ્યું. ‘શાથી?’

‘તારો પતિ એની મા સાથે...જો વિશ્વાસ ન પડતો હોય તો આજે રાત્રે નજરે જોજે...’ અને પત્ની રોષે ભરાણી.

રાત્રે બાબાજી તો ભીમાના ઘરની પાસે જ એક વૃક્ષ નીચે જામી ગયા! મધ્યરાત્રિએ ઘરમાં તોફાન જાગ્યું! ડોસી દીકરાનું મુખ સુંઘવા દીકરાના ખાટલા પાસે ગઈ. નીચે નમીને દીકરાનું મુખ સુંઘે છે...ત્યાં દીકરો ગભરાયો. ‘જરૂર આ જીવતી ડાકણ છે...’ દંડો લઇને ઊભો થઈ ગયો...બીજી બાજુ ભીમાની પત્ની પણ દંડો લઇને છુપાઇને ઊભી હતી...તે પણ ધસી આવી...ને સાસુ ઉપર પ્રહાર કરવા લાગી...ત્રણે લડતાં–ઝઘડતાં ઘરની બહાર નીકળ્યાં...પેલા બાબાજી ઘરમાં ઘૂસી ગયા... ઘરમાં જે કંઇ હતું તે લઇને પલાયન થઇ ગયા!

જ્યારે ભીમો બાબાજીને શોધતો એમની જગાએ ગયો...તો બાબાજી ન મળ્યા...શોધતો શોધતો...થાકયો.

ઘરમાં ગયો...તો બધું જ ચોરાઈ ગયેલું જોયું. મોટી પોક મૂકી...'

વિમલયશ એટલું હસ્યો કે આંખોમાંથી આંસુ ટપકી પડયાં.

'માલતી, તો તો આ નગરમાં આવા બાવાઓથી સાવધાન રહેવું પડશે? સારું થયું કે તારા ઘરવાળાએ એને પકડવાનું બીડું ન ઝડપ્યું...'

'કુમાર, એ શું બીડાં ઝડપે... એ તો પાનનાં બીડાં મળે એટલાં ચાવી જાય એવો છે!'

'માલતી, પછી એ ચોરને પકડવા કોઈ તૈયાર નહીં થયું હોય?'

'કુમાર, ઘણા બધા તૈયાર થયા...પણ જે જે તૈયાર થયા...તે બધા જ લુંટાયા! નગરમાં હાહાકાર વર્તાઇ ગયો. છેવટે મહામંત્રીએ ચોરને પકડવાની હામ ભીડી... મહામંત્રીએ શેરીએ શેરીએ સૈનિકો ગોઠવી દીધા. નગરના ચારે દરવાજા પર શસ્ત્રસજ્જ સૈનિકો બેસાડી દીધા...ને પોતે નગરના ચાર રસ્તા ઉપર તંબૂ તાણીને બેઠા. ત્યાં રાત્રિના પહેલા પ્રહરમાં ત્યાંથી એક મહિયારી માથે દહીંનું મટકું લઇને નીકળી. મહામંત્રીએ મહિયારીને બોલાવીને પૂછયું: 'તારા મટકામાં શું છે?' મહિયારીએ મટકું બતાવ્યું. મહામંત્રીએ પૈસા આપીને મટકું લીધું અને જોયું તો મટકામાં મદિરા ભરેલી હતી. મહામંત્રીએ તો મદિરા પીધી...સાથે રહેલા સૈનિકોએ પણ મદિરાપાન

કર્યું. થોડીવારમાં જ ઘેન ચઢયું! મદિરામાં બેભાન કરવાની દવા ભેળવેલી હતી. સહુ બેભાન થઈ ગયા. પેલી મહિયારીએ મહામંત્રીને બેડી પહેરાવી દીધી! પગનાં પગરખાં કાઢીને મુખ પર મૂકી દીધાં. અશુચિ કરી. બધાનાં કપડાં ઉતારી લીધાં ને ચાલી ગઇ! સવાર પડી. મહામંત્રીની ભાળ લેવા મહારાજા પોતે ચાર રસ્તે ગયા. તંબૂમાં જોયું તો મહારાજા પોતે હસી પડયા. માણસોએ મહામંત્રીને ઢંઢોળીને જગાડયા. મહામંત્રી જાગ્યા. પોતાની દુર્દશા જોઈને લજ્જિત થઇ ગયા.

'માલતી, આ ચોરે તો ગજબ કરી દીધો!'

'એ જ વાત કરું છું ને તમને. મહારાજાને ચિંતા થઈ રહી છે. મને તો લાગે છે કે મહારાજા પોતે એ ચોરને પકડવા પ્રયત્ન કરશે. અને તો તો ચોરનું આવી બન્યું સમજજો.'

'આ ચોરને બુદ્ધિ-બળથી જ પકડી શકાય...અથવા વિદ્યાશક્તિથી પકડી શકાય. ખેર હવે તું સૂઇ જા.'

'અને તમે વીણાવાદન કરશો!'

'વીણાવાદનનું વ્યસન પડી ગયું છે.'

'તમને વાદનનું વ્યસન પડયું છે ને પેલી કુમારીને શ્રવણનું વ્યસન પડયું છે ને...!' માલતી દોડતી પોતાના ખંડમાં ભરાઈ ગઈ.



પ્રાભાતિક કાર્યોથી પરવારીને વિમલયશ રાજમહેલમાં જવાનો વિચાર કરતો હતો. સાત-આઠ દિવસથી તે રાજસભામાં કે રાજમહેલમાં ગયો જ ન હતો. માલતી પાસેથી ચોરનાં પરાક્રમો સાંભળ્યા પછી વિમલયશે આજે મહારાજા પાસે જવાનો વિચાર કર્યો હતો. માલતી, વિમલયશ માટે દુગ્ધપાન તૈયાર કરીને ઉદ્યાનમાં પોતાના ઘરે ચાલી ગઈ હતી. ઘરનું કામ ઝડપથી પતાવીને રાજમહેલમાં પહોંચી ગઇ હતી. ચોરના નવા ઉપદ્રવનો વૃત્તાંત જાણવાની એને તાલાવેલી હતી.

ચોરના નવા પરાક્રમનો વૃત્તાંત જાણીને માલતીના શ્વાસ અદ્ધર થઇ ગયા હતા...તે બેબાકળી બની ગઇ અને વિમલયશ પાસે દોડી આવી...વિમલયશ પાસે આવીને જમીન પર બેસી પડી...માલતીની હાલત જોતાં જ વિમલયશને લાગ્યું કે કોઇ મોટો અનર્થ બની ગયો છે! તેણે માલતીને પૂછયું :

'માલતી, કેમ આટલી બધી વિહ્વળ છે? તારી આંખોમાં આંસુ...? શું તારો પતિ લૂંટાયો?'

'ના રે કુમાર, પતિ લૂંટાયો હોત તો વાંધો જ ન હતો...આ તો મહારાજા પોતે લૂંટાઈ ગયા...'

'પણ તેથી તારી આંખોમાં આંસુ...?

'કુમાર, વૃત્તાંત સાંભળીને...તમારી આંખો પણ વરસવા લાગશે...'

'તો જલ્દી કહે, એવું શું બની ગયું?'

'રાજકુમારી ગુણમંજરીનું અપહરણ થઈ ગયું છે કુમાર...'

'હેં?' વિમલયશ ઊભો થઇ ગયો. માલતીના બે ખભા પકડીને તેને હચમચાવી નાખી.

'માલતી, તું શું સાચી વાત કરે છે?'

'કુમાર, તમારી સમક્ષ હું ક્યારે પણ અસત્ય બોલું ખરી? તદ્દન સત્ય વાત છે. રાજમહેલમાં કાળો કલ્પાંત થઇ રહ્યો છે...'

વિમલયશ અસ્વસ્થ બની ગયો. તેણે માલતીને પૂછયું :

'માલતી, શું તને એ જાણવા મળ્યું કે ચોર કેવી રીતે અપહરણ કરી ગયો ?'

'હા જી, હું બધી જ વિગત જાણીને આવી છું... રાજમહેલમાંથી જ દોડી આવી છું...સાંભળો એ સમગ્ર વૃત્તાંત......'

માલતી વિમલશયની પાસે બેસી ગઈ.

'ગત રાત્રિમાં મહારાજા પોતે ચોરને પકડવા માટે ચુનંદા સુભટો સાથે નીકળ્યા હતા. તેમણે કિલ્લાનાં ચારે દ્વારો પર સુભટોની ચોકી ગોઠવી હતી અને પોતે પૂર્વ-દિશાના દરવાજે શસ્ત્રસજ્જ થઇને ઊભા હતા.

પ્રથમ પ્રહર પૂરો થવાની તૈયારી હતી, ને પૂર્વ દિશાના દરવાજા પાસે નગરમાંથી એક માણસ ગર્દભ ઉપર કપડાંની ગાંસડી નાંખીને આવ્યો. મહારાજાએ પૂછ્યું:

'કોણ છે તું ? અત્યારે ક્યાં જાય છે ?'

'મહારાજા, હું આપનો જ સેવક છું...રજક–ધોબી છું...મહારાણીજીનાં વસ્ત્રો હું જ ધોવું છું.'

'પણ અત્યારે ક્યાં જાય છે ?'

'કૃપાવતાર, મહારાણી તો પદ્મિની નારી છે... તેમનાં વસ્ત્રોમાં એવી સુગંધ હોય છે કે...ભ્રમરોનાં ટોળાં... દિવસે આવી જાય છે...ને કપડાં ધોવા દેતાં નથી...માટે રાત્રે જ તેમનાં કપડાં હું ધોવું છું. સરોવર–કિનારે અત્યારે શાંતિથી કપડાં ધોઈશ...' ધોબીએ એ હાથ જોડીને કહ્યું.

'તારી વાત સાચી, પણ તને ખબર છે ને કે આઠ–આઠ દિવસથી ચોરનો ભારે ઉપદ્રવ છે...'

'મહારાજા, આપ જેવા મારા સ્વામી...દરવાજે ઊભા હોય...પછી મને ભય શાનો?' ગર્દભના માથે હાથ ફેરવતો ધોબી બોલ્યો.

'ભલે, જા સરોવર–તીરે, પરંતુ જો ચોર ત્યાં આવી જાય...કે તને દેખાઈ જાય તો મોટેથી બૂમ પાડજે. હું ઘોડા પર બેસીને તૂર્ત જ ત્યાં આવી જઈશ...'

'આપની મહાન્ કૃપા છે મહારાજા...અવશ્ય, ચોર દેખાતાં જ બૂમ પાડીશ...આપ તૂર્ત જ આવી જજો... ચોર આજે પકડાઈ જ જવાનો...હા, એને ખબર પડી હશે કે હું મહારાણીનાં મૂલ્યવાન વસ્રો લઈને સરોવર–તીરે ધોવા જાઉં છું...તો એ કપડાંની લાલચથી કદાચ આવી જાય...ખરી વાત છે આપની...પણ આજે એના માથે કાળ–નગારાં વાગે છે...બાપલા...' એમ કહેતો ધોબી પોતાના ગર્દભને હાંકતો સરોવર તરફ ચાલ્યો ગયો.

મહારાજા અશ્વારૂઢ બની ચારે દરવાજે જઈ આવ્યા.

રાત્રિનો બીજો પ્રહર પૂર્ણ થવાની તૈયારી હતી... ત્યાં સરોવર તરફથી ધોબીની તીવ્ર ચીસ સંભળાણી... મહારાજાએ સુભટોને કહ્યું: 'તમે અહીં ખૂલ્લી તલવારે ઊભા રહેજો. હું સરોવર–તીરે જાઉં છું. કદાચ ચોર ભાગીને આ બાજુ આવે તો જીવતો કે મરેલો...પકડી લેજો...'

મહારાજા અશ્વારૂઢ બની ત્વરિતગતિથી સરોવરકિનારે પહોંચ્યા. ત્યાં ધોબી દોડતો સામે આવ્યો...ને બોલ્યો :

'મહારાજા, ચોર આવ્યો'તો...મેં બૂમો પાડી એટલે સરોવરમાં કૂદી પડ્યો...જુઓ, પેલો દૂર...તરતો જાય છે...એનું માથું દેખાય છે...'

ધોબી ગભરાયેલો હતો. મહારાજાએ કહ્યું : 'હવે એ મર્યો સમજ. લે, મારો ઘોડો પકડ, મારાં વસ્ત્રો સંભાળ. બસ, હું સરોવરમાં એનો પીછો કરીશ...' એમ કહીને મહારાજાએ ઘોડો, વસ્ત્ર, મુગટ અને બીજાં શસ્ત્રો ધોબીને સોંપીને, માત્ર એક કટારી લઈને સરોવરમાં ચોરનો પીછો કર્યો. તરતા તરતા મહારાજા આગળ વધી ગયા...ત્યાં પેલા ધોબીએ મહારાજાનાં કપડાં પહેરી લીધાં... માથે મુગટ મૂકી દીધો...ઘોડા પર બેસી ગયો...મોઢું પણ મહારાજા જેવું બનાવી દીધું...'

'એ ધોબી જ ચોર હતો ?'

'હા, મહારાજકુમાર ! એ ઘોડે બેસીને કિલ્લાના દરવાજે આવ્યો...ને સુભટોને ઇશારાથી સમજાવી દીધું કે 'મેં ચોરને મારી નાંખ્યો છે !' એટલે સુભટો ચાલ્યા ગયા. દ્વારરક્ષકે કિલ્લાનાં દ્વાર બંધ કરી દીધાં.

બનાવટી રાજા રાજમહેલમાં આવ્યો. મહારાણી પાસે ગયો. દીપકો મંદમંદ સળગતા હતા. તેણે મહારાણીને કહ્યું : 'હું ગુણમંજરીને સાથે લઇ જાઉં છું... ચોર પકડાઈ ગયો છે...મેં માનતા માની હતી કે 'ચોર

પકડાઈ જશે તો તૂર્ત જ ગુણમંજરીની સાથે હું મહાકાળ દેવનાં દર્શન કરીશ અને મીઠાઈનો થાળ ધરાવીશ.' એ ઘટિકામાં જ અમે પાછાં આવી જઈશું...' મહારાણી આનંદિત થઈ ગયાં...ગુણમંજરીને જગાડી...અને બનાવટી રાજા સાથે રવાના કરી. ગુણમંજરી અર્ધજાગ્રત દશામાં હતી. રાજાની સાથે ઘોડા પર બેસી ગઈ...અને ઘોડો પુરપાટ...નગરના પશ્ચિમ દ્વારેથી બહાર નીકળી ગયો.'

'પછી સરોવરમાં પડેલા મહારાજાનું શું થયું ?' વિમલયશ ખૂબ ઉદ્વિગ્ન...અશાન્ત બની ગયો.

'મહારાજા જેને ચોરનું માથું માનતા હતા...તે તો સફેદ રંગથી રંગેલું માટલું હતું ! જેવું માટલું હાથમાં આવ્યું...મહારાજા ચોંકી ઊઠ્યા...તેમણે કિનારા તરફ જોયું તો ધોબીય નહોતો...કે ઘોડોય ન હતો... માત્ર ગધેડું ઊભું હતું ! તેઓ ત્વરિત ગતિથી તરતા તરતા કિનારે આવ્યા. તેઓ સમજી ગયા હતા...કે 'એ ધોબી જ ચોર હતો !'

તેઓ ભીના અધોવસ્ત્ર સાથે દરવાજે આવ્યા; પણ દ્વારરક્ષકોએ દરવાજો ન ખોલ્યો. મહારાજાએ ઘણું સમજાવ્યા દ્વારરક્ષકોને...જે ઘટના બની હતી તે કહી સંભળાવી...પણ દ્વારરક્ષકો કોઈ વાત માનવા જ તૈયાર ન હતા...આખી રાત મહારાજાએ કિલ્લાની બહાર વિતાવી. પ્રભાતે જ્યારે દ્વાર ખૂલ્યાં...ત્યારે મહારાજા ચૂપચાપ

રાજમહેલમાં આવી ગયા. પોતાના આવાસમાં જઈ બીજાં વસ્ત્રો પહેરીને તેઓ મહારાણી પાસે ગયા. મહારાણીએ કહ્યું :

'તમે તો બે ઘટિકામાં પાછા આવવાનું કહીને ગયા હતા...ને આખી રાત વિતાવીને આવ્યા? ગુણમંજરી આવી ગઇને?'

'તું શું વાત કરે છે?' મહારાજા ભયથી ધ્રૂજી ઊઠચા.

'કેમ, બીજો પ્રહર પૂર્ણ થઇ ગયો હતો. ત્રીજો પ્રહર ચાલી રહ્યો હતો...ને તમે આવીને મને કહ્યું કે 'ચોર પકડાઈ ગયો છે, ને હવે હું ગુણમંજરીને લઇને મહાકાળના મંદિરે જઈશ...મીઠાઈનો થાળ ચઢાવવાની માનતા માની છે...' પછી તમે ગુણમંજરીને લઇ ઘોડા પર બેસીને ગયા...'

રાજા રડી પડચા...'અરેરે...મારી કુમારીને ચોર ઉપાડી ગયો...' મહારાણીને મહારાજાએ જ્યારે બધી વાત કરી...ત્યારે મહારાણી તો બેભાન થઇ ગયાં...સમગ્ર રાજમહેલમાં ગુણમંજરીના અપહરણથી કાળો કેર વર્તાઈ ગયો છે...'

'પછી મહારાજાએ શું કર્યું?'

'એ હું જાણતી નથી. આટલી વાત સાંભળીને... સીધી તમારી પાસે દોડી આવી છું...કુમાર...'

વિમલયશ ઊભો થઇને વ્યગ્રચિત્તે ખંડમાં આંટા મારવા લાગ્યો. માલતી મૂઢ બનીને વિમલયશને જોઈ રહી...તે ધીરેથી બોલી : 'કુમાર!'

વિમલયશે માલતી સામે જોયું.

'કુમાર, તમે જાદુઈ પંખો બનાવીને ભારેમાં ભારે તાવ ઉતારી શકો છો...તો શું એવો કોઇ જાદુ નથી... કે રાજકુમારી જ્યાં હોય ત્યાંથી પાછી લાવી શકાય?'

વિમલયશે માલતીની આંખોમાં વેદનાભરી યાચના જોઈ...જો કે એના પોતાના હૃદયમાં અકથ્ય વેદના ઊભરાણી હતી. ગુણમંજરી પ્રત્યેનો તીવ્ર સખ્યભાવ...તેના અંતઃકરણમાં જીવંત હતો...માલતીના પ્રશ્નનો જવાબ આપે એ પહેલાં રાજમાર્ગ પર જોરજોરથી ઢોલ વાગી ઊઠ્યાં: ત્યાર પછી એક રાજપુરુષની ઘોષણા થઈ. વિમલયશ દોડીને ઝરૂખે પહોંચી ગયો.

'બેનાતટના નગરજનો સાંભળો...ભયંકર જુલ્મી ચોર રાજકુમારીનું અપહરણ કરી ગયો છે. જે કોઈ વીર પુરુષ રાજકુમારીને જીવતી પાછી લઈ આવશે, તેને મહારાજા પોતાનું અર્ધરાજ્ય આપશે અને રાજકુમારી તેને પરણાવશે!'

વિમલયશ એક પળનોય વિલંબ કર્યા વિના મહેલમાંથી બહાર આવ્યો. ઘોષણા કરનાર રાજપુરુષ પાસે જઈ તેણે ઘોષણાને ઝીલી લીધી.

'જાઓ, મહારાજાને કહો કે એ ચોર અને રાજકુમારીને...કાલે પ્રભાતે મહારાજાનાં ચરણોમાં હાજર કરીશ.'

માલતીના આનંદનો પાર ન રહ્યો. વિમલયશ મહેલમાં આવ્યો...માલતીએ વિમલયશનાં ઓવારણાં લીધાં.

'માલતી, તું અહીં રહેજે, હું રાજમહેલે જાઉં છું. મહારાજા કરતાંય વધુ આશ્વાસનની જરૂર છે મહારાણીને.'

'હા હા, કુમાર, મહારાણીને જઈને આશ્વાસન આપો, નહીંતર એ રાણીના પ્રાણ નીકળી જશે. ગુણમંજરી તો રાણીને પ્રાણ કરતાંય અધિક વહાલી છે...'

વિમલયશ ત્વરિત ગતિથી રાજમહેલમાં આવ્યો. રાજમહેલમાં વિમલયશની જ વાતો થઈ રહી હતી. 'મહારાજાની ઘોષણા વિમલયશે ઝીલી છે,' એ જાણીને કોઈ પ્રસન્ન થયા છે, કોઈ ભયભીત થયા છે...વિમલયશ સીધો અંતેપુરમાં પહોંચ્યો.

મહારાણીએ ભાન ગુમાવેલું હતું. મહારાજા આક્રંદ કરી રહ્યા હતા. મંત્રીઓ કિંકર્તવ્યમૂઢ બનીને બેઠા હતા...

વિમલયશે મહારાજાને પ્રણામ કરીને કહ્યું :

'હે કૃપાવંત, આપ ધૈર્ય ધારણ કરો, સ્વસ્થ બનો. આવતી કાલે પ્રભાતે ગુણમંજરીને આપની સમક્ષ હાજર કરીશ. આપ ઉદ્વેગને દૂર કરો. મહારાણીને ભાનમાં લાવો.'

મહારાજાએ વિમલયશના માથે હાથ મૂકીને કહ્યું : 'ના ના, વિમલ...તું એ ચોરને પકડવા ન જઈશ...એ ચોર ભયંકર છે...જે જે એને પકડવા ગયા...તે બધા

જ લૂંટાયા…હું પણ લૂંટાયો…મારી રાજકુમારીને એ દુષ્ટ ઉપાડી ગયો…'

'મહારાજા, પેલો પંખો લાવો, મહારાણીને હું ભાનમાં લાવું છું.'

પંખો લાવવામાં આવ્યો. વિમલયશે પંખાથી રાણીને હવા નાંખી. રાણી ભાનમાં આવી. તેણે વિમલયશને જોયો…તે વિમલયશને વળગી પડી…ને કરુણ રૂદન કરવા લાગી.

'માતાજી, આપ રૂદન ન કરો. ગુણમંજરીને એ ચોર પાતાળમાં લઇ ગયો હશે તો હું પાતાળમાંથી લઇ આવીશ. તે દરિયામાં છુપાયો હશે તો દરિયામાંથી લઈ આવીશ…હવે તમે ચિંતા ન કરો…સ્વસ્થ થાઓ. શું તમને આ વિમલયશ પર વિશ્વાસ નથી?'

'બેટા, તારા પર તો મને પૂરો વિશ્વાસ છે જ; પરંતુ આ ચોર તો…'

'ખૂબ ક્રૂર છે ને? ભલે ક્રૂર હોય, એને હું જીવતો પકડીશ!'

'ના ના, વિમલયશ…તારે આ સાહસ ન કરવું જોઇએ…નથીને એ દુષ્ટ તને જ…' મહારાજાની આંખો ભીની થઈ ગઈ…

'મને ઉપાડી જશે, એમ કહો છો ને? સાચી વાત છે, આજ સુધી જે બન્યું છે…તેનાં આધારે આપ આવું જ અનુમાન કરો…પરંતુ આપે હજુ આ

વિમલયશની શક્તિ જોઇ નથી! કળા જોઈ છે, પરંતુ શક્તિ નથી જોઈ! આ પ્રસંગે હું મારી શક્તિનો આપને પરિચય આપીશ. શ્રી નવકારમંત્રના અચિન્ત્ય પ્રભાવથી શું શક્ય નથી આ સંસારમાં? આપ નિશ્ચિંત રહો...'

'અને, જો તું ચોરને પકડીશ, રાજકુમારીને લઈ આવીશ...તો મારું અડધું રાજ્ય તારું...અને રાજકુમારી તારી...'

વિમલયશના શરીરે રોમાંચ થઈ ગયો...તેણે રાજા-રાણીને પ્રણામ કર્યા અને પોતાના મહેલે આવી ગયો.

## ૩૬

ગુણમંજરી !

શુભ્ર સ્ફટિક સમી દીપ્તિમાન કાયા, દીર્ઘ-લોચન, પ્રશસ્ત વક્ષપ્રદેશ, સમુન્નત ભાલ અને કૃષ્ણપક્ષ સમી શ્યામ ઝૂલતી અલકલટો...રાજકુમારી ગુણમંજરીને દુષ્ટ તસ્કર એક અજ્ઞાત ગુફામાં લઇ આવ્યો હતો. જ્યારે એણે પોતાના પિતાના વેશમાં...છુપાયેલા તસ્કરને ઓળખ્યો...તે ચીસ પાડી ઊઠી...ને તત્ક્ષણ બેભાન થઇ ધરણી પર ઢળી પડી.

રાત વેરણ થઇ પડી...એ ભાનમાં આવી...એનું ફૂલશું હૈયું ચીસ પાડી ઊઠ્યું. ન જીરવી

શકાય એવી વેદનાથી તે વ્યાકુળ બની ગઇ. આંખોમાંથી કરુણ વેદના વરસી પડી. અશ્રુનાં પૂર ઉમટચાં. વિચાર-શૂન્ય થઇ ગઇ...આખી રાત રડતી રહી...ત્યાં એને આશ્વાસન આપનાર કોણ હતું ?

પ્રભાત થયું. તસ્કરે સુંદર વસ્ત્રો પહેર્યાં. મૂલ્યવાન અલંકારો ધારણ કર્યા...પાન ચાવીને હોઠ લાલ કર્યા... ને ગુણમંજરી પાસે આવ્યો. ગુણમંજરી સાવધાન થઈ ગઈ. પોતાની કાયાને સંકોચીને બેસી ગઈ.

'ભય ન પામ, કુમારી ! અહીં તને કોઇ દુઃખ નહીં પડે...તારા પિતા જો ઉપરના નગરના રાજા છે તો હું ભૂગર્ભનગરનો રાજા છું ! જેટલી સંપત્તિ તારા પિતા પાસે છે એના કરતાંય વધુ સંપત્તિ મારી પાસે છે... અને જરા મારી સામે જો, એક સુંદર યુવાન રાજકુમાર કરતાં જરાય ઊતરતી મારી કાયા નથી! એક સ્ત્રીને શું જોઇએ ? એ બધું જ મારી પાસે છે...તને હું મારી રાણી બનાવીશ...હા હા હા...'

તસ્કરના અટ્ટહાસ્યથી વિશાળ ગુફાનો એ ગુપ્ત આવાસ ગૂંજી ઊઠયો. રાજકુમારી થરથરી ઊઠી...તેની આંખો ભયાકુલ બની ગઇ.

'કહે, મારી વાત તને માન્ય છે ને ? તું મને પ્રત્યુત્તર આપ...'

'ના, એ કદાપિ નહીં બની શકે...' રાજકુમારી ઊભી થઇ ગઇ...તેનો ભય જતો રહ્યો...તેની આંખોમાંથી આગ ઝરવા લાગી.

'તો તું અહીંથી જઈ પણ નહીં શકે !'

'ભલે...મારા પ્રાણ અહીં નીકળી જાય...'

'એમ તને મરવા નહીં દઉં...આવી ભરપુર યુવાની...' તસ્કર ગુણમંજરીની નિકટ જવા લાગ્યો.

'દૂર રહેજે દુષ્ટ, હમણાં જ જીભ કચરીને પ્રાણ-ત્યાગ કરી દઈશ...' તસ્કર પાછો હટી ગયો. તેણે પોતાનો સ્વર કોમળ કરીને કહ્યું :

'રાજકુમારી, તું મારી સામે તો જો...છેવટે તારે કોઈની સાથે લગ્ન તો કરવાનાં જ છે ને ? તો તું મને પસંદ કરી લે...હું તારાં ચરણોનો દાસ બની જઈશ...'

'બંધ કર આ બધી વાતો. આ ભવમાં હવે હું બીજા કોઈ પુરુષને વરવાનો વિચાર પણ ન કરી શકું. હું સર્વસ્વ–ભાવે વિમલયશની બની ચૂકી છું...મનથી... પ્રાણથી...ને આત્માથી !'

'ઓહો ! એમ વાત છે ! પેલો પરદેશી કુમાર... વિમલયશ...?'

'હા, એ પરદેશી કુમારની હું બની ચૂકી છું...'

'પણ એ જીવતો જ ન રહે તો ?' તસ્કરે દાંત કચકચાવ્યા...ને કમરમાંથી છરી ખેંચી કાઢી ને આકાશમાં ઘુમાવી...

'એ છરીથી તું મારો દેહ ચીરી નાંખ...'

'તો પછી વિમલયશને કેવી રીતે પરણીશ ?'

'જીવતી રહીશ તો મારા વિમલયશની બનીને રહીશ. મરીશ તો મૃત્યુંજય બનીને એને પામીશ...આ સિવાય બીજો મારો કોઈ સંકલ્પ નથી.'

હૃદયમાં વલોવાતા વેદનાના તુમુલ તોફાનની રેખાઓ રાજકુમારીના મુખ પર ઊપસી આવી. એના સ્વરમાં અસહ્ય ઉગ્રતા—વ્યગ્રતા ઉછળી આવી. તેણે કહ્યું :

'રે તસ્કર, તું શું એટલું પણ સમજી શકતો નથી કે સ્રીને એક જ હૃદય હોય છે...અને તેના હૃદયનો આરાધ્યદેવ પણ એક જ હોય છે...તું મારા પ્રેમની અપાર શક્તિને નમાવી નહીં શકે, હરાવી નહીં શકે... મારા સંકલ્પને બદલી નહીં શકે...'

'ભલે, હું તને મારી વાત પર વિચાર કરવાનો સમય આપું છું...આજનો સંપૂર્ણ દિવસ...અને અડધી રાત! અડધી રાત વીત્યા પછી હું અહીં આવીશ... તને અહીં ભોજન...પાણી વગેરે મળી જશે...મારા આવ્યા પછી તારે તારો નિર્ણય બતાવવો પડશે...'

'મારો નિર્ણય મેં કહી જ દીધો છે...એમાં કોઈ જ પરિવર્તનની શકયતા નથી...'

'સંયોગો ને પરિસ્થિતિઓ ભલભલાના નિર્ણયો બદલાવી નાંખે છે...કુમારી! રાત્રે જયારે હું આવીશ ત્યારે તારા સંયોગો બદલાઇ ગયા હશે...'

'સંયોગો ભલે બદલાય...કદાચ એ પરિવર્તન સાથે તારું પરિવર્તન થઇ જાય તો?'

તસ્કર અનિમેષ નયને ગુણમંજરીને જોઈ રહ્યો.. કેતકીનાં ફૂલ જેવાં એનાં સુંદર પ્રફુલ્લ નયનો...મહુડાની કળી જેવો એનો કપોલ–પ્રદેશ...દાડમની કળી જેવી સુડોળ દંતપંક્તિ...અને જયાકુસુમ જેવા લાલચટક એના અધર...ગુણમંજરીનાં સૌન્દર્યવૈભવને સ્તબ્ધ બનીને જોતો જ રહ્યો. એનું હૈયું વારી ગયું કુમારી પર...પણ એ ડરી ગયો...કુમારીના કૌમાર્ય–તેજથી ને તે હતપ્રભ થઈ ગયો.

તે ચાલ્યો ગયો. ગુફામાંથી બહાર નીકળીને તે બેનાતટનગરમાં છદ્મવેશે પ્રવેશી ગયો.

તસ્કરના ગયા પછી ગુણમંજરીને પોતાની પહાડ જેવડી મોટી ભૂલ સમજાણી...'મેં આ દુષ્ટને વિમલ–યશનું નામ બતાવી દઈને...મોટી ભૂલ કરી...વિમલયશને મેં વિપત્તિમાં મૂકી દીધો...આ ચોર ભયાનક છે, ક્રૂર છે...કદાચ વિમલયશને...' તે ધ્રૂજી ઊઠી. એના મુખ પર શોકનાં ઘેરાં વાદળ છવાઇ ગયાં, તેના હૈયામાંથી ઊના ઊના નિ:શ્વાસ નીકળવા લાગ્યા. સ્વગત બોલવા લાગી:

'અરેરે, આ બધું અચાનક શું બની ગયું? શું મારા ભાગ્યમાં આવું ઘોર દુઃખ લખાણું હશે? અને મને ક્ષમા કરો મારા હૃદયનાથ, તમારું નામ બોલીને મેં તમારો ઘોર અપરાધ કર્યો છે...મારી સાથે સાથે તમને પણ મેં સંકટમાં મૂકી દીધા...' રાજકુમારી રડી પડી..

એની કલ્પનાસૃષ્ટિમાં વિમલયશની સ્નેહભીની દૃષ્ટિ સાકાર થઈ. એના કર્ણો પર જાણે વીણાનો સૂરો અથડાવા લાગ્યા...પણ તે આનંદવિભોર બની શકી નહીં. તેના વદન પરની ગ્લાનિ કંઈક ઓછી થઈ...તેનો અગાધ પ્રેમસાગર કંઈક ખળભળ્યો...ને તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

'પિતાજી મારી શોધ અવશ્ય કરાવશે...મારા અપહરણના સમાચાર વિમલયશે જાણ્યા જ હશે. એ કેટલો દુઃખી થયો હશે? એને જેમ હું સમગ્રતયા ચાહું છું એમ એ પણ મને ચાહે છે! મને શોધવા માટે એ નીકળી પડયો હશે...? એ જાણી શકયો હશે મારી વેદનાને...'

દિવસભર એની આતુર આંખડીઓ ગુફાના દ્વાર પર મંડાઈ રહી, પણ કેવળ નિરાશા જ મળી રાજકુમારીને.

આ બાજુ છૂપે વેશે બેનાતટમાં પ્રવેશેલા તસ્કરે જાણી લીધું કે એને પકડવા માટે અને રાજકુમારીને પાછી લઇ આવવા માટે વિમલયશે જ ઘોષણા કરી છે. એણે અટ્ટહાસ્ય કર્યું...તે વિમલયશના મહેલ પાસે આવ્યો. મહેલની ચારે બાજુ ફરીને તેણે મહેલનું ઝીણવટથી અવલોકન કરી લીધું. પોતાના મનમાં ઘાતક યોજના પણ ઘડી દીધી.

રાત પડી.

આકાશની ગંગામાંથી ચાંદનીની શ્વેત ધારા ધરતી પર ઢોળાઈ રહી હતી. ધરતી જાણે દૂધેભરી તળાવડી જેવી લાગતી હતી. ચોપાસ વાતાવરણ શાન્ત હતું... છતાં ભયાક્રાન્ત હતું...લગભગ રાત્રિના બે પ્રહર વીતી ગયા હતા. બેનાતટનગરના રાજમાર્ગો સૂમસામ હતા. બધાં જ મકાનો બંધ હતાં. નગરરક્ષકો...ને સેનાના સુભટો પોતપોતાના ઘરમાં વિશ્રામ કરતા હતા. વિમલયશે એમને રજા આપી દીધી હતી.

વિમલયશના મહેલનાં દ્વાર ખુલ્લાં હતાં. મહેલનો એકેએક ખંડ ખુલ્લો હતો. ખંડમાં રહેલી ઝવેરાત ભરેલી મંજૂષાઓ ખુલ્લી પડી હતી. કોઈ રક્ષક ન હતો, કોઇ તાળું ન હતું !

એક ખંડમાં વિમલયશ શ્રી નવકારમંત્રના ધ્યાનમાં લીન બન્યો હતો. ધ્યાન પૂર્ણ કરીને વિદ્યાદેવીઓની આરાધનામાં પરોવાયો. તેણે બે વિદ્યાદેવીઓની સ્મૃતિ કરી – એક અદૃશ્યકરણી અને બીજી હસ્તિશતબલિની.

બંને વિદ્યાદેવીઓ પ્રગટ થઈ...

વિમલયશ અદૃશ્ય થઈ ગયો...

તેનામાં સો હાથીની શક્તિ સંક્રમિત થઈ ગઇ... વિદ્યાદેવીઓ અન્તર્ધાન થઈ ગઇ...અને તસ્કરે મહેલમાં પ્રવેશ કર્યો.

તેના આશ્ચર્યની અવધિ ન રહી. એણે મહેલ સુધી આવતાં માર્ગમાં કોઇ માણસને ન જોયો ! કોઈ સૈનિકને

ન જોયો...ને વિમલયશના મહેલની આસપાસ કોઈ ચોકી ન જોઇ...! મહેલના દરવાજા ખુલ્લા જોયા...તે ખૂબ સાવધાનીથી...ખુલ્લી તલવાર સાથે મહેલમાં દાખલ થયો. તેણે મહેલના ખંડોમાં ઝવેરાતની મંજૂષાઓને ખુલ્લી પડેલી જોઈ...!! તે આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો...

તે આખા મહેલમાં ફરી વળ્યો...પણ તેને વિમલયશ ન જડયો!

વિમલયશ તસ્કરને જુએ છે,

તસ્કર વિમલયશને જોઇ શકતો નથી...

તે વિચારે છે: 'પરદેશી કુમાર મારા ભયથી ડરીને...મહેલ છોડીને બિચારો ભાગી ગયો લાગે છે! ખેર, મળ્યો હોત તો યમલોકમાં પહોંચાડી દેત...હવે એની સંપત્તિ લઇ જાઉં!' તેણે મૂલ્યવાન રત્નો વગેરે લીધાં અને મહેલની બહાર નીકળ્યો.

વિમલયશે પોતાની ભેટમાં તીક્ષ્ણ છરી છુપાવી લીધી અને તસ્કરનો પીછો પકડયો. તસ્કર આગળ અને વિમલયશ પાછળ! નગરના કિલ્લા પાસે આવીને તસ્કરે ગુપ્તમાર્ગમાં પ્રવેશ કર્યો. વિમલયશે...એની પાછળ જ ગુપ્તમાર્ગમાં પ્રવેશ કર્યો. અને બંને કિલ્લાની બહાર નીકળી ગયા.

રાત્રિનો ત્રીજો પ્રહર ચાલતો હતો. ચોર તીવ્ર ગતિથી આગળ વધતો જતો હતો. વિમલયશ એટલી જ

ગતિથી એની પાછળ હતો. વારંવાર ચોર પાછળ જોતો હતો, પરન્તુ વિમલયશને એ જોઈ શકતો ન હતો.

એક ઘટાદાર વટવૃક્ષની નીચે બંને પહોંચ્યા. વૃક્ષની નીચે એક મોટી પથ્થરશિલા પડી હતી. ચોરે પથ્થર-શિલાને સ્પર્શ કર્યો...ને શિલા બાજુમાં ખસી ગઈ. તત્કાલ ચોર ભોંયરામાં ઊતર્યો...ને શિલાથી માર્ગ બંધ કરી દીધો. વિમલયશે થોડી ક્ષણો વીતવા દીધી...ને એક જ ધક્કો મારીને શીલાને દૂર ફંગોળી દીધી. એ પણ ભોંય-રામાં ઊતરી પડ્યો.

લગભગ પચાસ પગથિયાં ઊતર્યો, ત્યાં એક વિશાળ ખંડમાં તે આવીને ઊભો. ખંડમાં એણે ચારેબાજુ જોયું: પૂર્વ દિશામાં ગુપ્તદ્વાર જેવું લાગ્યું. તેણે ધક્કો માર્યો, દ્વાર ખૂલી ગયું. અંદર પ્રવેશ કર્યો; તો સામે જ ઉપર ચઢવાનાં પગથિયાં હતાં. તે થોડીવાર ઊભો રહ્યો...તો ઉપરથી તસ્કરનો અવાજ આવતો હતો...કોઈ સ્ત્રીના રૂદનનો અવાજ આવતો હતો. વિમલયશે અનુમાન બાંધી લીધું: 'રાજકુમારી અહીં જ છે!' તેનું મન પ્રસન્ન થઈ ગયું.

તે પગથિયાં ચઢી ગયો...તો સામે જ રાજકુમારીને બેઠેલી જોઇ...તેની સામે તસ્કરને ઊભેલો જોયો. વિમલયશ રાજકુમારીથી થોડે દૂર ખૂણામાં ઊભો રહી ગયો.

તેણે રાજકુમારીને જોઈ...તેનું હૃદય દ્રવિત થઈ ગયું.

વિમલયશ ચૂપચાપ રાજકુમારીને જોઇ રહ્યો. તેલ વિનાની વિખરાયેલી એની કેશલટો, રાહુગ્રસ્ત ચન્દ્રમા જેવી ઝાંખી–ઝાંખી એની મુખકાંતિ, સુકાયેલા બિંબફળની છાલ જેવા નિષ્પ્રાણ હોઠ, મરણાસન્ન હરિણી જેવી નિઃસ્પંદ આંખો......

નિરાભરણ રાજકુમારીને જોઇ વિમલયશની ભાવ-વિહ્વળ આંખો ભરાઈ આવી... 'રાજપ્રાસાદમાં ઉછરેલું આ સુકુમાર પુષ્પ...આજે આ દુઃખમાં?' એક વિચિત્ર પ્રકારના વિષાદથી એનું અંતર ઘેરાઇ ગયું...ત્યાં તો તસ્કર બોલ્યો :

'જો, આ આભૂષણો કોનાં છે?' તસ્કરે વિમલયશના મહેલમાંથી લાવેલાં આભૂષણોનો રાજકુમારી આગળ ઢગલો કર્યો. આભૂષણો પર વિમલયશનું નામ હતું...

'આ આભૂષણો તો મારા એ પરદેશી કુમારનાં છે...'

'એનાં હતાં, હવે નથી! એ જ હવે જીવતો રહ્યો નથી...'

'એટલે?' રાજકુમારી બેબાકળી બની ગઈ.

'એને યમલોકે પહોંચાડી, એનું સર્વ ધન હું લઈ આવ્યો છું! કહે, હવે તો તું મારી રાણી થઇશ ને?'

'દુષ્ટ, અધમ...તારા જેવા હત્યારાનું મુખ પણ હું જોવા નથી ઇચ્છતી. અને જો તું કહે છે તે સત્ય હોય...તો હવે મારે પણ જીવવું નથી. હું પણ મારા પ્રાણોનો ત્યાગ કરીશ...'

'શા માટે ? શું એ પરદેશી કુમાર જેવું મારું રૂપ નથી ? એના જેટલી સંપત્તિ નથી ? મારામાં તને શું અધુરપ લાગે છે ?'

'અધુરપ ? એ ગરુડ છે તો તું કાગડો છે...એ કમલ છે તો તું આકડો છે...'

'ચૂપ કર...તારી જીભ લાંબી છે...આ છરીથી છેદી નાંખીશ...' તસ્કરે રાડ પાડી. છરી સાથે રાજકુમારી ઉપર ધસી ગયો.

ત્યાં જ તસ્કરના માથા પર પ્રબળ મુષ્ટિપ્રહાર થયો ને 'હાય...' કરતો તસ્કર જમીન પર પછડાઇ ગયો...

'દુષ્ટ, અબળા પર પ્રહાર કરવાની તારી બહાદુરી છે ? પરદેશી રાજકુમાર યમલોકે ગયો છે કે તારો યમરાજ બની તારી સામે ઊભો છે...તે જો !'

વિમલયશ સ્વ–રૂપે પ્રગટ થયો...

# ૩૭

ગુણમંજરી હર્ષવિભોર બની ગઈ. દુઃખનાં આંસુ હર્ષનાં મોતી બની ગયાં. અધર પર સ્મિતની સૌરભ પ્રસરી ગઈ...તેણે વિમલયશનાં ચરણ પકડી લીધાં...તે બોલી ઊઠી :

त्वमेव शरणं मम !

વિમલયશનો ગંભીર અવાજ ગુફામાં ગુંજી ઊઠયો : 'રે તસ્કર, તું વિદ્યાવંત છે માટે તને હણતો નથી...તારી વિદ્યાશક્તિનો તું દુરુપયોગ કરી રહ્યો છે...'

વિમલયશના મુષ્ટિપ્રહારથી અને પાદ-પ્રહારથી તસ્કર ઘોર વેદના અનુભવતો જમીન

પર તરફડી રહ્યો હતો. તેણે વિમલયશની અજેય્ય શક્તિ સમક્ષ પોતાની હાર માની લીધી. વિમલયશનાં ચરણોમાં આત્મસમર્પણ કરી દીધું.

'આપણે હવે ક્ષણનોય વિલંબ કર્યા વિના નગરમાં પહોંચી જવું જોઈએ. પ્રભાત થઇ ગયું છે. મહારાજા જ્યારે મારા મહેલમાં મને નહીં જુએ...ત્યારે મારા અપહરણનું અનુમાન કરી લેશે...અને કોઇ અનર્થ સર્જાઈ જાય...'

વિમલયશ રાજકુમારીને અને તસ્કરને લઈ ગુફામાંથી બહાર નીકળ્યો.

* * *

મહારાજા અને મહારાણી સમગ્ર રાત જાગતાં રહ્યાં હતાં. વિમલયશની ચિંતાથી વ્યાકુળ હતાં. જ્યાં ઉષાકાળ થયો, મહારાજા પોતે વિમલયશના મહેલે આવ્યા.

મહેલના ખુલ્લા દરવાજા જોઇને જ મોટી ફાળ પડી. મહેલમાં પ્રવેશીને તેમણે બૂમ પાડી: 'વિમલયશ... વિમલયશ...' પરંતુ પ્રત્યુત્તર ન મળ્યો. તેમણે મહેલનો એક એક ખંડ જોઈ લીધો...તિજોરીઓ ખાલી પડી હતી... ધનમાલ ચોરાઈ ગયો હતો અને વિમલયશ ખોવાઈ ગયો હતો...

મહારાજા ભયભ્રાન્ત થઈ ગયા. દોડતા રાજમહેલમાં આવ્યા. મંત્રીવર્ગ, સેનાપતિઓ...નગરશ્રેષ્ઠિઓ...ભેગા થઇ ગયા હતા.

'અરે, ગજબ થઇ ગયો...ચોરે કાળો કેર વર્તાવી

દીધો...વિમલયશનું પણ અપહરણ થઈ ગયું...તેની ધન-સંપત્તિ પણ લૂંટાઈ ગઈ...' મહારાજા બે હાથમાં પોતાનું મુખ છુપાવી રડી પડયા.

સૌ કિંકર્તવ્યમૂઢ બની ગયા. સૌની આંખો આંસુભીની થઈ ગઈ. કોઈ કંઈ બોલી શકતું નથી. સૌ નિરૂપાય ...નિરાશ...દીન બની ગયા. મહારાજાએ કહ્યું :

'હું પ્રજાની રક્ષા કરવામાં નિષ્ફળ ગયો છું... પરિવારની રક્ષા કરવામાં નિષ્ફળ ગયો છું...ને પરદેશીને પણ બચાવી શકયો નથી...મારું મન સંસારથી વિરકત થઈ ગયું છે...આ જીવનથી પણ વિરક્ત થઈ ગયો છું...મારે જીવવું જ નથી...પુત્રી વિના...ને પરદેશી કુમાર વિના મારું જીવવું વ્યર્થ છે...

નગરની બહાર કાષ્ટની ચિતા ખડકાવો. હું અગ્નિ-પ્રવેશ કરીશ...મને અગ્નિપ્રવેશ કરતાં કોઈ રોકી નહીં શકે...મારો નિર્ણય અફર છે...'

મહારાણીએ ગગનભેદી ચીસ પાડી...જાણે આકાશમાંથી વીજળી પડી...રાજપરિવાર કમકમી ગયો... મંત્રીવર્ગ રડી પડયો...નગરશ્રેષ્ઠિઓએ પોક મૂકી રડવા માંડયું.

મહારાજાએ સહુને રડતાં મૂકી રાજમહેલનો ત્યાગ કર્યો...મહેલનાં પગથિયાં ઊતરી રાજમાર્ગ પર ચાલવા માંડયું. નગરમાં વાયુવેગે વાત પ્રસરી ગઈ: 'ચોર વિમલયશનું અપહરણ કરી ગયો છે...ને મહારાજાએ અગ્નિપ્રવેશ કરી દેહોત્સર્ગ કરવાનો નિર્ણય કર્યો છે...'

પ્રજામાં હાહાકાર વર્તાઇ ગયો. હજારો પ્રજાજનો મહારાજાની પાછળ ચાલવા લાગ્યા. સૌ નિઃસ્તબ્ધ હતા, ઉદાસ હતા, ઉદ્વિગ્ન હતા. મહારાણીની આંખો રડીરડીને રાતીચોળ બની ગઇ હતી... તેના હૈયામાંથી ઊનાઊના નિઃશ્વાસ નીકળતા હતા... તે રોતી રોતી બોલતી હતી: 'મારે પણ જીવવું નથી નાથ, હું પણ તમારી સાથે જ અગ્નિપ્રવેશ કરીશ...'

મહારાજાની સાથે સૌ નગરની બહાર આવ્યાં. મહારાજાએ સેવકોને આજ્ઞા કરી 'ચિતા ખડકી દો.'

બિચારા સેવકો !! રોતી આંખે ચિતા ખડકવા લાગ્યા.

મહારાજા અને મહારાણી જમીન પર બેસી ગયાં. મહારાજાએ શ્રીનવકાર મંત્રનું સ્મરણ કર્યું... મહામંત્રના જાપમાં લીન થયા... શરીરે રોમાંચ થયો... આંખોમાંથી આંસુ વહેવાં લાગ્યાં... ને પંચપરમેષ્ઠિ ભગવંતોનું સ્તુતિગાન એમના મુખેથી સરી પડ્યું.

'હે પરમેષ્ઠિ ભગવંતો, મેં સદાના માટે મારા કુશળક્ષેમની ચિંતા તમારા ખોળે મૂકી દીધી છે. જો આ સંકટ સમયે તમે મને ત્યજી દેશો તો ત્રણેય લોકમાં તમારો કોઈ વિશ્વાસ નહીં કરે... વિશ્વમાં તમારી કરુણા નિરાધાર બની જશે !...

'હે મહામંત્ર ! જેમ સરયૂમાં કાષ્ઠ તરે છે, તેમ તારી કરુણાના નીરમાં ભવ્ય જીવાત્માઓ તરે છે... તારો એ કરુણાનો પ્રવાહ અમારાં સર્વ સંકટોને હરો !

હે પરમેષ્ઠિ ભગવંતો ! તમે જ ધર્મનું ઉદ્દભવ-સ્થાન છો, આનંદનું ઝરણું છો, ભવસાગરને તરવા માટે તીર્થ છો, ત્રણેય જગતના નિર્મળ શણગાર છો. જગતનો અજ્ઞાનાંધકાર હરનારા છો. તમારું આવું દિવ્ય સ્વરૂપ અમારા જીવનતાપને હરો...'

મહારાજાની પ્રાર્થના સાથે વાતાવરણમાં અણધાર્યું પરિવર્તન થવા લાગ્યું. મયૂરોના ટહુકાર થવા લાગ્યા. કોયલો ગાન કરવા લાગી...વાયુથી વૃક્ષો ડોલવા લાગ્યાં. જાણે સમસ્ત પ્રકૃતિ આળસ મરડીને જાગી ઊઠી.

ત્યાં એક ઉત્તુંગ વૃક્ષ પરથી રાજપુરુષનો હર્ષધ્વનિ સંભળાયો :

'વિમલયશ આવી રહ્યા છે...દ્રુતગતિએ આવી રહ્યા છે...સાથે એક સ્ત્રી અને એક પુરુષ છે...'

'કઈ દિશામાંથી આવી રહેલા દેખાય છે ?' ટોળા-માંથી કોઈએ પૂછ્યું.

'પશ્ચિમ દિશામાંથી...' વૃક્ષની ટોચે રહેલા પુરુષે જવાબ આપ્યો. સેંકડો સ્ત્રી-પુરુષો પશ્ચિમ દિશા તરફ દોડચાં.

મહારાજા પુનઃ શ્રી નવકાર મંત્રના ધ્યાનમાં લીન થઈ ગયા.

પશ્ચિમ દિશામાં દોડેલાં સ્ત્રી-પુરુષો રસ્તામાં વિમલ-યશને ભેટી ગયાં. અને લોકોએ...ગુણમંજરીને સુરક્ષિત-સુપ્રસન્ન અવસ્થામાં જોઈ...આનંદવિભોર બની લોકોએ

વિમલયશનો જયજયકાર કર્યો...જયધ્વનિ મહારાજાના કાને અથડાયો. તેમણે આંખો ખોલી...પશ્ચિમ દિશા તરફ જોયું. વિમલયશને તીવ્ર ગતિથી આવતો જોયો... મહારાજાની આંખો હર્ષનાં આંસુથી ઊભરાણી. મહારાણીના મુખ પર મલકાટ આવી ગયો. બંને ઊભાં થયાં અને પશ્ચિમ દિશા તરફ ચાલ્યાં.

વિમલયશે મહારાજાનાં ચરણોમાં પ્રણામ કર્યા. મહારાજાએ વિમલયશને પોતાની છાતીએ ચાંપી દીધો...

મહારાણીએ ગુણમંજરીને પોતાના બાહુપાશમાં જકડી લીધી. મા–દીકરી...હર્ષનાં આંસુ વહાવતાં રહ્યાં.

પ્રજાજનો નાચવા લાગ્યા. નગરમાંથી બે રથ આવી ગયા. એક રથમાં મહારાજા વિમલયશ સાથે બેઠા. બીજા રથમાં મહારાણી ગુણમંજરી સાથે બેઠી. તસ્કરને વિમલયશે પોતાના રથ સાથે જ ચાલવા સૂચન કરી દીધું.

નગરમાં આનંદનાં પૂર ચઢયાં.

નગરવધૂઓએ વિમલયશ પર પુષ્પવૃષ્ટિ કરી.

રાજસભા ભરાણી.

મહારાજાએ વિમલયશને પોતાની પાસે જ બેસાડયો. જવનિકાની પાછળ ગુણમંજરી મહારાણી પાસે બેસી.

મહારાજાએ સમગ્ર સભાને ઉદ્દેશીને કહ્યું :

'મારા પ્રિય પ્રજાજનો, આજે આપણા આનંદનો પાર નથી...આ અપાર આનન્દને આપનાર છે પરદેશી રાજકુમાર વિમલયશ! રાજકુમારીને ભયંકર ચોરના

સકંજામાંથી છોડાવીને એ લાવ્યો છે...પહેલાં આપણે વિમલયશના મુખે જ સાંભળીએ કે એણે રાજકુમારીને કેવી રીતે મુક્ત કરી...ને ચોરનું શું કર્યું...'

મહારાજાએ વિમલયશ સામે જોયું. વિમલયશે ઊભા થઈ, મહારાજાને પ્રણામ કર્યા. પ્રજાજનોને પ્રણામ કર્યા, અને કહ્યું :

'પિતાતુલ્ય મહારાજા અને વહાલા પ્રજાજનો, જે કંઈ સારું થયું છે તે શ્રી નવકાર મહામંત્રના પ્રભાવે થયું છે. હું તો માત્ર નિમિત્ત બન્યો છું...અને રાજકુમારીના પ્રબળ પુણ્યથી હું સમયસર એની પાસે પહોંચી શક્યો.

કેટલાય દિવસોથી નગરમાં હાહાકાર મચાવનાર તસ્કર કોઈ સામાન્ય તસ્કર નથી. એની પાસે વિદ્યાશક્તિ છે. એ શક્તિના બળે જ તેણે અત્યાર સુધી સફળતા પ્રાપ્ત કરી છે...પરંતુ વિદ્યાશક્તિનો દુરુપયોગ કરવાથી છેવટે તે જીવતો પકડાયો...પરાજિત થયો...અને મારા શરણે આવ્યો...'

અચાનક જવનિકામાંથી ગુણમંજરી બહાર આવી. મહારાજા પાસે જઇને તેણે કહ્યું : 'પિતાજી, તસ્કર પાસે વિદ્યાશક્તિ હશે પરન્તુ પરદેશી કુમાર પાસે તો અનેક વિદ્યાશક્તિઓ છે...તેઓ અદૃશ્ય બનીને તસ્કરની પાછળ જ ગુફામાં આવ્યા હતા...અને એક જ મુષ્ટિ-પ્રહાર કરીને ભૂશરણ કરી દીધો હતો...એક જ પાદપ્રહાર

-કરીને તેને લોહી વમતો કરી દીધો હતો...કુમારની શક્તિ ગજબ છે...પિતાજી, મારા પ્રાણની રક્ષા કરનારા એ કુમારનો હું કયા શબ્દોમાં આભાર માનું ?' ગુણમંજરીનો કંઠ ગદ્ગદ્ થઇ ગયો. સભાજનોની આંખો હર્ષનાં આંસુથી ભીની થઈ ગઇ.

'કુમાર, એ તસ્કરનું શું કર્યું ?'

'મહારાજા, તેને અમારી સાથે જ લઇ આવ્યા છીએ...આપની સેવામાં એ હાજર છે...' વિમલયશે રાજસભામાં બેઠેલા તસ્કર સામે જોયું. તસ્કર ઊભો થયો, ને મહારાજાની સામે આવીને નતમસ્તકે ઊભો રહ્યો.

ક્ષણભર તો સભા સ્તબ્ધ થઇ ગઇ...તસ્કર સોહામણો યુવાન હતો. મહારાજાએ વિમલયશને પૂછ્યું :

'કહો કુમાર, આ તસ્કરના અસંખ્ય અપરાધોની શું સજા કરું ?'

'મહારાજા, મારી વિનંતી છે...'

'સંકોચ રાખ્યા વગર કહો...તમે જેમ કહેશો, તેમ જ થશે...'

'તો તસ્કરને અભયદાન આપો !'

'અભયદાન ?' સભામાંથી લોકો બોલી ઊઠયા.

'હા, અભયદાન ! હવેથી એ ચોરી નહીં કરે... ચોરેલું ધન તેના તેના માલિકને મળી જશે...અને આ રાજ્યનો સેવક બનીને જીવશે...'

વિમલયશે તસ્કર સામે જોયું. તસ્કર કે જેનું નામ મૃત્યુંજય હતું, તેણે મહારાજાને અને વિમલયશને પ્રણામ કરીને કહ્યું :

'મહારાજા, હું અપરાધી છું. મેં અક્ષમ્ય અપરાધો કર્યા છે...ખરેખર, હું વધ્ય જ છું...પરન્તુ મારા પર રાજકુમાર વિમલયશે પરમ ઉપકાર કરીને મને અભયદાન અપાવ્યું છે...તો હું આજે પ્રતિજ્ઞા કરું છું કે હું આપને અને રાજ્યને પૂર્ણ વફાદાર રહીશ...આપ મને જે સેવાની આજ્ઞા કરશો, એ સેવા કરતો રહીશ...'

મહારાજાએ વિમલયશ સામે જોયું. વિમલયશે કહ્યું :

'મહારાજા, મૃત્યુંજય રાજ્યની સેનાનો સેનાપતિ થવા યોગ્ય છે...'

'ભલે, હું મૃત્યુંજયને સેનાપતિ-પદ આપું છું!' મૃત્યુંજય આનંદવિભોર થઈ ગયો. તેણે મહારાજાનાં ચરણોમાં મસ્તક મૂકીને પ્રણામ કર્યા. વિમલયશે ઘોષણા કરી :

'આવતી કાલે રાજસભામાં, મૃત્યુંજય બધો જ ચોરીનો માલ હાજર કરશે. જેમનો જેમનો માલ હોય તેણે આવીને લઈ જવાનો છે.'

મહારાજાએ રાજસભાને ઉદ્દેશીને કહ્યું :

'વિમલયશે... તસ્કરની જો આ રીતે કદર કરી, તો મારે પણ વિમલયશની કદર કરવી જોઈએ...મારા પ્રિય

પ્રજાજનો, મારી ઘોષણા મુજબ હું મારું અડધું રાજ્ય વિમલયશને આપું છું...!'

રાજસભામાં 'મહારાજા વિમલયશનો જય હો !'ના પોકારો થવા લાગ્યા.

'બહુ જ યોગ્ય સન્માન કર્યું મહારાજાએ !' મહામંત્રીએ ઊભા થઈને વિમલયશનું અભિવાદન કર્યું.

'બીજી મહત્ત્વની વાત સાંભળો...' મહારાજા બોલ્યા. સભા શાન્ત થઈ ગઈ...

'હું રાજકુમારી ગુણમંજરીનો વિવાહ વિમલયશ સાથે કરવાનો જાહેર કરું છું !'

પ્રજાજનો નાચી ઊઠ્યા. ગુણમંજરી શરમાઈ ગઈ. પિતા પાસેથી ઊઠીને જવનિકામાં ચાલી ગઈ...માતાના ખોળામાં મસ્તક છુપાવીને હર્ષના આવેગને રોકવા લાગી.

'મહારાજા, ખરેખર ! રાજકુમારી માટે આપે સુયોગ્ય વરની પસંદગી કરી છે. રાજકુમારીનો મહાન્ પુણ્યોદય છે...જે કન્યાનો ઉત્કૃષ્ટ પુણ્યોદય હોય તેને જ વિમલયશ જેવો ભરથાર મળે...' મહામંત્રીએ ઊભા થઈને મહારાજાની ઘોષણાનું અનુમોદન કર્યું.

મહારાજાએ રાજપુરોહિતને સંબોધીને કહ્યું :

'પુરોહિતજી, રાજકુમારીનાં લગ્નનું શ્રેષ્ઠ મુહૂર્ત કાઢીને આવતી કાલે મને નિવેદન કરજો.'

'જેવી મહારાજાની આજ્ઞા.' રાજપુરોહિતે ઊભા થઈને મહારાજાની આજ્ઞા શિરોધાર્ય કરી.'

રાજસભાનું વિસર્જન થયું.

વિમલયશે મૃત્યુંજયને ગુફામાંથી ધનમાલ લઈ આવવા રવાના કર્યો. સાથે ગાડાં મોકલ્યાં અને સુભટોને પણ મોકલ્યા.

વિમલયશ મહારાજાની આજ્ઞા લઇને પોતાના મહેલમાં આવ્યો.

મહેલના દરવાજે માલતીએ અક્ષતથી વધાવીને વિમલયશનું સ્વાગત કર્યું. વિમલયશે માલતીને પ્રસન્ન થઇને રત્નહાર ભેટ આપ્યો.

'મહારાજા! હવે આ મહેલ 'રાજમહેલ' બની જશે! અને હું મહારાણીની પરિચારિકા બની જઇશ!'



માલતીએ વિમલયશના શયનખંડને નવું રૂપ આપ્યું હતું. નવા શણગાર સજાવ્યા હતા. વિમલયશના પલ્યંકની સામે જ એક સુંદર સુવર્ણદીપ પેટાવ્યો હતો. કમળના પુષ્પ પર એક સુંદર નારીમૂર્તિના હાથમાં અર્ધચન્દ્રાકારે પાંચ પ્રદીપ સજેલા હતા. પાંચ પ્રદીપોનો સૌમ્ય પ્રકાશ શયનખંડને અજવાળી રહ્યો હતો.

વિમલયશ શયનખંડમાં બેઠો હતો. નિરવ શાન્તિ હતી. તેની દૃષ્ટિ સુવર્ણદીપ ઉપર ગઈ. પાંચ પ્રદીપોની જ્યોતિમાં એને પંચપરમેષ્ઠિ ભગવંતોનાં દર્શન થયાં...તેણે 'નમઃ પંચપરમે-

ષ્ઠિસ્યઃ' બોલીને ભાવ વંદના કરી.

...અને તેની સ્મૃતિમાં અમરકુમાર આવ્યો...'હજુ સુધી એ આવ્યા નહીં...પણ શાના આવે ? જ્યાં સુધી હું સાત કોડીથી રાજ ન મેળવી લઉં ત્યાં સુધી તે ન જ આવે ને...! રાજ્ય મળી ગયું ! એમને તો ક્યાંથી કલ્પના જ હોય કે મને રાજ્ય મળ્યું છે...એ તો મને મરી ગયેલી જ માનતા હશે...અહીં આવશે અને જ્યારે ભેદ ખૂલશે ત્યારે ? એમના પશ્ચાત્તાપનો પાર નહીં રહે... એ શરમીંદા થઈ જશે...

નવકાર મહામંત્રના અચિંત્ય પ્રભાવો મેં મારા જીવનમાં અનુભવ્યા...એ મહામંત્રના પ્રભાવે જ રાજ્યની પ્રાપ્તિ થઇ...અચાનક કેવા વિચિત્ર સંયોગો ઊભા થઇ ગયા ? જો ચોરનો ઉપદ્રવ ન થાત, ચોર રાજકુમારીનું અપહરણ ન કરી જાત...તો મહારાજા અડધું રાજ્ય આપવાની...ને રાજકુમારી પરણાવવાની ઘોષણા ન કરત ...તો મને રાજ્ય પ્રાપ્ત ન થાત...

અને...આ ગુણમંજરી...? મારે એની સાથે લગ્ન કરવું પડશે !! આ પણ કર્મોનો એક ખેલ જ છે ને! સ્ત્રી સ્ત્રીને પરણશે ! પરંતુ એ બિચારી તો મને રાજકુમાર જ સમજે છે ને ! આ નગરમાં મને બધા જ રાજકુમાર સમજે છે.

ગુણમંજરી સાથે લગ્ન તો કરવાં જ પડશે...જ્યાં સુધી અમરકુમારનું મિલન ન થાય ત્યાં સુધી મારો ભેદ

હું ખોલીશ નહીં...હા, મારે ગુણમંજરીથી અળગા રહેવું પડશે...એ ભોળી રાજકન્યાને હું વૈષયિક સુખ નહીં આપી શકું...સ્પર્શસુખની એની કલ્પનાઓ સાકાર નહીં બની શકે...એને આઘાત તો લાગશે...

ના ના, હું એને પ્રેમથી સમજાવીશ...એક બનાવટને સાચવવા મારે અનેક બનાવટો કરવી પડશે...શું કરું ? બીજો કોઈ માર્ગ નથી...એને ભ્રમણામાં રાખ્યા વિના છૂટકો નથી...

લગ્ન કરવાની જ ના પાડી દઉં તો ? તો મહારાજા મારા જીવનમાં ઊંડા ઊતરવા તૈયાર થશે. 'વિમલયશ લગ્ન કરવાની કેમ ના પાડે છે ?' અને ગુણમંજરી તો મારા સિવાય હવે બીજા કોઈ સાથે લગ્ન કરે જ નહીં...

વિમલયશને ચોરની ગુફામાં સાંભળેલાં ગુણમંજરીનાં વચનો યાદ આવી ગયાં...ચોરની તલવારથી ડર્યા વિના એણે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું હતું...'હું મારા મનથી વિમલયશને વરી ચૂકી છું...એ જ મારો ભરથાર છે...'

એ મને સાચા હૃદયથી ચાહે છે...હું લગ્ન કરવાની ના પાડી દઉં તો એ કદાચ આપઘાત કરી દે...મોટો અનર્થ થઈ જાય...આખર એનું સ્ત્રીહૃદય છે ને ! સ્ત્રીના હૃદયને સ્ત્રી જ સમજી શકે...જ્યારે પિતાજીએ મારું લગ્ન અમર સાથે કરવાનો પ્રસ્તાવ અમરના પિતા સમક્ષ મૂક્યો હતો...અને અમરના પિતાએ અમરને વાત કરી હતી ત્યારે અમરે જો લગ્ન કરવાની ના પાડી હોત તો મારું

શું થાત? હું તો ગાંડી જ થઈ જાત...ચંપાની ગલીઓમાં 'અમર...અમર...'ની બૂમો પાડતી ભટકત! સ્ત્રી જ્યારે કોઈને પોતાનું હૃદય આપી દે છે...પછી પ્રેમની ખાતર પોતાના પ્રાણની પણ પરવા કરતી નથી...

'લગ્ન તો મારે કરવાં જ પડશે...પરંતુ અમરકુમારના આવ્યા પછી – ભેદ ખૂલી ગયા પછી શું થશે?' વિમલયશનું મન મુંઝાયું...પણ તૂર્ત એણે ઉકેલ શોધી કાઢયો. 'હું ગુણમંજરીનાં લગ્ન અમરકુમાર સાથે કરાવી દઈશ!'

'પણ ગુણમંજરી સંમત થશે, અમરકુમાર સાથે લગ્ન કરવા?' બીજો પ્રશ્ન ઊઠયો...'જો એ સંમત થાય નહીં...તો એ મને ત્યારે ધિક્કારશે નહીં? મને ઉપાલંભ નહીં આપે?' તમે સ્ત્રી હતાં, તો પછી મારી સાથે લગ્ન શા માટે કર્યાં? મારી સાથે દંભ કેમ કર્યો?'

ના, ના, અમરકુમારનું રૂપ...એમનું વ્યક્તિત્વ... જોઈને ગુણમંજરી એમની સાથે લગ્ન કરવા સંમત થઈ જ જશે...

'પરંતુ અમરકુમાર સંમત ન થયા તો?' વિમલયશના મનમાં એક પછી એક પ્રશ્ન ઊઠવા લાગ્યા!

'હું એમને પણ સંમત કરી લઈશ...હું એમને પહેલેથી જ એવા પ્રભાવિત કરી દઈશ...કે એ મારી વાતને ટાળી જ ન શકે! હા, એમને પ્રભાવિત કરવા માટે મારે કોઈ નાટક તો કરવું જ પડશે...આ વેશમાં

હું નાટક તો સરસ કરી શકીશ...વળી, હવે તો હું રાજા છું...એટલે એમને પ્રભાવિત કરવાનું કામ સરળ બની જશે...હું આ વેશમાં જ એમને વચનબદ્ધ કરી લઇશ...'તમને તમારી પત્ની તો મળશે...પણ પછી તો એની વાત માનવી પડશે!' આવું કંઈક કબૂલ કરાવી લઈશ...'

'તું કબૂલ તો કરાવી લઇશ...પરંતુ એ બેનાં મન મળ્યાં નહીં...અને લગ્ન કરી લેશે...તો એમાં ગુણમંજરીને દુઃખ નહીં પડે? પત્નીને પતિનો પ્રેમ ન મળે તો... લગ્નજીવન નિષ્ફળ જાય...અને આ રીતે કોઈ સ્ત્રીના જીવન સાથે રમત રમવી...'

વિમલયશ અસ્વસ્થ બન્યો. તે ઊભો થયો. મહેલના ઝરૂખામાં જઇને ઊભો...'અમરકુમાર સાથે ગુણમંજરીનું જીવન સુખમય બનવું જોઈએ...મારા સ્વાર્થ ખાતર ગુણમંજરીના જીવન સાથે ખેલ ન જ ખેલી શકાય...' તેનું આંતરમન બોલી ઊઠ્યું.

'એનો નિર્ણય કેવી રીતે કરું? અલબત્ત, ગુણમંજરી પુણ્યશાળી કન્યા છે...છતાં કોઇ પાપકર્મ ઉદયમાં આવવાનું હોય...ને તેમાં હું નિમિત્ત બની જાઉં તો? હું જાતે દુઃખ સહી શકું પરંતુ એનું દુઃખ મારાથી નહીં જોઈ શકાય...અલબત્ત, એને હું મારી પાસે જ રાખીશ...મારા તરફથી તો એને ભરપુર પ્રેમ મળશે...'

'છતાં મારે નિઃશંક બનવું અનિવાર્ય છે. એ બંનેનું જીવન સુખમય બનવાનો સ્પષ્ટ નિર્દેશ મને મળવો જોઈએ...' અને એકદમ એના મનમાં ઝબકારો થયો...'હું શાસન-દેવીને પૂછી લઉં! હા, હા, મારી એ દિવ્ય માતા... ભવિષ્યનો ભેદ મને જરૂર બતાવશે...'

વિમલયશનું મન હળવું થઈ ગયું...પ્રફુલ્લિત થઈ ગયું. તેણે ખંડમાં આવી વસ્ત્ર બદલ્યાં. શુદ્ધ વસ્ત્રો પહેરીને ધ્યાનમાં બેસી ગયો. રાત્રિનો બીજો પ્રહર પૂરો થવા આવ્યો હતો.

એક દિવ્ય પ્રકાશનું વર્તુળ રચાયું...અદ્ભુત સુગંધ ખંડમાં પ્રસરી ગઈ...અને શાસનદેવી પ્રત્યક્ષ થયાં...

'કહે સુંદરી, મને કેમ યાદ કરી?'

'હે વાત્સલ્યમયી માતા, મારે ગુણમંજરી સાથે લગ્ન કરવાં પડશે...પછી શું અમરકુમાર-ગુણમંજરીનાં લગ્ન થશે? લગ્નજીવન સુખમય બનશે? આ જાણવા માટે આપને કષ્ટ આપ્યું...'

'ચિંતા ન કર સુંદરી, ગુણમંજરી અને અમર-કુમારનાં લગ્ન થશે. તેમનું દાંપત્ય જીવન સુખમય બનશે અને ગુણમંજરી માતા પણ બનશે...એનો પુત્ર આ સંસારમાં અમરકુમારના યશને વિસ્તારશે...'

દેવી અદૃશ્ય થઈ ગયાં. વિમલયશ આશ્વસ્ત થઈ ગયો...અને ભૂમિશયન કરી નિદ્રાધીન થયો.

  

રાજકુમારી ગુણમંજરીનાં લગ્નના સમાચાર બેનાતટ રાજ્યનાં ગામ-નગરોમાં પ્રસારિત થયા. મિત્ર-રાજ્યોમાં પણ સમાચારો ફરી વળ્યા. ગુણમંજરી અને વિમલયશના રૂપ-લાવણ્યની સર્વત્ર પ્રસંશા થવા લાગી. એમના સૌભાગ્યની સ્તુતિઓ થવા લાગી...ચારે બાજુથી રાજાઓ, રાજકુમારો, શ્રેષ્ઠિઓ-શ્રેષ્ઠિકુમારો....કવિઓ ને કલાકારો આવવા લાગ્યા.

લગ્નમંડપને કેળનાં પાન, આમ્રમંજરી અને રંગબેરંગી ફૂલવેલોથી સજાવેલો હતો. ઠેર ઠેર સુસજ્જ સુંદર પરિચારિકાઓ આમંત્રિતોનું સ્વાગત કરતી ઊભી હતી. સારો ય મંડપ અતિથિઓ અને પ્રજાજનોથી ભરાઇ ગયો હતો. મહારાજા ગુણપાલના આનંદનો પાર ન હતો.

રાજપુરોહિતે મંત્રોચ્ચાર શરૂ કર્યા. વિમલયશ અને ગુણમંજરીની આંખો મળી. લગ્નસમય આવી લાગ્યો. રાજકુમારીએ વિમલયશના ગળામાં વરમાળા આરોપી દીધી. લગ્નવિધિ પૂર્ણ થયો.

ગુણમંજરીની સાથે વિમલયશ પોતાના મહેલમાં આવ્યો. ગુણમંજરીની પરિચારિકાઓ પહેલેથી જ વિમલયશના મહેલમાં પહોંચી ગઇ હતી. પરંતુ મુખ્ય પરિચારિકા તો માલતી જ હતી.

ભોજનાદિથી નિવૃત્ત થઈ જ્યારે ગુણમંજરીએ શયનખંડમાં પ્રવેશ કર્યો...ત્યારે તેને આશ્ચર્ય થયું ! શયનખંડમાં બે પલંગ શણગારેલા હતા...એ કંઇ વિચારે,

એ પહેલાં જ વિમલયશે પણ શયનખંડમાં પ્રવેશ કર્યો. ગુણમંજરીનું મુખ લજ્જાની લાલીમાં ડૂબી ગયું. એની આંખોનાં પોપચાં નીચાં ઢળી ગયાં...એક મૌન-મધુર અનુભૂતિથી ગુણમંજરી ભાવવિભોર બની ગઈ. તે પલંગના કિનારે બેસી ગઇ.

વિમલયશ સામેના પલંગ પર બેસી ગયો! ગુણ-મંજરીએ વિમલયશ સામે જોયું. વિમલયશની આંખોમાંથી સ્નેહ નીતરતો હતો...એના મુખ પર સ્મિત રમતું હતું. તેણે મૌન તોડયું :

'દેવી, આશ્ચર્ય થાય છે ને? બીજી કોઇ કલ્પના ન કરીશ...આપણે થોડાક દિવસ...આ જ રીતે વ્યતીત કરવા પડશે...!'

'કેમ? શાથી?' ગુણમંજરી વિહ્વળ બની ગઇ. તે પલંગ પરથી ઊઠીને વિમલયશના ચરણોમાં બેસી ગઇ.

'મેં એક પ્રતિજ્ઞા કરી હતી...'

'શાની? ક્યારે?'

'જ્યારે તસ્કર તારું અપહરણ કરી ગયો હતો... તને પાછી લઈ આવવા મેં બીડું ઝડપ્યું હતું...ત્યારે મેં સંકલ્પ કર્યો હતો...કે...'

'શો સંકલ્પ?'

'મહારાજાએ ઘોષણા કરી હતી કે, 'જે કોઈ રાજકુમારીને લઇ આવશે તેને મારું અડધું રાજ્ય આપીશ અને રાજકુમારી પરણાવીશ...' એટલે તારાં ને મારાં

લગ્ન થવાનાં–જો હું તને લઇ આવું તો? જો લગ્ન થાય તો અમે બંને એક માસ નિર્મળ બ્રહ્મચર્યનું પાલન કરીશું...' તને હું સુરક્ષિત લઇ આવ્યો...મારે મારી પ્રતિજ્ઞાનું પાલન કરવું જોઇએને?'

ગુણમંજરીએ વિમલયશની આંખોમાં આંખો પરોવીને જોયું...તેણે એ આંખોમાં નિર્મળતા...પવિત્રતાનું તેજ જોયું...અને ગુણમંજરીના અંગેઅંગમાં પવિત્રતાની એક લહેર લહેરાઇ ઊઠી. એની દેહલતા કંપી ઊઠી. તે બોલી ઊઠી :

'જે તમારી પ્રતિજ્ઞા એ મારી પ્રતિજ્ઞા પ્રાણનાથ! એક માસ માટે આપણે ભાઈ–બહેન...!'

વિમલયશની આંખો હર્ષાશ્રૂ ઢાળવા લાગી. ગદ્‌ગદ્‌–કંઠે તે બોલ્યો :

'મંજરી, તું ખરેખર મહાન્ છે...'

'મહાનતા અર્પનારા આપ છો ને નાથ! તમને પામીને હું કૃતાર્થ બની છું. મારું જીવન–સ્વપ્ન સાકાર બન્યું છે...આપ મારા સર્વસ્વ છો...'

'મંજરી, તને વીણાવાદન સાંભળવું ગમે છે ને?'

'અત્યંત ગમે છે...આજ દિન સુધી દૂરથી માત્ર ધ્વનિશ્રવણ કરતી હતી...આજે દર્શન અને શ્રવણ... બંને મળશે...કૃતાર્થ થઇશ...'

'દેવી, સંગીતના માધ્યમથી આપણે આપણા પ્રેમને દિવ્ય તપશ્ચર્યા બનાવીશું. આપણો પ્રેમ આત્માથી આત્માનો

પ્રેમ બનશે...વચ્ચેથી દેહ અને ઇન્દ્રિયોના અવરોધો દૂર થઇ જશે ! પ્રેમનું અદ્વૈત રચાશે...'

ગુણમંજરીનાં સુંદર સુકુમાર નયનો અચળ શ્રદ્ધાથી વિમલયશ સામે તાકી રહ્યાં હતાં...છતાં હતી તો એક ભોળી પંખિણી જેવી પત્ની સાથે એક છલના...વિમલયશના અંતરની મૂંગી વેદના ચીસ પાડી ઊઠી. તે ઊભો થયો અને વીણાને ઉત્સંગમાં લઇ ગુણમંજરીની સામે બેસી ગયો.

વીણાના તાર રણઝણી ઊઠ્યા. સૂરાવલી અનેરા ઉત્સાહથી હવામાં રમવા લાગી. વીણાના તારો પર એની આંગળીઓ જાણે સૂરોની ગુલછડી બની ગઈ. અને...એ સૂરાવલી સાથે લાવણ્યપુંજ સમી ગુણમંજરીના કોકિલકંઠનું માધુર્ય ભળી ગયું...! બંનેના આત્મા સ્વરસરિતામાં તરબોળ બની ગયા...

* * *

દરરોજ આ રીતે રાત્રે સ્વર્ણદીપકોના સૌમ્ય પ્રકાશમાં...વીણાવાદન થતું રહે છે...બંનેના આત્માનું અદ્વૈત રચાય છે...પછી બંને પદ્માસનસ્થ બનીને શ્રી નવકાર મંત્રના ધ્યાનમાં લીન બને છે.

ક્યારેક વિમલયશ ગુણમંજરીને શ્રી નવકારમંત્રનો મહિમા બતાવતી કથાઓ કહે છે. ગુણમંજરી કથામૃતનું ભાવથી પાન કરે છે.

ક્યારેક વિમલયશ ગુણમંજરીને તત્ત્વજ્ઞાન સમજાવે છે...ગુણમંજરી તત્ત્વજ્ઞાનને ધીરે ધીરે પચાવે છે.

દિવસો વીતે છે...વિમલયશને શ્રદ્ધા છે: એક મહિનો પૂરો થાય તે પૂર્વે અમરકુમાર આવી જ પહોંચવો જોઈએ. તેનું હૈયું શ્રદ્ધા હારી બેઠું ન હતું. એને વિશ્વાસ હતો કે 'મારું સતીત્વ વિજય વરીને જ રહેશે.'

મહિનામાં માત્ર ત્રણ દિવસો જ બાકી રહ્યા.

ગુણમંજરીના હૈયે પ્રેમની હેલી ચઢે છે.

વિમલયશની આંખો દૂર દૂર...અમરકુમારને શોધે છે.

એનું અંતઃકરણ આશ્વાસન આપે છે...એની વામ ચક્ષુ સ્ફુરાયમાન થાય છે...હૃદય અવ્યક્ત આનંદ અનુભવે છે...રાજમહેલના ઝરૂખે બેઠેલો વિમલયશ...રાજસભામાં જવા ઊભો થયો...શ્રી નવકાર મંત્રનું સ્મરણ કર્યું અને મહેલની બહાર નીકળ્યો...તો સૌભાગ્યવંતી નારીના શુભ શુકન થયા..



રાજસભા ભરાણી હતી.

મહારાજા ગુણપાલની પાસે જ સિંહાસન પર વિમલયશ બેઠો હતો. રાજસભાનું કાર્ય ચાલી રહ્યું હતું ત્યાં દ્વારપાલે આવીને મહારાજાને પ્રણામ કરીને નિવેદન કર્યું :

'મહારાજા, એક પરદેશી સાર્થવાહ આપનાં દર્શન કરવા ઇચ્છે છે.'

'એમને આદરપૂર્વક લઈ આવો.' મહારાજાએ આજ્ઞા કરી. દ્વારપાલ નમન કરીને ચાલ્યો ગયો અને રાજસભામાં એક યુવાન—તેજસ્વી સાર્થવાહે પ્રવેશ કર્યો. વિમલયશે

સાર્થવાહને જોયો...અને ચોંકી ઊઠયો...' અરે, આ તો મારા સ્વામિનાથ...અમરકુમાર...!! આવી ગયા...મુનિરાજનું વચન સત્ય સિદ્ધ થયું...' વિમલયશે પોતાના મનોભાવને વ્યક્ત ન થવા દીધા. સાર્થવાહે આવીને મહારાજાને પ્રણામ કર્યા અને રત્નજડિત થાળમાં લાવેલું ઉત્તમ ઝવેરાત ભેટ ધર્યું. મહારાજાએ આદરપૂર્વક ભેટણું સ્વીકાર્યું અને રાજસભામાં ઉચિત સ્થાન આપ્યું. સાર્થવાહે કહ્યું:

'મહારાજા, હું ચંપાનગરીનો સાર્થવાહ અમરકુમાર છું. બાર વર્ષથી વિદેશોમાં પરિભ્રમણ કરી વ્યાપાર કરી રહ્યા છું. આજે પ્રભાતે જ મારાં બત્રીસ વહાણો સાથે અહીં બેનાતટ–બંદરે આવ્યો છું...આપની કૃપા થશે તો અહીં વ્યાપાર કરવાની મારી ઇચ્છા છે.'

'અવશ્ય, સાર્થવાહ! મારા રાજ્યમાં તમે સુખપૂર્વક વ્યાપાર કરી શકશો.'

'આપનો મહાન્ અનુગ્રહ થયો મારા પર...'

વિમલયશ તો ક્યારનોય રાજસભામાંથી નીકળીને પોતાના મહેલમાં પહોંચી ગયો હતો. તેણે પોતાના અત્યંત વિશ્વસનીય માણસોને બોલાવી લીધા અને ગુપ્ત મંત્રણા–ખંડમાં જઈને માણસોને કહ્યું:

'તમે રાજસભામાં આજે જ આવેલા સાર્થવાહને જોયા ને?'

'હા જી.'

'સમુદ્રકિનારે એનાં બત્રીસ વહાણો ઊભાં છે... તમારે અહીંથી મારા નામથી અંકિત બધા જ મૂલ્યવાન અલંકારો લઈ જવાના, અને એ વહાણોમાં કોઇનેય ખ્યાલ ન આવે એ રીતે છુપાવી દેવાનાં...આટલું કામ કરીને મને સમાચાર આપો...'

'જેવી આપની આજ્ઞા. કાર્ય થઈ જશે.'

વિમલયશે માણસોને તિજોરીમાંથી અલંકારો કાઢીને આપ્યા.

અલંકારોને પોતાનાં વસ્ત્રોમાં છુપાવીને એ રાજપુરુષો દરિયાકિનારે ગયા. અમરકુમારના રક્ષકો વહાણોની રક્ષા કરતા ઊભા હતા. રાજપુરુષોએ કહ્યું :

'અમે મહારાજાની આજ્ઞાથી આવ્યા છીએ. અમારે તમારા શેઠનાં બધાં વહાણો જોવાનાં છે.'

'ભલે પધારો વહાણ ઉપર. અમારા શેઠ હમણાં જ પધાર્યા છે રાજસભામાંથી...' રક્ષકો રાજપુરુષોને વહાણ ઉપર લઈ ગયા. અમરકુમારને મળ્યા. બે રાજપુરુષો અમરકુમાર સાથે વાતો કરવા લાગ્યા. બીજા બે પુરુષો એક પછી એક વહાણોમાં, સાથે લાવેલા અલંકારો છુપાવતા આગળ વધવા લાગ્યા. કામ પતાવીને પાછા અમરકુમારના વહાણ પર આવી ગયા.

'શ્રેષ્ઠિવર્ય, તમારાં વહાણોમાં તો દેશ-વિદેશોનો અદ્ભુત માલ ભરેલો છે. આ બધો માલ બેનાતટમાં વેચાઈ જશે...અને તમે અઢળક ધન પ્રાપ્ત કરીને જશો.'

'બેનાતટની ખ્યાતિ સાંભળીને તો હું અહીં આવ્યો છું...મહારાજાએ પણ મારા પર મોટી કૃપા કરી, મને વ્યાપાર કરવાની અનુમતિ આપી...'

'પણ શેઠ, એક વાત ધ્યાનમાં રાખજો...'

'શું ?'

'અમારા મહારાજા ન્યાય–નીતિ અને પ્રામાણિકતાના ખૂબ આગ્રહી છે. માટે વ્યાપાર કરતાં...'

'સમજી ગયો. મારો પણ એ જ મુદ્રાલેખ છે !'

'તો તો તમે વિપુલ સંપત્તિ અર્જિત કરશો...'

રાજપુરુષો હોડીમાં બેસીને કિનારે આવી ગયા અને સીધા વિમલયશની પાસે પહોંચી ગયા. વિમલયશને સમાચાર આપી દીધા.

વિમલયશે કહ્યું :

'તમે જાઓ અને સેનાપતિ મૃત્યુંજયને મારી પાસે મોકલો.'

મૃત્યુંજય અલ્પ સમયમાં જ ઉપસ્થિત થયો.

'આજ્ઞા કરો, મને કેમ યાદ કર્યો ?'

'મૃત્યુંજય, મારા મહેલમાંથી મારા રત્નજડિત અલંકારોની ચોરી થઈ છે...'

'આપને ત્યાં ચોરી ?' મૃત્યુંજયનાં ભવાં ઊંચાં ચડી ગયાં.

'હા, અને એ ચોરી કરનાર કોણ છે, એનો પણ મને ખ્યાલ આવી ગયો છે...'

'કોણ છે એ ચોર ?'

'આજે આવેલો સાર્થવાહ! મેં તો રાજસભામાં એને જોયો...અને અનુમાન કરી લીધું હતું કે આ માણસ બહારથી જેવો સોહામણો દેખાય છે, તેવો અંદરથી નથી...'

'તો એને મુશ્કેટાટ બાંધીને લઈ આવું...'

'ના, તમે જાઓ એની પાસે. એને જરા ધમકાવો, પછી એનાં વહાણોમાં ચોરીના માલની તપાસ કરો... માલ મળી જાય, પછી એને પકડીને અહીં મારી પાસે લઈ આવો...અને હા, તમારી સાથે હું મારા માણસોને મોકલું છું...તેઓ હમણાં જ એ સાર્થવાહને મળીને આવ્યા છે...'

મૃત્યુંજય પોતાના ચુનંદા સુભટો સાથે, વિમલયશના માણસોને લઈને સમુદ્રકિનારે પહોંચ્યો. અમરકુમાર કિનારા પર જ ભેટી ગયો.

'સેનાપતિજી, આ છે સાર્થવાહ અમરકુમાર...' વિમલયશના માણસોએ અમરકુમારને ઓળખાવ્યો.

'શ્રેષ્ઠિ, આ છે અમારા સેનાપતિ મૃત્યુંજય. આપને મળવા માટે અહીં પધાર્યા છે...' માણસોએ સેનાપતિની ઓળખ આપી.

'મળવા માટે નથી આવ્યો સાર્થવાહ, તમારાં વહાણોની મારે તપાસ કરવાની છે...'

'શા માટે?'

'અમારા મહારાજા વિમલયશના મહેલમાંથી આજે ચોરી થઈ છે...અને એ ચોરીનો માલ તમારા વહાણોમાં હોવાનો મને શક છે...'

'તમે શું બોલો છો સેનાપતિ? તમારા મહારાજાને ત્યાં ચોરી થાય અને માલ મારાં વહાણોમાં આવી જાય? અશક્ય...તદ્દન અશક્ય...'

'સાર્થવાહ, જો માલ નહીં મળે તો તમે નિર્દોષ સિદ્ધ થશો...અને માલ મળશે તો કારાવાસમાં બંધ થઈ જશો...'

'તો ભલે, તપાસી શકો છો મારાં વહાણો...પણ આ રીતે પરદેશી સાર્થવાહને હેરાન કરવાનું તમને શોભતું નથી...' અમરકુમાર અકળાયો.

'અને, પરદેશમાં આવીને...રાજમહેલમાં ચોરી કરવાનું તમને પણ શોભતું નથી...સમજ્યા?'

'પહેલાં ચોરી સિદ્ધ કરો, પછી આરોપ મૂકો...' અમરકુમાર ગુસ્સે થઈ ગયો.

મૃત્યુંજયે પોતાના સુભટોને, વિમલયશના માણસો સાથે વહાણોની તપાસ માટે મોકલ્યા. અમરકુમારે પોતાના માણસોને પણ સાથે મોકલ્યા. મૃત્યુંજય અમરકુમારની પાસે જ બેઠો.

લગભગ એક પ્રહર વીતી ગયો...

સુભટો વિમલયશના નામથી અંકિત અલંકારો લઈને કિનારે આવ્યા. અમરકુમારના માણસોનાં મોંઢાં

ઊતરી ગયાં હતાં. અમરકુમારે આવતાં જ પોતાના માણસોને પૂછ્યું :

'શું થયું ?'

'શું થવાનું હતું ? ચોરીનો માલ મળી ગયો શ્રેષ્ઠિ, તમારાં વહાણોમાંથી...' સુભટોએ અલંકારોનો ઢગલો કર્યો મૃત્યુંજય સામે. મૃત્યુંજયે અમરકુમાર સામે જોયું...અમરકુમાર હતપ્રભ થઈ ગયો...તેની આંખોમાં ભય તરવરી ઊઠયો.

'કહો સાર્થવાહ, આ શું છે ? દેશ–વિદેશમાં આ રીતે ચોરીઓ કરીને જ કરોડો રૂપિયા કમાયા છો ને ?' મૃત્યુંજયે અમરકુમાર સામે દાંત ભીસ્યા. સુભટોને આજ્ઞા કરી :

'બધાં જ વહાણોનો કબજો લઈ લો. આ ચોરના માણસોને પકડી લ્યો...અને કારાવાસમાં પૂરી દો.'

અમરકુમારને ઉદ્દેશીને મૃત્યુંજયે કહ્યું :

'શેઠ, તમારે મારી સાથે આવવાનું છે...અમારા મહારાજા વિમલયશની પાસે તમને લઈ જવાના છે.'

'મહારાજાનું નામ તો ગુણપાલ...'

'બીજા મહારાજા છે વિમલયશ. મહારાજા ગુણપાલના જમાઈરાજ છે...અડધા રાજ્યના એ માલિક છે.'

અમરકુમાર પર જાણે વીજળી પડી...તે સાવ મૂઢ થઈ ગયો. સેનાપતિની સાથે તે ચાલ્યો. એને સમજાતું નથી કે આ બધું કેવી રીતે બન્યું ? ચોરી મેં કરી નથી,

કરાવી નથી...ને ચોરીનો માલ મારાં વહાણોમાં કેવી રીતે આવી ગયો ? આ પરદેશમાં મારું કોણ ? અહીં મને કોણ ઓળખે ? મારી સાચી પણ વાત અહીં કોણ માનશે ? મુદ્દામાલ સાથે પકડાયો છું...અને ચોરીની સજા ? શું આ રાજા મને શૂળી પર ચઢાવશે ? કારાવાસમાં પૂરી દેશે ? શેષ જીવન કારાવાસમાં જ પૂરું થશે ?'

વિમલયશનો રાજમહેલ આવી ગયો. મહેલના એક ગુપ્ત ખંડમાં અમરકુમારને બેસાડી મૃત્યુંજયે કહ્યું :

'વ્યાપારીના વેશમાં રહેલા ધૂર્ત, તારે અહીં રહેવાનું છે. હું મહારાજાને જાણ કરું છું...કે ચોર પકડાઈ ગયો છે અને એને અહીં લઇ આવ્યો છું.'

'ચોર...ધૂર્ત...' શબ્દો પહેલી જ વાર સાંભળે છે અમરકુમાર...તેનું હૃદય ચીરાઈ જાય છે...તેનું માથું ફાટફાટ થાય છે...મૃત્યુંજય ખંડનાં દ્વાર બંધ કરીને વિમલયશ પાસે આવ્યો.

'મહારાજા, આપની આજ્ઞા મુજબ ચોરને મહેલના ગુપ્ત ખંડમાં પૂરી દીધો છે...હવે શું કરવાનું છે ?'

'વહાણોનો બધો જ માલ મારા મહેલમાં લાવવાનો છે. વહાણોના માણસોને સારી રીતે રાખવાના છે. એ લોકો તો બિચારા નિરપરાધી છે...પણ રાખવાના છે આપણા અધિકારમાં...'

'આ ચોરનું શું કરવાનું છે ?'

“ એને હું સંભાળી લઇશ ! ’

મૃત્યુંજયે વિમલયશની આજ્ઞા મુજબ વહાણોનો માલ બધો જ વિમલયશના મહેલના ભૂમિગૃહમાં લાવીને ખડકી દીધો. વહાણોને કિનારા પર લાંગરી દીધાં. વહાણના માણસોને રહેવાની–જમવાની વગેરે બધી જ સગવડ ગોઠવીને તેમના પર ચોકી-પહેરો ગોઠવી દીધો.

વિમલયશે માલતીને બોલાવીને કહ્યું :

‘ માલતી, એક મહેમાન આવ્યા છે. એમના ભોજન આદિનો પ્રબંધ તારે કરવાનો છે. ચાલ મારી સાથે, તને મહેમાનનો ખંડ બતાવી દઉં.’

વિમલયશે માલતીને અમરકુમારનો ખંડ બતાવી દીધો. જો કે માલતી સમજી તો ગઇ જ હતી કે ‘ આ મહેમાન અપરાધી છે...’ પરંતુ એણે વિમલયશને ‘ કોણ છે ? ક્યાંથી આવ્યા છે ? શું નામ છે ? ’ આ કંઇ જ પૂછ્યું નહીં. સંધ્યાસમયે માલતીએ અમરકુમારના ખંડમાં જઇને પાણી અને ભોજન મૂકી દીધું. સૂવા માટે બિછાનું પાથરી દીધું...અને ધારીધારીને અમરકુમારને જોઇ પણ લીધો ! ‘ લાગે તો છે કોઇ ખાનદાન ઘરનો યુવાન...શી ખબર, શો અપરાધ કર્યો હશે ? ’ મૌનપણે કામ પતાવીને તે ચાલી ગઇ.

વિમલયશ ગુણમંજરી પાસે ગયો. ગુણમંજરીએ ઊભા થઇને વિમલયશનું સ્વાગત કર્યું. તેણે વિમલયશને પ્રફુલ્લિત જોયો...તે શરમાઇ ગઇ...તે સમજી કે ‘ હવે

પ્રતિજ્ઞા પૂર્ણ થવામાં માત્ર ત્રણ દિવસ જ બાકી છે... માટે વિમલયશ ખૂબ પ્રફુલ્લિત છે...'

'દેવી, તમે ત્રણ દિવસ હવે પિતૃગૃહે રહો તો સારું.'

'કેમ એમ?' ગુણમંજરી આશ્ચર્ય પામી.

'આ મન ચંચળ છે ને...કદાચ કોઈ ભૂલ થઈ જાય તો? પ્રતિજ્ઞા પૂર્ણ થઈ જાય એટલે બસ...'

ગુણમંજરીના હૃદયમાં રોમાંચ થઈ આવ્યો. તેણે વિમલયશની આજ્ઞા વગર આનાકાનીએ માની લીધી. માલતીને યોગ્ય સૂચનાઓ આપીને ગુણમંજરી પિતૃગૃહે ચાલી ગઈ.

વિમલયશ માટે હવે મેદાન સાફ થઈ ગયું!

અમરકુમારને પાઠ ભણાવવાની યોજના વિચારાઈ ગઈ...તેણે એક રાત જવા દીધી. એ અમરકુમાર પાસે ન ગયો. અમરકુમાર અધીરો બન્યો... 'ક્યારે રાજા મને બોલાવશે? અહીં રહેવાની-જમવાની વગેરે સુવિધા તો બધી જ આપી છે...પણ એ તો શૂળીએ ચઢાવવા પહેલાં અપરાધીને મનગમતું આપવાની પદ્ધતિ હોય છે...' એ ભયભીત બની ગયો. શરીરે પરસેવો વળી ગયો.

'ના, ના, હું વિનમ્ર શબ્દોમાં પ્રાર્થના કરીશ... સત્ય હકીકત કહીશ...અવશ્ય મને મુક્તિ મળશે...રાજા એટલો નિર્દય તો નહીં હોય. નહીંતર તો અહીં આવતાં જ એ રોષથી ધમધમતો આવત...ને સજા સંભળાવી દેત.'

'મારાં વહાણોમાં ચોરીનો માલ આવ્યો કેવી રીતે ? શું મારા માણસોએ ચોરી કરી હશે ? કે કોઈ કુતૂહલી વ્યંતરે આ કામ કર્યું હશે ? હા, આચાર્યદેવે મને વ્યંતરોની એવી વાર્તાઓ કહી હતી...માત્ર પજવવા માટે વ્યંતરો આવું કરતા હોય છે...બીજાઓને પજવવામાં કેટલાક માણસોને – દેવોને આનંદ આવતો હોય છે.

'અને હા...સુરસુંદરીને યક્ષદ્વીપ પર ત્યજી દઈને મને પણ આનંદ આવ્યો હતો ને ? અહો...એ પતિવ્રતા સતી સ્ત્રીને મોતના મુખમાં ધકેલી દીધાનું ઘોર પાપ શું આજે ઉદયમાં આવ્યું ?' અમરકુમારને સુરસુંદરી યાદ આવી ગઈ.



બીજા દિવસે પ્રભાતે આવશ્યક કાર્યોથી પરવારીને, વિમલયશે સુંદર વસ્ત્ર-અલંકારો ધારણ કર્યાં. માથે મુગટ અને કાને કુંડલ પહેર્યાં. પોતાના મહેલના મંત્રણાગૃહમાં સિંહાસન પર બેઠા અને અમરકુમારને પોતાની પાસે બોલાવ્યો.

અમરકુમારે આવીને, મસ્તક નમાવીને પ્રણામ કર્યાં અને નતમસ્તકે ઊભો રહ્યો. વિમલયશે ધારી-ધારીને અમરકુમારને જોયો.

'શેઠ, તમે વણિક છો ને ?'

'હા જી.'

'વણિક થઇને ચોરી કરો છો ?'

'મહારાજા, સાચું કહું છું–મેં ચોરી નથી કરી...'

'મુદ્દામાલ સાથે પકડાવા છતાં ચોરીનો અપરાધ કબૂલ નથી કરતો ? મારે શું અપરાધ કબૂલ કરાવવા ચૌદમા રતનનો ઉપયોગ કરવો પડશે ?'

'મને સમજાતું નથી કે આપનો માલ મારાં વહાણોમાં કેવી રીતે આવી ગયો...મેં ચોરી નથી કરી...'

'શેઠ, તમે જાણો છો ને કે અહીં તમને છોડાવનાર કોઈ નથી ? ચોરીની સાથે સાથે કપટ કરતાં પણ તમને સારું આવડે છે નહીં ? આ દેશમાં ચોરને શી સજા થાય છે તે જાણો છો ?' વિમલયશનો ચહેરો લાલઘુમ થઈ ગયો...તેણે રાડ પાડી...ને અમરકુમાર મૂર્ચ્છિત થઇને ધબાંગ કરતો જમીન પર પછડાઈ ગયો.

'માલતી...' વિમલયશે બૂમ પાડી. માલતી દોડી આવી.

'શીતલ પાણી છાંટ આ પરદેશી પર અને પંખો લાવ...' માલતી ઝડપથી પાણી લઈ આવી. અમરકુમાર પર છાંટવા લાગી. વિમલયશે પંખાથી હવા નાંખવા માંડી. થોડી વારમાં અમરકુમાર ભાનમાં આવ્યો...

માલતી ચાલી ગઇ.

અમરકુમારની આંખમાં આંસુ આવી ગયાં. તેણે વિમલયશના પગ પકડી લીધા...કરગરી પડયો.

'મારી બધી સંપત્તિ લઇ લો...મારા શરીર પરનાં આભૂષણો લઈ લો...મને જીવતો અહીંથી જવા દો...

હું તમારા શરણે છું...મારા પર કૃપા કરો...તમારો ઉપકાર ક્યારે ય નહીં ભૂલું...'

'એક શરતે મુક્ત કરું...'

'તમે કહો તેમ કરવા તૈયાર છું...'

'આજે રાત્રે તમને સવાશેર ઘી આપીશ. તમારે મારા પગનાં તળિયામાં એ ઘી ઘસવાનું. સવાશેર ઘી મારા પગમાં ઉતારી દેવાનું...કહો, છે કબૂલ ?'

'હા, કબૂલ છે...'

'તો હમણાં જાઓ, દિવસે પૂરી નિદ્રા લઈ લેજો.. રાત્રે જાગવું પડશે ને...?'

અમરકુમારને એના ખંડમાં વિદાય કર્યો...

વિમલયશ ચાલ્યા જતા...દીન બનીને ચાલ્યા જતા અમરકુમારને જોતો રહ્યો...તેના મુખ પર સ્મિત આવી ગયું. 'બીજાને દુઃખી કરવામાં રાજી થનારને...દુઃખનો થોડો અનુભવ કરાવવો જરૂરી છે...!'

પરન્તુ બીજી જ પળે...એનું હૃદય દુઃખી થઈ ગયું : 'ના, ના, હવે એમને દુઃખી નથી કરવા...ભેદ ખોલી નાખું...તેમને આશ્ચર્ય પમાડી દઉં...'

'ના, એવી ઉતાવળ નથી કરવી. એમના હૈયામાં મારા માટે કેવો ભાવ છે, એ જાણવું જોઇએ. બાર–બાર વર્ષ વીતી ગયાં છે...ભાવ બદલાઈ ગયા હોય તો ? મારા તરફનો રોષ હજુ ગયો ન હોય તો ?'

'એમણે બીજાં લગ્ન તો નથી કર્યાં. એમની સાથે કોઈ સ્ત્રી નથી...એટલે એવું અનુમાન તો થઈ શકે...કે એમના હૃદયમાં મારો ત્યાગ કર્યા પછી પસ્તાવો તો થયો હશે. મારી સ્મૃતિ તો એમના મનમાં હશે જ. માણસ ક્યારેક કષાયને પરવશ પડીને અકાર્ય કરી નાખે છે... પરંતુ પાછળથી પસ્તાવો કરે છે...

'છતાં વાત–વાતમાં આવતી કાલે એમને પૂછી લઇશ...મારા માટેના એમના ભાવો જાણી લઇશ...પછી જ ભેદ ખોલીશ. વિલંબ નથી કરવો. આવતી કાલે પ્રગટ થઇ જઇશ મારા સાચા સ્વરૂપે...

અને મારું સાચું રૂપ જોઈને...જાણીને ગુણમંજરી કેવી સ્તબ્ધ થઈ જશે? મહારાજા...મહારાણી...અને સમગ્ર રાજપરિવાર કેવો આશ્ચર્યમાં ગરકાવ થઈ જશે? નગરમાં કેવું કુતૂહલ થશે? મારે એ બધાનાં મનનું સમાધાન કરવું પડશે...હા, એ સમાધાન કરતાં મારે સાવધાની રાખવી પડશે...મહારાજાને તો યક્ષદ્વીપની ઘટના કહેવી પડશે...પણ ગુણમંજરીને નહીં કહેવાય... નહીંતર એને અમરકુમાર તરફ અભાવ થઈ જાય...ને એમની સાથે લગ્ન કરવાની જ ના પાડી દે!'

વિમલયશ પોતાના શયનખંડમાં ચાલ્યો ગયો.

અમરકુમાર પોતાના ખંડમાં પહોંચીને વિચારોમાં ચઢી ગયો.

'સવાશેર ઘી...આ રાજાના પગની પાનીમાં ઊતરી

શકશે ? એના પગ તો કેવા મૃદુ...કોમળ છે...અને જો ઘી ન ઉતરી ગયું એના પગમાં, તો ? જો ઉતરી ગયું તો તો છુટકારો થઈ જશે...ને ગમે તે વહાણમાં બેસીને ચંપાનગરીએ પહોંચી જઈશ...ફરીથી વ્યાપાર કરીને ધન કમાઈ લઈશ...વેપાર નહીં કરું...તો પણ ચાલશે. પિતાજી પાસે અઢળક ધન છે...તે મારું જ છે ને ?'

માલતીએ ભોજનના થાળ સાથે પ્રવેશ કર્યો. અમર-કુમારની ભોજનની રુચિ મરી ગઈ હતી. તેણે ભોજન કરવાની ના પાડી.

'ભોજન તો કરી લો...સુખ–દુઃખ તો આવ્યા કરે ...જેવાં કરમ કર્યાં હોય તેવાં ફળ મળ્યા કરે...'

અમરકુમારે ભોજન કરી લીધું...માલતી ચાલી ગઈ. અમરકુમારે જમીન પર જ લંબાવી દીધું. તેને નિદ્રા આવી ગઈ. જ્યારે તે જાગ્યો ત્યારે સંધ્યા થઈ ગઈ હતી. સાંજે તેણે માત્ર દુગ્ધપાન કર્યું અને વિમલયશના સંદેશાની પ્રતીક્ષા કરતો બેઠો.

રાત્રિનો પ્રથમ પ્રહર શરૂ થયો અને તેડું આવ્યું. વિમલયશના શયનખંડમાં પહોંચી ગયો. સવાશેર ઘીથી ભરેલું ભાજન તેને આપવામાં આવ્યું.

'સાંભળો શ્રેષ્ઠિ, હું સૂઈ જાઉં, મને નિદ્રા આવી જાય, તો પણ તમારે તમારું કામ ચાલુ રાખવાનું છે. ચાર પ્રહરમાં આટલું ઘી પગની પાનીમાં ઘસીને ઉતારી દેવાનું છે.'

'હા જી, આપની આજ્ઞા મુજબ કરીશ.'

વિમલયશ સૂઇ ગયો. અમરકુમારે ઘી ઘસવાનું કાર્ય શરૂ કરી દીધું. શયનખંડમાં સ્વર્ણદીપકનો ઉજાસ હતો.

એક પ્રહર વીત્યો, બીજો પ્રહર પણ પૂરો થયો... અમરકુમારે ઘીનું ભાજન જોયું તો પાશેર ઘી પણ ઓછું થયું ન હતું... તે ગભરાયો... 'બે પ્રહર વીતી ગયા... બે પ્રહર બાકી છે...આટલું બધું ઘી પગમાં નહીં જ ઊતરી શકે...' તેનાં ગાત્રો શિથીલ પડવા લાગ્યાં... 'અહીંથી મારો છૂટકારો નહીં થાય...જીવન અહીં જ પૂરું થઈ જશે...શું કરું ?'

તે ઊભો થયો. વિમલયશ માથે વસ્ત્ર ઓઢીને સૂઇ ગયો હતો.

તેણે ધારીધારીને વિમલયશની મુખમુદ્રા જોઈ...એણે મનોમન નિર્ણય કર્યો કે 'વિમલયશ ઊંઘી ગયો છે...' તે પુનઃ પોતાની જગા પર બેસી ગયો...મનમાં કંઈક વિચાર્યું અને ઘીનું ભાજન મોંઢે માંડ્યું !

એક ઘૂંટડો...બે ઘૂંટડા પીધા...ત્યાં જ વિમલયશ એકદમ ઊભો થઇ ગયો...ને અમરકુમારનો હાથ પકડી ત્રાડ પાડી—

'ચોર...હવે બોલ કે 'હું ચોર નથી...' આ ચોરી નથી કરતો તો શું કરી રહ્યો છે? હવે તારો અંતકાળ નજીક છે...'

અમરકુમાર હેબતાઇ ગયો...તત્કાલ બેભાન થઈ...

જમીન પર ઢળી પડયો. વિમલયશે શીતળ પાણીનો છંટકાવ કર્યો. પંખાથી હવા નાંખી...અમરકુમારે આંખો ખોલી... ભયથી તેનું આખું શરીર ધ્રૂજતું હતું. તે બેઠો થયો...આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

'તને બાલ્યકાળથી જ ચોરી કરવાની કુટેવ પડી લાગે છે...નહીં ? તું કોણ છે ? કયા નગરનો વાસી છે ? કોણ છે તારાં માતા–પિતા ? પરણેલો છે કે કુંવારો ?'

અમરકુમારે પોતાનો પરિચય આપ્યો :

'મહારાજા, હું ચંપાનગરીના ધનાવહ શ્રેષ્ઠિનો પુત્ર અમરકુમાર છું...રાજકુમારી અને હું – અમે બંને સાથે ભણતાં હતાં...એક દિવસ મેં એને પૂછ્યા વિના...એના વસ્ત્રના છેડે બાંધેલી સાત કોડી લઇને ઉજાણી કરી... તો એણે મને બહુ કટુ વચન સંભળાવ્યાં...મેં મૌનપણે સાંભળી લીધાં...પણ મારા મનમાં મેં ગાંઠ વાળી...પછી તો કર્મસંયોગે અમારાં બંનેનાં લગ્ન થયાં...અમે પરદેશ જવા નીકળ્યા...માર્ગમાં યક્ષદ્વીપ આવ્યો...ત્યાં મેં એને ઊંઘતી ત્યજી દીધી...એની સાડીના છેડે સાત કોડી બાંધી ને મેં લખ્યું હતું : 'સાત કોડીમાં રાજ લેજે !'

'અરેરે...એ બિચારીનું શું થયું હશે ? મને કેવી દુર્બુદ્ધિ સૂઝી ? એ દ્વીપ પર કોઇ જ માણસ ન મળે... ને યક્ષ કેવો ક્રૂર ?'

'તે શું તમને જરા પણ દયા ન આવી ત્યારે?' વિમલયશે પ્રશ્ન કર્યો.

અને અમરકુમાર ધ્રૂસકે-ધ્રૂસકે રડી પડ્યો. રોતો રોતો તે બોલ્યો :

'મેં સ્ત્રી-હત્યાનું પાપ કર્યું...મેં વિશ્વાસઘાત કર્યો...હું મહાપાપી છું...એ મારાં પાપ આ જ ભવમાં અત્યારે ઉદયમાં આવ્યાં...મહારાજા, મને શૂળી પર ચઢાવી દ્યો...મારે જીવવું નથી...'

'અમરકુમાર, તમારી એ પત્ની કેવી હતી વારું?'

'મહારાજા, એનું શું વર્ણન કરું? એનામાં અગણ્ય ગુણો હતા...અને રૂપે રંભા જેવી હતી...મારા મુખે પત્નીની પ્રશંસા ન શોભે...પરંતુ...'

'તમને તમારી એ પત્ની કયારેક યાદ આવતી હશે?'

'ક્ષણે...ક્ષણે યાદ આવે છે...એનો ત્યાગ કર્યા પછી કોઇ રાત એવી નથી વીતી મહારાજા, કે એને યાદ કરી ને મેં આંસુ ન સાર્યાં હોય...'

'તો...શું એને તમારા પ્રત્યે ઓછો પ્રેમ હતો?'

'પ્રેમ? એ ચકોરી હતી, હું ચકોર હતો...અમારી પ્રીતિ અભેદ્ય હતી, અચ્છેદ્ય હતી...'

'તો પછી કેમ એ પ્રીત તૂટી ગઈ?'

'પ્રીત નથી તૂટી...પ્રીત અખંડ છે...'

'એનું પ્રમાણ?'

'મે બીજી કોઇ પણ કન્યા સાથે લગ્ન નહીં કરવાનો સંકલ્પ કર્યો છે.'

'તે શું તમે બાર વર્ષમાં કોઇ સ્ત્રી સાથે લગ્ન નથી કર્યાં ?'

'કર્યાં નથી ને કરવાનો નથી...'

'તો તો તમારી પ્રીત સાચી છે અમરકુમાર. એક વાત તમને પૂછું : માની લો કે કોઇ માણસ તમને તમારી પત્નીના સમાચાર આપે કે—શું નામ હતું તમારી પત્નીનું ?'

'સુરસુંદરી !'

'ઘણું સુંદર નામ !—'એ સુરસુંદરી જીવંત છે અને અમુક જગાએ છે...' તો તમે શું કરો ?'

'મહારાજા, હવે શા માટે એવું બધું પૂછીને મને વધુ દુઃખી કરો છો ? એ જીવંત હોઈ જ ન શકે. એ યક્ષદ્વીપ [illegible] રાત રહેનાર...જીવતો રહ્યો જ નથી...'

'છતાં તમારી પત્નીના પુણ્યના બળે, એના સતીત્વના પ્રતાપે, એના ધર્મના પ્રભાવે જીવંત રહી હોય તો ?'

'તો હું મારું પરમ સૌભાગ્ય માનું...એ જ્યાં હોય ત્યાં પહોંચી જાઉં...ને એનાં ચરણોમાં મસ્તક મૂકીને ક્ષમાયાચના કરું...'

'તમે પોતે અત્યારે દુઃખમાં છો એટલે આટલી બધી નમ્રતા બતાવો છો—એમ હું માનું તો ?'

'મારી વાત તમે સાચી માની શકો નહીં, કારણ કે હું તમારો અપરાધી છું...'

'ના, તમે અપરાધી છો માટે તમારી વાત ખોટી માની લઉં, એવો હું નથી. પણ માણસનો એવો સ્વભાવ હોય છે કે દુઃખમાં એ નમ્ર રહે...ને દુઃખ જતું રહે, એટલે ગર્વ કરે! તમે અત્યારે તો તમારી પત્નીની ક્ષમા માંગવાની વાત કરો છો, એને યાદ કરીને રડો છો... પણ એ મળી ગયા પછી ફરીથી એને અન્યાય નહીં કરો, એની ખાતરી શી?'

અમરકુમાર મૌન રહ્યો...કંઈક વિચારીને બોલ્યો :

'બીજા માણસને તો શબ્દોથી જ ખાતરી કરાવી શકાય...હૃદય કેવી રીતે બતાવાય? પરંતુ મહારાજા, આપ મારા જીવનની અંગત વાતમાં આટલો રસ લ્યો છો—એ જ મારે મન મોટી વાત છે. મારાં પાપનું ફળ મને અહીં મળી જશે, તો હવે મને દુઃખ નહીં થાય...'

'અમરકુમાર, હું તમારા અંગત જીવનમાં એટલા માટે રસ લઉં છું, કારણ કે તમારી પત્ની મારી પાસે છે! મારા શરણે છે!'

અમરકુમારની આંખો પહોળી થઈ ગઈ... તે ઊભો થયો...વિમલયશની નિકટ આવ્યો. વિમલયશના બે ખભા પકડી લીધા...ને બોલ્યો :

'રાજન્, ક્યાં છે મારી પત્ની? ક્યાં છે સુરસુંદરી? તમે મને બતાવો... મારા પર કૃપા કરો... દયા કરો.'

અમરકુમાર ચોધાર આંસુએ રડી પડ્યો.

વિમલયશે કહ્યું : 'કુમાર, તમે અહીં બેસો. હું તમારી પત્નીને અહીં મોકલું છું...પરન્તુ હવે હું તમને નહીં મળું...'

વિમલયશ શયનખંડની બાજુના ખંડમાં ગયો. પદ્માસને બેસીને રૂપપરાવર્તિની વિદ્યાનું સ્મરણ કર્યું... અને તે 'સુરસુંદરી' બની ગયો !

મંજુષામાંથી સુંદર વસ્ત્રાલંકારો કાઢયાં. સોળ શણગાર સજ્યા. બેસીને શ્રી નવકારમંત્રનું ધ્યાન ધર્યું. પરમ આહ્લાદ અનુભવ્યો...અને તેણે જ્યાં અમરકુમાર બેઠો હતો, તે ખંડમાં પ્રવેશ કર્યો.

વિસ્ફારિત નેત્રે...ધબકતા હૃદયે...અમરકુમારે સુરસુંદરીને જોઇ...બંનેનાં નયન મળ્યાં...અમરકુમાર દ્વાર તરફ ધસ્યો...ને બે હાથ જોડી સુરસુંદરીનાં ચરણોમાં નમવા જાય છે...ત્યાં જ સુરસુંદરીએ એના બે હાથ પકડી લીધા...તેને નમવા ન દીધો...અમરકુમારની આંખોમાંથી આંસુના મેઘ વરસવા લાગ્યા.



'નાથ, આપને ક્ષમા માંગવાની ન હોય...'

'મેં તારો અક્ષમ્ય અપરાધ કર્યો છે... મેં વિશ્વાસઘાત કર્યો...મેં તને મોતના દ્વીપ પર ત્યજી દીધી...તું મારા અપરાધ ક્ષમા કરી દે... હું હૃદયથી ક્ષમાયાચના કરું છું...તું સાચે જ મહાસતી છે. તારા સતીત્વથી જ તું જીવતી રહી છે... તારું પુણ્યબળ પ્રકૃષ્ટ છે... મેં તને ઘોર દુઃખ દીધું...પરંતુ પુણ્યપ્રભાવે તું સુખી થઈ... મને કહે સુંદરી, આ બાર વર્ષ તેં કેવી રીતે પસાર કર્યાં ?'

ત્રીજો પ્રહર પૂરો થઈ ગયો હતો. ચોથા

પ્રહરનો પ્રારંભ થયો હતો. સુરસુંદરીએ સ્વસ્થ બનીને, યક્ષદ્વીપથી શરૂ કરીને...એક પછી એક ઘટનાઓ વર્ણવવા માંડી...અમરકુમાર અદ્ધરશ્વાસે...એકરસે સાંભળે છે. યક્ષરાજને મનોમન વંદન કરે છે...તો ધનંજય અને ફાનહાનને ફિટકાર આપે છે...તો ચોરપલ્લીમાં પ્રગટ થયેલાં શાસનદેવીની કૃપા પર ઓવરી જાય છે...

રત્નજટીનું મિલન...નંદીશ્વરદ્વીપની યાત્રા...સુરસંગીતનગરમાં રત્નજટી અને એની ચાર પત્નીઓની નિર્મળ સ્નેહની વાતો કરતાં કરતાં તો સુરસુંદરી રડી પડી... અમરકુમારની આંખો પણ આંસુભીની થઈ ગઈ. રત્નજટીની પત્નીઓએ આપેલી ચાર વિદ્યાઓ...બેનાતટનગરમાં આવીને કરેલું પુરુષ–રૂપ...ધારણ કરેલું 'વિમલયશ' નામ... આ બધું સાંભળીને અમરકુમાર દિંગ થઈ ગયો... આશ્ચર્યચકિત થઇ ગયો...

'તો 'વિમલયશ' તે તું જ?' અમરકુમારે ઉત્સુકતાથી પૂછ્યું.

'હા, સ્વામિનાથ! હું જ વિમલયશ!'

અને ગુણમંજરી સાથે કરેલાં લગ્નની વાત સાંભળી ત્યારે તો અમરકુમાર ખૂબ હસ્યો. રાજ્યપ્રાપ્તિની વાત સાંભળીને પ્રફુલ્લિત થઈ ગયો.

'નાથ, આપનું વચન મેં પાળ્યું છે...સાત કોડીથી રાજ લીધું છે...હવે પછી યાદ ન કરાવતા...'

'ખરેખર, શ્રી નવકારમંત્રનો પ્રભાવ અચિંત્ય છે!'

'હા, એ મહામંત્રના પ્રભાવે જ દુઃખ ગયાં, સુખ મળ્યાં, યશ ફેલાયો... અને તમારો સંયોગ થયો... !'

'શ્રદ્ધાના આ અદ્ભુત ચમત્કારો છે...'

'અરિહંત પરમાત્માની પરમ કૃપા છે... નાથ! પરંતુ, હવે આપે મારી એક પ્રાર્થના માનવી પડશે...'

'માનવી જ પડશે ને? મહારાજાની આજ્ઞા ન માનું...તો તો આવી જ બને!'

'નાથ, મારા અપરાધોની ક્ષમા યાચું છું... મેં પણ આપના ઉપર ચોરીનું કલંક મૂક્યું...આપને સતાવ્યા...મારા પગે ઘી ઘસાવ્યું...આપ મારા આ અપરાધોને ભૂલી શકશો ને?'

'ના રે, બાલ્યકાળનો તારો અપરાધ વર્ષો સુધી ન ભૂલી શક્યો... તો પછી આ બધા અપરાધો કેવી રીતે ભૂલી શકીશ? ફરી પાછો તારો ત્યાગ કરીને જતો રહીશ...!'

'હવે ન જવા દઉં ને! અદૃશ્ય થઈને પીછો કરીશ!'

'હા... હા, હવે તને નહીં સતાવી શકાય ને...! ચાર ચાર વિદ્યાઓ તારી પાસે છે... સો હાથી જેટલું બળ! બાપ રે...'

'ગભરાશો નહીં...પેલા ચોર પર જેવો મુષ્ટિ-પ્રહાર કર્યો હતો, તેવો નહીં કરું! પણ જો હવે મને હેરાન કરશો તો મારા ભ્રાતાને બોલાવીશ!'

'અરે, એ તો ભૂલી જ ગયો! આપણે ચંપા પહોંચીએ પછી તું અવશ્ય તારા એ ઉપકારી ધર્મ-ભ્રાતાને અને એની ચાર રાણીઓને ચંપા આવવાનું આમંત્રણ મોકલજે...હું એમનાં દર્શન કરીને કૃતાર્થ થઈશ. ખરેખર, 'वहुरत्ना वसुन्धरा !'

'હજુ તો મેં તમને સુરસંગીતનગરની બધી વાતો નથી કરી... જ્યારે એ વાતો તમે સાંભળશો ત્યારે આનંદવિભોર બની જશો...પરંતુ એ બધી વાતો હું ત્યારે કરીશ... કે જ્યારે તમે મને મારા અપરાધોની ક્ષમા આપી દેશો...'

'મિચ્છામિ દુક્કડં...'
'મિચ્છામિ દુક્કડં...'

બંનેએ અરસ-પરસ ક્ષમાપના કરી લીધી. સુર-સુંદરીએ અમરકુમારને કહ્યું : 'નાથ, પ્રભાતે હું 'વિમલ-યશ' હોઈશ...મહારાજાને મારે તમારો સાચો પરિચય આપવો પડશે. મારો ભેદ તેમની સમક્ષ ખોલવો પડશે. ગુણમંજરીને પણ સમગ્ર પરિસ્થિતિથી પરિચિત કરવી પડશે...!'

'અને નગરમાં પણ... જાણ કરવી પડશે ને? મને ચોરમાંથી શાહુકાર બનાવવો પડશે ને!'

હા, એ કલંક ઉતારવું જ પડશે!' બંને હસી પડયાં.

સુરસુંદરીએ પદ્માસને બેસીને રૂપપરાવર્તિની વિદ્યાનું સ્મરણ કર્યું...તે પુરુષરૂપે થઈ ગઈ. વસ્ત્રપરિવર્તન કરી લીધું.

*　　*　　*

પ્રભાતનાં કાર્યોથી નિવૃત્ત થઈ, અમરકુમારની સાથે દુગ્ધપાન કરી વિમલયશ મહારાજા ગુણપાલને મળવા રાજમહેલે ચાલ્યો ગયો. મહારાજા પણ પ્રાભાતિક કાર્યોથી પરવારીને બેઠા હતા.

વિમલયશે મહારાજાને પ્રણામ કર્યા અને પાસે બેસી ગયો.

'પેલા પરદેશી સાર્થવાહની વાત તો મને ગુણમંજરીએ કરી ! ચોર નીકળ્યો...શાહુકારના વેશમાં !'

'મહારાજા, હું એ વિષયમાં જ વાત કરવા આવ્યો છું.'

'કહો, એ ચોરના વિશેષ શું સમાચાર છે?'

'એ ખરેખર ચોર નથી ! મેં જાણીબૂઝીને એને 'ચોર' તરીકે પકડાવેલો છે...મારે ત્યાં ચોરી થઇ જ નથી...!'

'એમ ? એવું શા માટે કરવું પડયું ?'

'કારણ કે એ પરદેશી સાર્થવાહે મારી સાથે બાર વર્ષ પૂર્વે વિશ્વાસઘાત કર્યો હતો...મને દુઃખ દીધું હતું...'

'તો તો એને આકરી સજા કરવી જોઇએ. હું એને સજા કરીશ...'

'સજા તો મેં કરી જ દીધી...એણે ક્ષમા પણ માગી લીધી... મહારાજા, એ મારો સ્વજન છે!'

'તારો સ્વજન? કેવી રીતે?'

'હું છદ્મવેશમાં છું... ખરેખર હું પુરુષ નથી, સ્ત્રી છું!'

મહારાજા ગુણપાલ આભા બની ગયા... વિમલયશ સામે ટગરટગર જોઈ રહ્યા...

'મને કંઈ સમજાતું નથી વિમલયશ, સ્પષ્ટ વાત કર.'

'આવેલો સાર્થવાહ મારો પતિ અમરકુમાર છે, હું એની પત્ની છું. મારું નામ સુરસુંદરી છે...'

'તો આ પુરુષ-રૂપ...પુરુષ-વેશ...'

'વિદ્યાશક્તિથી હું ચાહું એ રૂપ કરી શકું છું...!'

'તો શું મારાં દેખતાં તું સ્ત્રીરૂપ કરી શકીશ? કરી બતાવ...'

વિમલયશે ત્યાં જ પદ્માસને બેસીને રૂપપરાવર્તિની વિદ્યાનું સ્મરણ કર્યું...તે સ્ત્રીરૂપે થઇ ગયો...મહારાજા અંદરના ખંડમાંથી ગુણમંજરીનાં વસ્ત્રો લઈ આવ્યા. વિમલયશે વસ્ત્રો ધારણ કરી લીધાં...

'અહો! તું તો સાચે જ સ્ત્રી છે! પણ આ રૂપ પરિવર્તન તારે શા માટે કરવું પડ્યું?'

'મહારાજા, એ વાત ઘણી લાંબી છે... મારે તમને કહેવી જ છે... જેથી તમારા મનમાં મારા માટે ખોટી સમજ ન રહે.'

સુરસુંદરીએ પોતાનું નગર, માતા-પિતા, સાસુ-સંસરા વગેરેનો પરિચય આપ્યો. ત્યાર પછી અમરકુમાર સાથે વિદેશયાત્રાએ નીકળી અને યક્ષદ્વીપ પર અમરકુમાર એનો ત્યાગ કરીને ચાલ્યો ગયો...ત્યારથી માંડીને બેનાતટનગરમાં રત્નજટી મૂકી ગયો...ત્યાં સુધીની વાત કહી સંભળાવી...મહારાજા સુરસુંદરીનો જીવનવૃત્તાંત સાંભળીને સ્તબ્ધ થઈ ગયા...

'સુરસુંદરી...બેટી, શ્રી નવકારમંત્રનો પ્રભાવ તો અદ્‌ભુત છે જ, તારું સતીત્વ ઘણું મહાન્ છે! એ સતીત્વના પ્રભાવે જ તારાં દુઃખ દૂર થયાં... સુખ મળ્યાં... રાજ મળ્યું...'

'મહારાજા, એ સતીત્વને રક્ષવાની શક્તિ આપી શ્રી નવકારમંત્રે. જો એ મહામંત્ર મારી પાસે ન હોત તો હું જીવતી જ ન હોત...'

'તારી વાત સાવ સાચી છે...પરન્તુ અમરકુમારે તારી સાથે ઘોર અન્યાય કર્યો છે...'

'મારાં જ પૂર્વજન્મનાં પાપકર્મ ઉદયમાં આવ્યાં. નહીંતર એમના જેવા ગુણવાન ઉત્તમ પુરુષ મારો ત્યાગ કરે જ નહીં. દરેક આત્માને પોતાનાં શુભાશુભ કર્મો ભોગવવાં જ પડે છે. મારાં અશુભ કર્મો ઉદયમાં આવી ગયાં, ભોગવાઈ ગયાં. પછી શુભ કર્મ ઉદયમાં આવ્યાં... તો રત્નજટી જેવો વિદ્યાધર-ભ્રાતા મળ્યો...ચાર-ચાર વિદ્યાશક્તિઓ મળી...પછી આપના જેવા પિતાતુલ્ય

મહારાજા મળ્યા...અને છેવટે એમનો સંયોગ પણ થઈ ગયો !'

'બેટી, તારો જીવનવૃત્તાંત સાંભળીને મારી શ્રી નવકારમંત્ર ઉપરની શ્રદ્ધા દૃઢ થઈ છે. ધર્મ ઉપરનો વિશ્વાસ અવિચલ બન્યો છે.'

'પિતાજી, હવે એક મહત્ત્વનું કામ કરવાનું છે!'

'કહે, તું જે કહે તે કરવા તૈયાર છું...'

'ગુણમંજરીને સમજાવવાનું !'

ગુણપાલ રાજા ક્ષણભર વિચારમાં પડી ગયા.

'એને એમ ન લાગવું જોઈએ કે મેં એની સાથે કપટ કર્યું...મારી પરિસ્થિતિનો એ સ્વીકાર કરી લે આનંદથી...તો મને આનંદ થાય...એને જો દુઃખ થાય, તો મને પારાવાર દુઃખ થાય...'

'તારી વાત સાચી છે. પરંતુ ગુણમંજરી પર મને સંપૂર્ણ વિશ્વાસ છે. એ જ્યારે તારો વૃત્તાંત સાંભળશે ત્યારે તારા પર એનો પ્રેમ શતગુણ વધી જશે... કારણ કે એ ગુણાનુરાગિણી છે ! મારી પુત્રીને મેં બાલ્યકાળથી જ ગુણાનુરાગનો સંસ્કાર આપેલો છે. માટે તું ચિંતા ન કર...

'એ સમજી જશે, પછી ?'

'એનું લગ્ન અમરકુમાર સાથે કરીશું !'

'હું પણ એ જ વિચારતી હતી ! અમે બંને બહેનો સાથે રહીશું... એને કોઈ વાતે દુઃખી નહીં થવા દઉં...'

'એ તો મને વિશ્વાસ જ છે...'

'હું જાઉં ?'

'ના, તું બેસ. હું ગુણમંજરીને અત્યારે જ બોલાવીને વાત કરું છું. સાથે સાથે એની માતાને પણ બોલાવી લઉં છું.'

'તો હું પાસેના ખંડમાં બેસું છું... વાત કર્યા પછી આપ મને બોલાવજો.'

સુરસુંદરી બાજુના ખંડમાં ચાલી ગઈ. મહારાજાએ ગુણમંજરી અને મહારાણીને બોલાવી અથથી ઇતિ સુધીની વાત કરી... ગુણમંજરીના આશ્ચર્યનો પાર ન રહ્યો, 'પોતે એક સ્ત્રીને પરણી છે !' આ જાણીને સ્તબ્ધ થઈ ગઈ. મહારાણી પણ આચર્શ્રમુગ્ધ થઈ ગયાં.

'હવે હું સુરસુંદરીને અહીં બોલાવું છું !'

'શું એ અહીં જ છે ?'

'હા !' મહારાજા ઊભા થયા. બાજુના ખંડમાંથી સુરસુંદરીને લઇને આવ્યા. ગુણમંજરી અને એની માતા સુરસુંદરીને જોઇ જ રહ્યાં. ગુણમંજરી ઊભી થઇને સુર-સુંદરીને ભેટી પડી.

'તમે કેવાં કેવાં ભયંકર કષ્ટો સહ્યાં છે ? પિતાજીએ બધી વાત કરી. તે સાંભળીને હું તો આભી જ થઈ ગઇ... અહો, નવકારમંત્રનો મહિમા અગમ–અપાર છે ! તમારા સતીત્વનો પ્રભાવ અદ્ભુત છે...તમે મહાસતી છો...' ગુણમંજરી એકશ્વાસે બોલી ગઇ...

મહારાજાએ ગુણમંજરીને કહ્યું : 'બેટી, તારાં લગ્ન અમરકુમાર સાથે કરવાનું મેં અને સુરસુંદરીએ વિચાર્યું છે... તને ગમશે ને?'

ગુણમંજરી મૌન રહી. તે વિચારમાં પડી ગઈ.

'પિતાજી, આ પ્રશ્નનો પ્રત્યુત્તર આવતી કાલે આપું તો?'

'જેવી તારી ઇચ્છા, બેટી. તું જેમ રાજી રહે, સુખી રહે, તેમ મારે કરવાનું છે...મારે તો તું જ બેટી છે...ને તું જ પુત્ર છે...'

સુરસુંદરી વિચારમાં પડી ગઈ. 'એણે પ્રત્યુત્તર કાલે આપવાનું કેમ કહ્યું?' તેણે કહ્યું :

'પિતાજી, અમે બે થોડો સમય વાત કરી લઈએ...'

'હા હા, તમે વિચાર કરી લો...' મહારાજા અને મહારાણી ત્યાંથી ચાલ્યાં ગયાં બીજા ખંડમાં.

ગુણમંજરી સુરસુંદરીના ઉત્સંગમાં માથું નાંખીને રડી પડી. સુરસુંદરી એના માથે હાથ મૂકી...તેને પંપાળવા લાગી...થોડો સમય વીત્યો. સુરસુંદરીએ ગુણમંજરીના મસ્તકને બે હાથે પકડીને ઊંચું કર્યું.

'શું વિચારે છે મંજરી? પિતાજીએ જે કહ્યું તે તને ન ગમ્યું?'

'તમે મહાન્ છો...બાર-બાર વર્ષથી પતિ-વિરહનું દુઃખ સહન કરી રહ્યાં છો...હવે જ્યારે તેમનો સંયોગ થયો છે, ત્યારે તમારું સુખ મને આપી દેવા તૈયાર

થયાં છો...ના, ના, એ મારાથી નહીં બને...હા, હું તમને નહીં છોડું...ભલે તમારું રૂપ બદલાયું, તમારો આત્મા તો એ જ છે...પતિરૂપે નહીં...ભગિનીરૂપે તમારી સાથે રહીશ...તમારી સેવા કરીશ...રોજ તમારાં દર્શન કરીશ...'

'મંજરી, હું ક્યાં મારું સુખ તને આપી દઉં છું ? હું અમરકુમારને બાલ્ય કાળથી જાણું છું. એ આપણને બંનેને સમાન દૃષ્ટિએ જોશે. તારી સાથે લગ્ન થયા પછી મારો ત્યાગ નહીં કરે ! અને, તને ખબર છે...તને સુખી જોઈને મારું સુખ તો ઘણું ઘણું વધી જવાનું ! આપણે બંને સાથે જ રહીશું...તેં હજુ એમને જોયા નથી... તું જોઈશ ત્યારે...મને ભૂલી ના જતી !'

'તમને ભૂલું ? આ ભવમાં તો નહીં, જનમ–જનમ તમને ન ભૂલું. તમે તો મારા હૃદયમંદિરના દેવ છો... રૂપ બદલાયું તેથી શું થયું ? મેં તમારા આત્મા સાથે પ્રેમ કર્યો છે...મારો પ્રેમ શાશ્વત્ રહેશે...'

'તો મારી વાત કબૂલ ને ?'

'તમે કહો ને હું ન માનું – એવું બને ખરું ? ત્રણ કાળમાં ન બને !'

ગુણમંજરી સુરસુંદરીને ભેટી પડી...સુરસુંદરીની આંખોમાંથી હર્ષનાં આંસુ ટપકવા લાગ્યાં.



એનાતટનગરમાં જાહેર થઈ ગયું કે :

'વિમલયશ પુરુષ નથી, સ્ત્રી છે!'

'સાર્થવાહ અમરકુમારે ચોરી કરી નથી.'

'વિમલયશનું નામ સુરસુંદરી છે...'

'અમરકુમાર સુરસુંદરીના પતિ છે...'

'અમરકુમારને ચમકાવવા માટે વિમલયશે 'ચોર'નો આરોપ મૂકીને પકડયો હતો...'

'અમરકુમાર ચંપાનગરીના નગરશ્રેષ્ઠિનો પુત્ર છે...'

'સુરસુંદરી ચંપાનગરીના રાજાની પુત્રી છે.'

'સુરસુંદરી પાસે 'રૂપપરાવર્તિની'ની વિદ્યા

છે... અદૃશ્ય થઈ જવાની પણ વિદ્યા છે...'

'હવે ગુણમંજરીનાં લગ્ન અમરકુમાર સાથે થવાનાં છે...'

ઘેર-ઘેર અને ચોરે-ચૌટે અમરકુમાર અને સુરસુંદરીની ચર્ચાઓ થવા લાગી. શ્રી નવકારમંત્રના અચિંત્ય પ્રભાવોની વાતો થવા લાગી. અમરકુમાર અને સુરસુંદરીને જોવા નગરવાસીઓ રાજમહેલમાં આવવા લાગ્યા.. બંનેનાં રૂપ અને ગુણ જોઈને સહુ આનંદિત થાય છે.

આ બધી ધમાલમાં માલતી સુરસુંદરીને એકાંતમાં નથી મળી શકતી. સુરસુંદરી માલતીની તાલાવેલી જાણી ગઈ. તેણે બે ક્ષણ માલતીને એક બાજુ બોલાવીને કહ્યું: 'ગુણમંજરીનાં લગ્ન થઈ જવા દે, પછી શાન્તિથી આપણે વાતો કરીશું...!' માલતી હર્ષવિભોર થઈ ગઈ અને સેવાકાર્યમાં લાગી ગઈ.

અમરકુમારે પૂછ્યું: 'આ સ્ત્રી કોણ છે?'

સુરસુંદરીએ કહ્યું: 'પહેલાં મારી યજમાન હતી, પછી મારી પરિચારિકા છે અને સખી કહું તો પણ ચાલે.'

'ખૂબ ચંપળ, કુશળ અને કાર્યદક્ષ છે...'

'આપણે એને ચંપા લઈ જઈશું! પણ હમણાં તો આપણે બંનેએ મહારાજા પાસે જવાનું છે. આપ તૈયાર થાઓ.'

અમરકુમારનાં તન-મન પ્રફુલ્લિત થઈ ગયાં હતાં. બેનાતટમાં સુરસુંદરીની અપૂર્વ લોકપ્રિયતા જોઈને તે

અત્યંત પ્રભાવિત થયો હતો. બંને દંપતિ તૈયાર થઈને રાજમહેલમાં પહોંચ્યાં.

મહારાજા ગુણપાલ મંત્રણા–ગૃહમાં બેઠેલા હતા. અમરકુમાર અને સુરસુંદરીએ જઈને પ્રણામ કર્યા.

'આવો આવો, હું તમારી જ પ્રતીક્ષાં કરી રહ્યો હતો.' મહારાજાએ ખૂબ સ્નેહથી આવકાર આપ્યો. અમરકુમાર સામે જોઈને કહ્યું :

'કુમાર, તમે તો સુરસુંદરીને મેળવી, પણ અમે વિમલયશને ખોયો!' ને ત્રણે હસી પડયાં.

'કુમાર, તમને મારા વિમલયશે ખૂબ દુઃખ દીધું નહીં?' મહારાજાએ સુરસુંદરી સામે જોઈને કહ્યું.

'પિતાજી, એ અપરાધની ક્ષમા માંગી લીધી!'

'અને મેં ક્ષમા આપી દીધી!'

'તો તો સમાધાન થઈ ગયું! સરસ, હવે કુમાર, મારે તમને એક વિનંતી કરવાની છે...'

'મહારાજા, આપે વિનંતી કરવાની ન હોય, આજ્ઞા કરવાની હોય... હું તો આપના પુત્રતુલ્ય છું...'

'કુમાર, એ તમારી નમ્રતા છે...તમારા ગુણોથી હું પ્રસન્ન થયો છું.'

'આપ આજ્ઞા કરો.'

'તમારે ગુણમંજરી સાથે લગ્ન કરવાનાં છે!'

અમરકુમારે સુરસુંદરી સામે જોયું. સુરસુંદરીએ કહ્યું :

'નાથ, મહારાજાનો પ્રસ્તાવ ઉચિત છે. મારી પણ એ જ ઇચ્છા છે... અને મેં ગુણમંજરીને મનાવી લીધી છે.'

અમરકુમાર મૌન રહ્યો. સુરસુંદરીએ મહારાજાને કહ્યું :

'પિતાજી, એમની સંમતિ છે... આપના પ્રસ્તાવને કેમ ટાળી શકાય ?'

'બેટી, તમે બંને સુયોગ્ય છો. ગુણમંજરી તમને સોંપીને હું નિશ્ચિંત જ છું...'

'આપ રાજપુરોહિતને સારું મુહૂર્ત પૂછીને લગ્ન કરી દો.'

મહારાજાનું ચિત્ત પ્રસન્ન થઈ ગયું. અમરકુમારનું ગુણગંભીર અને રૂપસંપન્ન વ્યક્તિત્વ એમને ગમી ગયું. અલબત્ત, સુરસુંદરી સાથે થયેલા અન્યાયને જાણીને 'મારી પુત્રી સાથે તો આવો વિશ્વાસભંગ નહીં કરે ને ?' આ શંકા એમના મનમાં હતી. છતાં સંસારમાં સાહસ કરવું પડતું હોય છે. છેવટે સુખ–દુઃખનો આધાર તો જીવનાં પોતાનાં જ શુભાશુભ કર્મો હોય છે ને ?

અમરકુમાર અને સુરસુંદરી પોતાના મહેલમાં આવ્યાં. અમરકુમાર ઊંડા વિચારમાં પડી ગયો હતો. વસ્ત્ર-પરિવર્તન કરીને તે પશ્ચિમ દિશા તરફના ઝરૂખામાં જઈને ઊભો રહ્યો.

'બહુ ગંભીર વિચારમાં પડી ગયા નાથ ?' સુરસુંદરીએ પાછળ આવીને ખુબ મૃદુ શબ્દોમાં પૂછ્યું. અમરકુમાર સુરસુંદરી સામે જોઈ રહ્યો...'બોલો, જે મનમાં આવ્યું હોય તે બોલો!'

'તું ગુણમંજરી સાથે મારાં લગ્ન કરાવીને...આ સંસારનો ત્યાગ કરવાનું તો નથી વિચારતી ને ?' અમરકુમારની આંખો ભીની થઈ, સ્વર પણ ભીનો થયો.

'ના ના, એવી તો મને કલ્પના પણ નથી આવી ! હજુ તમારો મોહ મને ક્યાં છૂટયો છે ? આટલાં આટલાં દુઃખો જોયા પછી પણ વૈષયિક સુખોની ઇચ્છાઓ વિરામ નથી પામી...હા, ક્યારેક ક્યારેક વૈરાગ્ય જાગી જાય છે ખરો, પરંતુ એ ભાવ સ્થિર રહેતો નથી...'

'આ નિર્ણય કરતાં તને ભય ન લાગ્યો ?'

'શાનો ભય ?'

'ગુણમંજરી સાથે લગ્ન કર્યા પછી કદાચ હું તને ભૂલી જાઉં...'

સુરસુંદરી ખડખડાટ હસી પડી.

'ગુણમંજરી ન હતી ત્યારે પણ ભૂલી ગયા હતા ને ? ગુણમંજરી મને ભૂલવા દે એવી નથી ! કારણ કે પહેલાં એ મને પરણેલી છે...સમજ્યા ?'

'એના પર એટલો બધો વિશ્વાસ છે તને ?'

'હા, એ કન્યા સાચે જ ગુણોની મંજરી છે ! એનામાં ઉચ્ચ કોટિના સંસ્કારો છે. સ્ત્રીસુલભ ઈર્ષ્યા વગેરે દોષો નથી. પ્રેમના સાચા સ્વરૂપને એ જાણે છે. એની પ્રકૃતિ ઉદાર છે. એ આપણા સુખે સુખી અને આપણા દુઃખે દુઃખી થનારી સન્નારી છે.'

અમરકુમારના મુખ પર પ્રસન્નતાનો દીવો થયો. સુરસુંદરીએ દૂર ઊભેલી માલતીને જોઇ. માલતીએ સંકેતથી ભોજનવેળાની જાણ કરી. અમરકુમારને લઇને તે ભોજન-ગૃહમાં પહોંચી. અમરકુમારને ભોજન કરાવીને તેણે ભોજન કરી લીધું. માલતી સામે મધુરું સ્મિત કરીને તે અમરકુમાર પાસે ચાલી ગઇ....માલતી આંખો નચાવતી સ્વગત બોલી: 'જોડી તો ઇન્દ્ર–ઇન્દ્રાણી જેવી છે!'

સુરસુંદરીએ યક્ષદ્વીપ ઉપરની વાતો વિસ્તારથી અમરકુમારને સંભળાવી. યક્ષરાજના ઉપકારો ગદ્‌ગદ્ સ્વરે સંભાળ્યા.

ત્યાં, રાજમહેલેથી તેડું આવ્યું. બંને તૈયાર થઇને રાજમહેલે પહોંચ્યાં. મહારાજાએ પ્રેમથી આવકાર્યાં. મહા-રાણી પણ ત્યાં જ બેઠેલાં હતાં. સુરસુંદરીએ મહારાણીનાં ચરણોમાં પ્રણામ કર્યા. અમરકુમારે પણ મસ્તક નમાવી નમન કર્યું. મહારાણીએ અમરકુમારને ધારી ધારીને જોયો. રાણીનું મન પ્રસન્ન થયું.

'કુમાર, રાજપુરોહિતે લગ્નનું શુભ મુહૂર્ત વસંત-પંચમીનું આપ્યું છે. એટલે આજથી પાંચમા દિવસે લગ્ન કરવાનાં છે.'

'બહુ સરસ! દિવસ નજીકમાં જ છે...' સુરસુંદરી બોલી.

'રાજપુરોહિત કહેતા હતા કે દિવસ શ્રેષ્ઠ છે.'

'ગુણમંજરીને જાણ કરી છે મુહૂર્તની?' સુર-સુંદરીએ પૂછ્યું.

'ના, એને હવે જાણ કરીશ...'

'તો હું એની પાસે જઈ આવું. મુહૂર્તની જાણ કરું અને મળી પણ લઉં... આપ અહીં વાતો કરો...' સુરસુંદરી ત્યાંથી ઊભી થઇને ગુણમંજરીના આવાસમાં પહોંચી. ગુણમંજરીએ ઉમળકાભેર આવકાર આપ્યો. બંને પલંગ પર બેઠાં.

'લગ્નનું મુહૂર્ત નીકળી ગયું મંજરી! વસંતપંચમી!'

'મારે મન તો લગ્ન થઈ ગયાં જ છે! પણ હવે મને અહીં જરાય ગમતું નથી...'

'હવે પાંચ દિવસનો જ પ્રશ્ન છે!'

'મારે મન પાંચ દિવસ પાંચ વર્ષ જેવડા છે, એનું શું?'

'તો કાલથી હું અહીં આવી જાઉં!'

'તો તો બહુ સરસ...પણ...પછી એમનું શું? એમને પણ તમારા વિના...'

'મારા વિના બાર-બાર વર્ષ વીતાવી દીધાં...તો પાંચ દિવસ વધારે!'

'એ ભલે બાર વર્ષ વીતાવ્યાં, હવે બાર કલાક પણ ન વીતે...!

'મંજરી, તેં એમને જોયા?'

'હા...સ્તો, ચોર તરીકે પકડી મંગાવ્યા 'તા ત્યારે જોયા હતા !'

બંને પેટ પકડીને હસી પડી.

મહારાણીએ ખંડમાં પ્રવેશ કર્યો... ખંડનું દશ્ય જોઇને તેમની આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં.

* * *

વસંતપંચમીના શુભ દિવસે ગુણમંજરીનાં અમરકુમાર સાથે ધામધૂમથી લગ્ન થઈ ગયાં. મહારાજાએ ગુણમંજરીને અઢળક સંપત્તિ આપી...

અમરકુમાર ગુણમંજરી તથા સુરસુંદરી સાથે પોતાના મહેલમાં આવ્યો. મહેલમાં આનંદ–મહોત્સવ ઉજવાયો.

સુખમાં દિવસો તીવ્ર ગતિથી પસાર થાય છે બંને પત્નીઓના સંગે અમરકુમાર દેવલોકનાં દિવ્ય સુખો ભોગવે છે. એક દિવસ બંને પત્નીઓ સાથે રથમાં બેસીને સમુદ્ર-કિનારે ફરવા માટે ગયો. ત્યાં કિનારા પર પોતાનાં વહાણોને સુરક્ષિત લાંગરાયેલાં જોયાં...તેણે સુરસુંદરીને કહ્યું :

'હવે આપણે ક્યારે ચંપા તરફ પ્રયાણ કરવું છે ?'

'જ્યારે આપની ઇચ્છા થાય ત્યારે !'

'તો હું આજે જ મહારાજાને વાત કરું છું. તેઓ અનુમતિ આપે એટલે આપણે પ્રયાણની તૈયારીઓ કરીએ...'

સુરસુંદરીના ચિત્તપટ પર ચંપા સાકાર થઈ... માતા–પિતા અને સાસુ–સસરાની સ્મૃતિ ઊભરાણી. સાધ્વી સુવ્રતા યાદ આવી ગયાં...બે હાથ જોડાઈ ગયા, મસ્તક નમી પડ્યું...

'કોને વંદન કરો છો તમે?' ગુણમંજરીએ સુરસુંદરીના બે હાથ પોતાના હાથમાં લઈ લેતાં પૂછ્યું. સુરસુંદરીએ ગુણમંજરી સામે જોયું...

'મારી ગુરુમાતાને...મંજરી!'

'કોણ છે એ?'

'સાધ્વી છે...તેમની આંખોમાંથી કૃપા વરસે છે... એમની વાણીમાંથી અમૃત ઝરે છે...મને શ્રી નવકારમંત્રનું સ્વરૂપ એમણે સમજાવ્યું હતું...રહસ્ય તેમણે આપ્યું હતું...શ્રદ્ધાબળ તેમણે પ્રગટાવ્યું હતું...'

,આપણને ચંપામાં દર્શન થશે?'

'જો આપણાં ભાગ્ય જાગતાં હશે તો...નહીંતર જિનશાસનના શ્રમણ–શ્રમણીઓ એક સ્થળે રહેતાં નથી... વિચરતાં જ રહે...જો આપણને જાણ થશે તો તેઓ જ્યાં હશે ત્યાં જઈને વંદન કરીશું!'

સુરસુંદરીએ ગુણમંજરીને પોતાની માતા રાણી રતિસુંદરીનો પરિચય આપ્યો. પિતા રિપુમર્દન રાજાની વાતો કરી. સાસુ ધનવતીના ગુણો ગાયા અને સસરા શ્રેષ્ઠિ ધનાવહનો પરિચય આપ્યો.

* * *

'મહારાજા, અહીં ઘણા દિવસ રહ્યા. હવે આપ અનુમતિ આપો એટલે ચંપા તરફ પ્રયાણ કરીએ...'

અમરકુમારે મહારાજા ગુણપાલ સમક્ષ વાત મૂકી.

'કુમાર, સ્નેહના સંબંધ બંધાયા પછી મન વિયોગ નથી ઇચ્છતું...છતાં 'પુત્રી સાસરે જ શોભે' એ વ્યવહારનું હું ઉલ્લંઘન કરવા નથી ઇચ્છતો.'

મહારાજાનું હૃદય ભરાઈ આવ્યું. તે વધારે બોલી શકયા નહીં. અમરકુમારે પણ વિશેષ વાત ન કરી.

મહારાજાએ મહારાણીને વાત કરી. પુત્રીના વિયોગની કલ્પનાથી રાણી રડી પડી...રાજા–રાણી બંને વ્યથિત થયાં... છતાં પુત્રીને વિદાય તો આપવી જ પડે એમ હતી.

અમરકુમારે પ્રયાણની તૈયારીઓ આરંભી દીધી. નગરમાં વાત વાયુવેગે પ્રસરી ગઈ : 'અમરકુમાર સુરસુંદરી તથા ગુણમંજરી સાથે ચંપા તરફ પ્રયાણ કરવાના છે...' પ્રજાજનોનો મળવા માટે ધસારો થવા લાગ્યો.

રાજા–રાણી બંને અમરકુમારના મહેલે આવ્યાં. અમરકુમારે અને સુરસુંદરીએ ખૂબ આદરથી સત્કાર કર્યો.

'કુમાર, મેં મૃત્યુંજયને સૂચના કરી દીધી છે કે તમારાં ૩૨ વહાણોને સજ્જ કરી દે અને સાથે બીજાં દસ વહાણો પણ તૈયાર કરે. મૃત્યુંજય સો સુભટો સાથે તમારી સાથે ચંપા સુધી આવશે...એની પણ તમારી સાથે આવવાની પ્રબળ ઇચ્છા છે...' મહારાજાએ સુરસુંદરી સામે જોઇને કહ્યું :

'બેટી, તારા વિના હું કેવી રીતે જીવીશ? તારા વિયોગનું દુઃખ મારાથી કેમ કરીને સહન થશે? તારા

પસાયે મારું નગર સુખી થયું...સમૃદ્ધ થયું... તું ઉત્તમ આત્મા છે...તારા સંગે અમારામાં ઘણા ગુણો આવ્યા... ખરેખર, પુણ્યોદય વિના તારો સંગ ન મળે...તારી સાથે કરતાં–શું તો સ્નેહ કરી દીધો...પણ હવે દિવસો કેમ જશે...?'

સુરસુંદરી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. મહારાજાનાં ચરણોમાં મસ્તક મૂકી દીધું...મહારાજા ગુણપાલની આંખો રડી રડીને લાલ થઇ ગઇ...ગુણમંજરી પણ ચોધાર આંસુ સારી રહી...મહારાણીએ ગુણમંજરીને પોતાના ખોળામાં લઈ લીધી...અમરકુમારથી આ કરુણ દૃશ્ય ન જોઈ શકાયું....એ પોતાના ખંડમાં જઇને ડૂસકાં ભરવા લાગ્યો....મહેલમાં શોક....વેદના....અને પરિતાપનાં આંસુ વહેવા લાગ્યાં.

રાણી ગુણમાલાએ ગદ્ગદ્ સ્વરે ગુણમંજરીને કહ્યું :

'મારી વ્હાલી બેટી, મેં તને ક્યારેય રીસાયેલી જોઇ નથી...સદા તારું હસતું–ખીલતું મુખડું જોઇને આટલાં વર્ષો સુખમાં વીતાવ્યા...તું તો મારું જીવન છે....મારું સર્વસ્વ છે...

'દીકરી, તને કેટલીક વાતો કહું છું, તું એ વાતોનું પાલન કરજે....બેટી, ક્યારે પણ શ્રીનવકારમંત્રને વિસરીશ નહીં....પંચપરમેષ્ઠિ ભગવંતોનું ધ્યાન ધરજે.... તારા હૃદયમાં ધર્મને સ્થાપજે. તું સાસરે જાય છે... ત્યાંના કુલાચારોનું પાલન કરજે.

ગૃહસ્થ જીવનનો શણગાર છે દાન. અનુકંપાદાન દેજે, સુપાત્રે દાન દેજે....ઘરના દ્વારે આવેલાનો આદર કરજે....કોઇને જાકારો દઇશ નહીં. ઘરના વડીલોનો વિનય કરજે. નાનાઓ પ્રત્યે પ્રેમ રાખજે....અને સહુને ભોજન કરાવીને પછી ભોજન કરજે.

અસત્ય બોલીશ નહીં. કડવાં વેણ કાઢીશ નહીં.... કોઇના પર ખોટું આળ મૂકીશ નહીં. સાચું બોલવું–મીઠું બોલવું....થોડું બોલવું....બેટી, હમેશાં વિચારીને બોલજે.

દુર્જનોનો સંગ ન કરીશ. મિથ્યાદૃષ્ટિ લોકોની વાતો ન સાંભળીશ. ઘરમાં સહુને નિર્મલ દૃષ્ટિથી જોજે.... બેટી, વધારે તને શું કહું? એવી રીતે જીવજે કે ઉભય પક્ષની શોભા વધે....અને દીકરી, વહેલું વહેલું તારું દર્શન દેજે....' રાણી ગુણમાલા ગુણમંજરીને ભેટીને રડી પડી....

અમરકુમાર મહારાજાની પાસે આવીને ગમગીન મુખે બેસી ગયો હતો. મહારાજાએ અમરકુમાર સામે જોયું. અમરનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:

'કુમાર, દુઃખ ન લગાડશો મારી વાતથી....ગુણમંજરી મને પ્રાણથીય અધિક વ્હાલી છે....દૂર દેશમાં એને વળાવું છું....તમારા પર વિશ્વાસ છે....છતાં તમને કહું છું....કે એને ક્યારેય છેહ ન દેશો....' બોલતાં બોલતાં મહારાજા ગદ્ગદ થઈ ગયા...

'પિતાજી, આપ નિશ્ચિંત રહેજો...પ્રાણ જશે પણ વચન નહીં જાય...' અમરકુમારે મહારાજાને વચન આપ્યું.

'બેટી સુંદરી...' સુરસુંદરીને પોતાની પાસે બોલાવીને રાજાએ કહ્યું :

'ગુણમંજરી તારા ખોળે છે....' બોલતાં બોલતાં મહારાજા ઊંચા સ્વરે રૂદન કરવા લાગ્યા. અમરકુમાર મહારાજાના હાથ પકડી પોતાના ખંડમાં લઈ ગયો. ખૂબ આશ્વાસન આપી તેમને શાન્ત કર્યા.

ભોજનનો સમય થઇ ગયો હતો. આજે સહુને મહારાજાની સાથે રાજમહેલમાં ભોજન કરવાનું હતું એટલે સહુ રાજમહેલે પહોંચ્યાં. ભોજનથી નિવૃત્ત થઇને બેઠા હતા ત્યાં મૃત્યુંજયે આવીને સમાચાર આપ્યા :

'મહારાજા બધાં જ વહાણો તપાસી લીધાં છે. વહાણોનો શણગાર ચાલુ છે. બધો માલ-સામાન આજે સંધ્યા સુધીમાં ભરાઈ જશે.'

'તમારી પોતાની તૈયારી થઈ ગઈ મૃત્યુંજય ?' સુરસુંદરીએ મૃત્યુંજય સામે જોઇને પૂછ્યું.

'હા જી, હું તો ચંપા સુધી આવવાનો છું....'

'અને ચંપામાં અમારું આતિથ્ય માણીને પછી પાછા વળવાનું છે...'

'કોના માટે અહીં મારે પાછા ફરવાનું છે દેવી ? માત્ર દુનિયામાં એક મા હતી, તેનો થોડા દિવસ પૂર્વે જ સ્વર્ગવાસ થઈ ગયો....'

'તમારે અહીં મહારાજાની સેવામાં રહેવાનું છે ને?'

'મહારાજા પાસે મારા કરતાંય શ્રેષ્ઠ વીરપુરુષો છે...દેવી, મારું મન તો ચંપામાં જ રહી જવાનું છે.... જો મહારાજા મને અનુજ્ઞા આપે તો....'

'ભલે, ત્યાં રહી જજે મૃત્યુંજય, પરંતુ ગુણમંજરીને જ્યારે અહીં આવવાનું થાય ત્યારે તેને સુખપૂર્વક લઇને તારે આવવાનું....'

'આપની આજ્ઞા શિરોધાર્ય કરું છું....'

મૃત્યુંજયની પ્રસન્નતા જોઈ સુરસુંદરીની આંખોમાં આંસુ આવી ગયાં.

આવતી કાલે પ્રભાતે પ્રયાણનું મુહૂર્ત છે...મૃત્યુંજય...' અમરકુમારે કહ્યું. 'મુહૂર્તવેળા સચવાઇ જશે. સંધ્યા સમયે આપ પધારીને દૃષ્ટિ નાંખી જશો તો...'

બધી જ તૈયારીઓ થઈ ગઈ. માલતી અને એનો પતિ પણ તૈયાર થઇ ગયાં હતાં....

પ્રભાત થયું. સુરસુંદરી અને ગુણમંજરીને બેનાતટ-નગરના પ્રજાજનોએ ભાવભરી વિદાય આપી. પાર વિનાની શુભેચ્છાઓ આપી. છેલ્લે છેલ્લે ગુણમંજરી માતાને ભેટી પડી....સુરસુંદરીએ રાજા–રાણીને પ્રણામ કર્યા. રાજ્ય પાછું સોંપ્યું....ને વહાણમાં બેસી ગયાં....વહાણો ગતિશીલ બન્યાં..ને રાજા–રાણી બેભાન બની ગયાં....



જ્યારે અમરકુમારનાં વહાણો ચંપાનગરીની નજીક પહોંચ્યાં ત્યારે અમરકુમારે એક વહાણને સંદેશો આપીને આગળ મોકલ્યું.

સંદેશવાહકે ચંપાનગરીમાં પહોંચીને મહારાજા રિપુમર્દનને અને નગરશ્રેષ્ઠિ ધનાવહને અમરકુમારના આગમનનો સંદેશો આપ્યો. રાજા અને શ્રેષ્ઠિ સમાચાર સાંભળીને પ્રમુદિત થઈ ગયા. રાજાએ મંત્રીને બોલાવીને સમગ્ર નગરને શણગારવાની આજ્ઞા આપી.

નગરના રાજમાર્ગોને પંચવર્ણનાં પુષ્પોથી શણગારવામાં આવ્યા. ઠેર ઠેર સુગંધી ધૂપ

કરવામાં આવ્યા. માર્ગોને સ્વચ્છ, સમતલ અને સુશોભિત બનાવાયા. માર્ગો પર સુગંધભરપુર પાણીનો છંટકાવ કરવામાં આવ્યો. પ્રજાજનોએ પોતાના ગૃહદ્વારે તોરણો બાંધ્યાં. બજારો શણગાર્યા.

અમરકુમાર પરિવારસહિત નગરના બાહ્ય પ્રદેશમાં આવી ગયો હતો. મહારાજાએ અને ધનાવહ શ્રેષ્ઠિએ ભવ્ય સ્વાગત–યાત્રાનું આયોજન કર્યું હતું. હજારો નગરવાસીઓ અમરકુમારનું સ્વાગત કરવા નગરની બહાર પહોંચી ગયા. મંત્રીવર્ગ, અધિકારીવર્ગ અને શ્રેષ્ઠિવર્ગ...સહુએ અમરકુમારનું ભાવભીનું સ્વાગત કર્યું.

અનેક વાજિંત્રોના નાદ સાથે અમરકુમારે નગર-પ્રવેશ કર્યો. મહારાજાએ મોકલેલા ભવ્ય સુવર્ણમય રથમાં તે બેઠો. આસપાસ રંભા અને ઉર્વશી જેવી સુર-સુંદરી અને ગુણમંજરી બેઠી. ચંપાનગરીના રાજમાર્ગ પરથી શોભાયાત્રા રાજમહેલ તરફ આગળ વધવા લાગી. ધવલમંગલ ગીતો ગવાતાં હતાં. અક્ષત અને પુષ્પોથી નગરસ્ત્રીઓ વધાવતી હતી.

શ્રેષ્ઠિઓ મૂલ્યવાન ભેટણાં ધરતા હતા. કુશળ-પૃચ્છા કરતા હતા. અમરકુમાર નમ્રતાથી બે હાથ જોડી પ્રતિ–અભિવાદન કરતો હતો. અમરકુમારનો વિપુલ વૈભવ એની પાછળ જ વાહનોમાં આવતો હતો. મૃત્યુંજય અશ્વારૂઢ બનીને સો સુભટો સાથે આગળ ચાલી રહ્યો હતો. માલતી બે હાથમાં દિવ્ય પંખા લઈને અમરકુમારની પાછળ જ રથમાં ઊભી હતી.

સમગ્ર ચંપાનગરી ઉત્સવઘેલી બની ગઈ હતી. શોભાયાત્રા રાજમહેલે પહોંચી. મહારાજા રિપુમર્દન મહેલનાં પગથિયાં ઊતરીને નીચે આવ્યા. અમરકુમારનું સ્વાગત કર્યું. સુરસુંદરી અને ગુણમંજરીએ રથમાંથી ઊતરીને મહારાજાનાં ચરણે પ્રણામ કર્યાં. રિપુમર્દને બંનેના માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા. રાજાની આંખો હર્ષનાં આંસુથી ભીંજાઇ ગઇ.

ત્રણે મહેલમાં ગયાં. મહારાણી રતિસુંદરી પોતાની પુત્રી અને જમાઇને જોઈ આનંદિત થઈ ગઈ. સુરસુંદરીએ ગુણમંજરીનો સંક્ષેપમાં પરિચય આપ્યો. રતિસુંદરીએ ગુણમંજરીને પોતાના ઉત્સંગમાં લઈ પ્રેમથી નવરાવી નાંખી.

રાજા–રાણીને મળીને ત્રણે ધનાવહ શ્રેષ્ઠિની હવેલીએ જવા રથમાં ગોઠવાયાં. હવેલીના દ્વારે જ ધનાવહ શ્રેષ્ઠિ ઊભા હતા. રથ જ્યાં હવેલીના દ્વારે જઇને ઊભો, અમરકુમારે રથમાંથી ઊતરીને પિતાનાં ચરણોમાં પ્રણામ કર્યાં. શેઠ પુત્રને હર્ષથી ભેટી પડયા. સુરસુંદરી અને ગુણમંજરીએ પણ શેઠને પ્રણામ કર્યાં. ત્રણેને લઇને શેઠે હવેલીમાં પ્રવેશ કર્યો.

શેઠાણી ધનવતી દોડતાં સામે આવ્યાં. અમરકુમાર માતાનાં ચરણોમાં ઢળી પડયો. સુરસુંદરી અને ગુણમંજરીએ પણ ધનવતીનાં ચરણે પ્રણામ કર્યાં...ધનવતીએ ખૂબ

હેત વરસાવ્યા...ગુણમંજરીને જોઈને સૂચક દૃષ્ટિએ સુરસુંદરી સામે જોયું.

'માતાજી, આ આપની બીજી પુત્રવધૂ છે! બેનાતટના મહારાજા ગુણપાલની લાડકવાયી પુત્રી ગુણમંજરી છે!'

ધનવતીની આંખો હર્ષનાં આંસુથી ઉભરાણી. તેણે ગુણમંજરીને પોતાના ખોળામાં લઈ, પ્રેમવારિથી નવડાવી દીધી. ગુણમંજરીને ધનવતીમાં પ્રેમાળ માતાનાં દર્શન થયાં. તે હર્ષથી ગદ્‌ગદ્‌ થઈ ગઈ.

અમરકુમારે ધનાવહ શ્રેષ્ઠિને કહીને યાચકોને છૂટે હાથે દાન દેવરાવ્યું. નગરનાં બધાં જ દેવમંદિરોમાં મહોત્સવ મંડાવ્યા. આઠ દિવસ સુધી નગરના તમામ પ્રજાજનોનો ભોજન-સમારંભ ઘોષિત કરાવ્યો.

આજે સપરિવાર ધનાવહ શ્રેષ્ઠિને મહારાજાનું ભોજન-નિમંત્રણ હતું, એટલે નિત્ય ક્રમથી પરવારીને મધ્યાહ્‌ન સમયે સહુ રાજમહેલે પહોંચ્યા. અદ્‌ભુત સ્વજન-મિલન થયું. અમરકુમારે મૃત્યુંજયને પોતાની સાથે જ રાખ્યો હતો. માલતી સુરસુંદરી-ગુણમંજરીની છાયા બનીને ચાલતી હતી. માલતીના પતિને સુરસુંદરીએ રાજમહેલમાં જ એક અલગ ખંડ આપી દીધો.

ભોજનથી નિવૃત્ત થઈને અમરકુમાર મહારાજા રિપુમર્દન અને ધનાવહ શ્રેષ્ઠિ પાસે બેઠો. સુરસુંદરી-ગુણમંજરી રતિસુંદરી અને ધનવતી પાસે જઈને બેઠી.

સુરસુંદરીએ ગુણમંજરીનો સહુને પરિચય કરાવ્યો. બેનાતટનગરની વાતો કરી. ગુણમંજરીનાં માતા–પિતાના ગુણોની ભરપુર પ્રશંસા કરી.

અમરકુમારે પોતાના વિદેશપ્રવાસની વાતો કરી. બેનાતટનગરમાં મહારાજા ગુણપાલના આગ્રહથી અને સુરસુંદરીના આગ્રહથી ગુણમંજરી સાથે કરેલાં લગ્નની વાત પણ કરી. રાજા અને શ્રેષ્ઠિ – બંને પ્રસન્ન થયા.

'અમર, તેં મહારાજા ગુણપાલને ચંપા પધારવા માટે આમંત્રણ આપ્યું છે?' ધનાવહ શેઠે પૂછ્યું.

'ના પિતાજી, એ વાત તો મને સૂઝી જ નહીં.'

'તો હવે આમંત્રણ મોકલવું જોઈએ...' મહારાજા રિપુમર્દને ધનાવહ શેઠના પ્રસ્તાવને વધાવ્યો.

'ભલે, બેનાતટથી આવેલા સુભટોને પાછા મોકલવાના છે, તેમની સાથે આમંત્રણ મોકલી આપીશ.'

'એ સુભટોને આઠ દિવસ તો ચંપાનું આતિથ્ય માણવા દેજો કુમાર!'

'અવશ્ય... તેમને અહીં રહેવું ગમશે.'

'હવે તમે વિશ્રામ કરો કુમાર, ખૂબ શ્રમિત થયા હશો...'

સૌ ઊભા થયા અને પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

બીજા દિવસે જ્યારે અમરકુમાર મહારાજાને મળવા માટે રાજમહેલે આવ્યો ત્યારે મહારાજાએ અમરકુમારને કહ્યું:

'કુમાર, હવે તમે રોજ રાજસભામાં આવો એમ હું ઈચ્છું છું...'

'હું આવીશ રાજસભામાં, પણ મને રાજકાજમાં રસ નથી.'

'એ રસ કેળવવાનો છે... કારણ કે ભવિષ્યમાં આ રાજ્ય તમારે જ સંભાળવાનું છે... તમે જાણો છો કે મારે પુત્રી કહો કે પુત્ર કહો, એક જ સુરસુંદરી છે.'

'મહારાજા, આપની વાત સાચી છે, પરંતુ...'

'પરંતુ શું ?'

'મારો જીવ વ્યાપારનો છે... રાજકાજમાં હું કેટલો સફળ થઈશ... તે હું જાણતો નથી... પરંતુ મારી સાથે મારો એક મિત્ર બેનાતટથી આવ્યો છે... તે હતો તો બેનાતટ રાજ્યનો સેનાપતિ, પરંતુ અમારા પ્રત્યેના ગાઢ સ્નેહથી પ્રેરાઈને એ અમારી સાથે આવ્યો છે. એનું પરાક્રમ અદ્વિતીય છે... અને બુદ્ધિ બૃહસ્પતિને પરાજિત કરે તેવી છે... એને જો મંત્રીપદ આપવામાં આવે તો ખૂબ ઉપયોગી સિદ્ધ થશે. જો કે મૃત્યુંજયના વિષયમાં મારા કરતાંય વિશેષ જાણકારી તો આપની પુત્રી જ આપશે...'

'તમે કહો છો તે યોગ્ય છે. મૃત્યુંજયને આપણે સેનાપતિપદ અને મંત્રીપદ–બે પદ આપીએ...'

'તો એની સાચી કદર થઈ ગણાશે...'

'અને આપણને એક પરાક્રમી અને બુદ્ધિમાન રાજપુરુષ મળશે!'

મહારાજાએ સુરસુંદરી સાથે પરામર્શ કરીને મૃત્યુંજયને બે પદ પ્રદાન કર્યાં. સુરસુંદરી સાથે મંત્રણા કરીને મૃત્યુંજયે સર્વ પ્રથમ ગરીબોને દાન દેવા માંડ્યું. રાજ્યના અધિકારી વર્ગ સાથે મીઠા સંબંધો બાંધ્યા. રાજ્યની તમામ પરિસ્થિતિનું અધ્યયન કર્યું અને રાજ્યના ઉત્કર્ષ માટે કામે લાગી ગયો.

* * *

એક દિવસ મહારાજાએ સુરસુંદરીને વિદેશયાત્રાના સંસ્મરણો સંભળાવવા ખૂબ આગ્રહ કર્યો... સુરસુંદરીએ, અમરકુમાર તરફ મહારાજાને અભાવ ન થઈ જાય એની કાળજી રાખીને...યક્ષદ્વીપથી માંડીને બેનાતટનગરમાં અમરકુમારનું મિલન થયું—ત્યાં સુધીનો વૃત્તાંત કહી સંભળાવ્યો.

મહારાજા સુરસુંદરીનાં દુઃખ—સુખનો ઇતિહાસ સાંભળીને સ્તબ્ધ થઈ ગયા. શ્રી નવકારમંત્રના અચિંત્ય પ્રભાવો જાણીને મહામંત્ર પ્રત્યે દૃઢ પ્રીતિવાળા બન્યા. રત્નજટી પ્રત્યે તો એમને અનહદ સદ્ભાવ પ્રગટ્યો. ગુણમંજરી સાથેનાં લગ્નનો પ્રસંગ સાંભળીને ખૂબ હસ્યા અને કર્મોના વિચિત્ર ઉદયોનું તત્ત્વજ્ઞાન પામીને સંસાર પ્રત્યે વૈરાગી પણ બન્યા. તેમના હૃદયમાં અમરકુમાર પ્રત્યે જરા પણ અણગમો ન રહ્યો.

'પિતાજી, કૃપા કરીને મારી માતાને આ વાતો ન કરશો... નહીંતર એ ખૂબ દુઃખી થઇ જશે... ને એના જમાઈ પ્રત્યે...'

'બેટી, તું નિશ્ચિંત રહેજે. આ વાત મારા પેટમાં જ રહેશે. સંસારમાં કર્મવશ જીવને આવાં સુખ-દુઃખ ભોગવવાં જ પડતાં હોય છે... આપણાં બાંધેલાં કર્મ આપણે જ ભોગવવાનાં હોય છે... એ હું ક્યાં નથી જાણતો ?'

* * *

સુરસુંદરી ગુણમંજરીનું ક્ષણેક્ષણ ધ્યાન રાખે છે. માલતીને તેણે ગુજમંજરીની સંભાળ રાખવાનું કામ સોંપ્યું છે.

પ્રભાતે અમરકુમાર, સુરસુંદરી અને ગુણમંજરી સાથે જ શ્રી નવકારમંત્રનો જાપ કરે છે, પંચપરમેષ્ઠિ ભગવંતોનું સ્મરણ-ધ્યાન કરે છે. ત્રણે સાથે જ જિનપૂજા કરે છે. અમરકુમારે ચંપાનગરીની મધ્યમાં જ ભવ્ય જિનમંદિરનું નિર્માણ કરવાનું કાર્ય શરૂ કરાવી દીધું છે. સુરસુંદરીની ભાવના મુજબ, ચંપાના રાજ્યમાં ગામે-ગામ જિનમંદિરોનાં નિર્માણ કરાવવાની યોજના ઘડી કાઢી છે. સવા લાખ જિનમૂર્તિઓ બનાવવા માટે તેણે રાજ્યના શિલ્પીઓને ચંપામાં બોલાવ્યા છે. મૃત્યુંજય દ્વારા સમગ્ર રાજ્યમાં કોને શું દુઃખ છે-તેની જાણકારી મેળવી પ્રજાજનોનાં દુઃખ દૂર કરવાનું કાર્ય આરંભી દીધું છે.

સુરસુંદરી અને ગુણમંજરીની એક એક ઇચ્છાને પૂર્ણ કરતો અમરકુમાર ગામ–નગર અને સમગ્ર રાજ્યમાં લોકપ્રિય બની ગયો. દાન, શીલ અને નમ્રતા મનુષ્યને લોકપ્રિય બનાવે જ.

ક્યારેક સુરસુંદરી અને ગુણમંજરી અમરકુમાર સાથે જુદાં જુદાં તીર્થોની યાત્રાઓ કરે છે. ક્યારેક ઉદ્યાનોમાં જઇને ક્રિડા પણ કરે છે. ક્યારેક સોગઠાં રમવા પણ બેસી જાય છે...

સુખમાં વર્ષો દિવસો બનીને વીતી જાય છે. દિવસો ક્ષણો બનીને પસાર થઈ જાય છે... ધર્મ, અર્થ અને કામ – ત્રણે પુરુષાર્થનું ઉચિત પાલન કરતો આ પરિવાર પ્રસન્નતા–પવિત્રતાભર્યાં જીવન જીવે જાય છે. દાન, શીલ અને તપ એમના જીવનના શણગાર બની ગયા છે. પરમાર્થ અને પરોપકાર એમનાં વ્યસન બની ગયાં છે. પ્રભુભક્તિ અને નવકારમંત્ર એમના શ્વાસોચ્છ્વાસ બનેલાં છે.

વર્ષો વીતે છે.

એક દિવસે ફરીને ચંપામાં હર્ષ રમણે ચઢયો !

ગુણમંજરી ગર્ભવંતી બની હતી.

સુરસુંદરીએ ગુણમંજરીને બેનાતટનગરે મોકલવા માટે અમરકુમારને કહ્યું. અમરકુમારે સંમતિ આપી. શ્રેષ્ઠિ ધનાવહે અને રાજા રિપુમર્દને ગુણમંજરીને બેનાતટ નગરે મોકલવાની તૈયારીઓ કરવા માંડી. મૃત્યુંજયે સુરસુંદરીને કહ્યું :

'દેવી, ગુણમંજરીને લઈને હું બેનાતટે જઈશ. મેં મહારાજા ગુણપાલને વચન આપેલું છે...'

'ઘણું સરસ મૃત્યુંજય. તું સાથે હશે એટલે અમે સંપૂર્ણ નિશ્ચિંત!'

'હું ગુણમંજરીને પહોંચાડીને તૂર્ત પાછો ફરીશ.'

'મહારાજા ગુણપાલનું હૃદય દુભાય નહીં, એમ કરજે.'

શુભ મુહૂર્તે અનેક દાસ-દાસીઓ સાથે ગુણમંજરીને લઈને મૃત્યુંજયે બેનાતટ તરફ પ્રયાણ કર્યું.

* * *

એક દિવસ સુરસુંદરી પોતાના ખંડમાં, સંધ્યા-સમયે એકલી ઝરૂખામાં ઊભી ઊભી વિચારોમાં ગરકાવ બની હતી. તેના અન્તરાત્માની શરણાઈ બજી રહી હતી. જીવનનાં શાશ્વત્ તત્ત્વોનું સંગીત સંભળાતું હતું...

'આ જીવન પૂરું થશે...પછી? ભવભ્રમણનો અંત ક્યારે આવશે? જન્મ અને મૃત્યુનો અંત ક્યારે આવશે? સુખ-દુઃખનાં દ્વન્દ્વ ક્યારે શાન્ત થશે?

'હું રંગ-રાગ અને ભોગવિલાસમાં રમી રહી છું ...ઇન્દ્રિયોના પ્રિય વિષયોમાં આનંદ લઇ રહી છું...કેવાં કર્મ બંધાતાં હશે? રે આત્મન્, ક્યારે તું આ વૈષયિક સુખોથી વિરક્ત થઈશ? ક્યારે વિરાગી બનીને...પ્રશાન્ત બનીને...આત્મધ્યાનમાં લીન બનીશ?

'જાણું છું...સમજું છું કે આ વૈષયિક સુખો હલાહલ ઝેર જેવાં છે...છતાં કેમ એ સુખો મને ગમે છે? પરમાત્માને રોજ પ્રાર્થના કરું છું કે 'હે પ્રભો! મારો વિષયાનન્દ દૂર કરો...મને ભવવૈરાગ્ય આપો! મારા પર અનુગ્રહ કરો...હું આપના શરણે છું...હું આપને સમર્પિત છું...'

'હા, મને પરમાત્મા પ્રત્યે પ્રેમ છે...નિર્ગ્રન્થ સાધુ-પુરુષો પ્રત્યે શ્રદ્ધા છે...સર્વજ્ઞભાષિત ધર્મ મારો પ્રાણ છે...મને વ્રત-તપ ગમે છે...મારી શ્રદ્ધા શું એક દિવસ નહીં ફળે?'

સુરસુંદરી આત્મમંથનમાં લીન હતી.

અમરકુમાર પાછળ આવીને ઊભો રહી ગયો હતો. તે ધીરેથી બોલ્યો:

'આજે કોઇ ગંભીર વિચારમાં ડૂબી ગયાં છો, દેવી?'

સુરસુંદરીએ અમરકુમારને જોયો...જાણે અભેદભાવે જોયો!




'આજે પ્રભાતે શ્રી નવકારમંત્રનું ધ્યાન પૂર્ણ થયા પછી... સહજપણે જ આત્મચિંતન શરૂ થઇ ગયું છે... આત્માનો અનંત ભૂતકાળ... અનંત ભવિષ્ય... જન્મ... મૃત્યુ... આ બધા વિચારો આવ્યા કરે છે...'

'આવા વિચારો તેં વર્ષો સુધી કર્યા છે ને...આ ચિંતને તો તને જીવનને જીવવાની હામ આપી છે... તારા પ્રિય વિચારો છે આ બધા !'

'ચંપામાં આવ્યા પછી આ વિચારો ક્યારેક જ આવે છે... સંસારનાં બધાં સુખ મળી ગયાં છે ને ! પિતૃગૃહે પણ સુખ અને પતિગૃહે પણ

સુખ ! પતિનું પૂર્ણ સુખ અને સંપત્તિની પણ કોઇ કમી નહીં ! સ્નેહી-સ્વજનોનું સુખ અને નિરોગી દેહનું પણ સુખ ! મારી પાસે કયું સુખ નથી ?'

'એક સુખ નથી...!' અમરકુમારે કહ્યું.

'એ સુખની ઇચ્છા પણ નથી...એ સુખ તો બંધન બની જાય ! એ બંધન નથી એટલે તો એક શ્રેષ્ઠ સુખ મેળવવાનો માર્ગ ખૂલ્લો છે !'

'પરંતુ સ્ત્રીના જીવનમાં સંતાનનું સુખ, તો ઘણું મહત્ત્વનું સુખ મનાયેલું છે. સંતાનની ઇચ્છા સ્ત્રીમાં પ્રબળ હોય છે... ને ?'

'પરંતુ મને એ ઇચ્છા જ નથી જાગી !'

'કારણ કે જિનમંદિરોના નિર્માણની અને જિન-પ્રતિમાઓના નિર્માણની ઇચ્છાઓ પ્રબળ છે ને ! સુપાત્ર-દાનની અને અનુકંપાદાનની ઇચ્છાઓ તીવ્ર છે ને ! આ ઇચ્છાઓએ પેલી સંતાનેચ્છાને જન્મવા જ નથી દીધી !'

'સાચી વાત છે આપની, હું એક-એક નવનિર્મિત જિનમંદિરને જોઉં છું...એક એક નયનરમ્ય જિનપ્રતિમાને જોઉં છું... ને મારા રોમરોમ વિકસ્વર થઈ જાય છે... મારું હૈયું આનંદથી નાચી ઊઠે છે...'

'કારણ કે પરમાત્મતત્ત્વ સાથે અંતઃકરણની પ્રીતિ બંધાઈ ગઈ છે...'

'અને હવે તો મન એ પરમાત્મતત્ત્વ સાથે અભેદ-ભાવે ભળી જવા માટે તલસે છે... પરમાત્માની આજ્ઞાનું

યથાર્થ પાલન કરવાના મનોરથ પ્રગટે છે... ક્યારે એ જિનાજ્ઞાઓનું પાલન કરવાનો અવસર આવે...?'

'આપણે યથાશક્તિ પાલન તો કરી રહ્યા છીએ ને?'

'ઘણું જ અલ્પ! ગૃહસ્થ જીવનમાં કેટલું પાલન થઈ શકે? જિનાજ્ઞાનું સંપૂર્ણ પાલન ચારિત્રજીવનમાં જ શક્ય છે... નિર્ગ્રન્થના જીવનમાં જ સમુચિત પાલન થઈ શકે...'

'ચારિત્રનું જીવન સરળ નથી... ઘણું દુષ્કર હોય છે એ જીવન...'

'છતાં એ જીવન જીવવું અશક્ય તો નથી જ. હજારો સ્ત્રી-પુરુષો એવું જીવન જીવી રહ્યાં છે ને...? તો આપણે પણ એવું જીવન કેમ ન જીવી શકીએ?'

'એ જીવન જીવવા માટે અપૂર્વ સત્ત્વ જોઇએ!'

'એવું સત્ત્વ આપણામાં પણ પ્રગટી શકે!'

'જ્ઞાનમૂલક વૈરાગ્ય જોઇએ!

'એવો વૈરાગ્ય આપણામાં પ્રગટી શકે!'

'ઇન્દ્રિયોની ઉત્તેજનાઓ, કષાયોની પરવશતા અને કષ્ટો સહન કરવાની ભીરૂતા... એ વૈરાગ્યને વેરવિખેર કરી નાખે છે...'

'વૈરાગ્યને સ્થિર, દૃઢ અને વૃદ્ધિગત રાખવા માટે તીર્થંકરોએ અનેક માર્ગો બતાવ્યા છે... જો જ્ઞાનમાં મગ્ન રહેવામાં આવે, બાહ્ય-અભ્યંતર તપશ્ચર્યા કરવામાં આવે,

ધ્યાનમાં લીન રહેવામાં આવે... તો વૈરાગ્ય અખંડ—અભગ્ન રહી શકે.'

'પરંતુ રાગ—દ્વેષના પ્રબળ ઉછાળા આવી જાય તો જ્ઞાન—ધ્યાન અને તપશ્ચર્યા પણ ક્યારેક બચાવી શકતા નથી આત્માને!'

'રાગ—દ્વેષનો નિગ્રહ કરી શકાય છે, સંયમ કરી શકાય છે...'

'પણ જો એ સંયમ રાખવામાં નિષ્ફળ જવાય તો?'

'એ ભય શા માટે રાખવો? જિનાજ્ઞા મુજબ પુરુષાર્થ કરવો, એ આપણું કર્તવ્ય! ફળની ચિંતા ન કરવી જોઇએ...નિષ્ફળતાની કલ્પના જ ન કરવી જોઈએ. પરમાત્માનો પ્રેમ... એમની ભક્તિ આપણામાં એવી શક્તિનો સંચાર કરે છે કે આપણે પરમાત્માની આજ્ઞાનું પાલન કરવા શક્તિમાન બની શકીએ. ભક્તિમાંથી અપૂર્વ શક્તિ જન્મે છે.'

અમરકુમાર સુરસુંદરીની સામે જોઈ જ રહ્યો. તેના મુખ પર અપૂર્વ તેજ ચમકી રહ્યું હતું. તેની આંખો-માંથી વૈરાગ્ય નીતરી રહ્યો હતો. અમરકુમારના મન પર સુરસુંદરીની વાતો સચોટ અસર કરી રહી હતી. ચારિત્ર-ધર્મ...સંયમધર્મની ઊંડી ઊંડી ચાહ પ્રગટી રહી હતી. સુરસુંદરીએ કહ્યું :

'નાથ, સદ્‌ગુરુનો યોગ પ્રાપ્ત થાય... અને સંયમ-ધર્મ સ્વીકારવાની ઇચ્છા તીવ્ર થઇ જાય...તો શું આપ

મને અનુમતિ આપશો ?' ખૂબ મૃદુ... કોમળ... અને પ્રેમપૂર્ણ શબ્દોમાં સુરસુંદરીએ પૂછયું.

'એટલે શું તું એકલી ચારિત્રમાર્ગે જઈશ ?'

'આપને તો રાજ્યની જવાબદારી વહન કરવાની રહેશે ને ?'

'ના, તું જો સંસારનો ત્યાગ કરી જાય તો હું સંસારમાં રહી જ ન શકું... તારા વિનાનો આ સંસાર મારા માટે શૂન્ય છે...'

'ગુણમંજરી એ હું જ છું નાથ...'

'ના, ગુણમંજરી એ ગુણમંજરી છે, તું એ તું છે...'

'ગુણમંજરીનો આપના પ્રત્યે અગાધ પ્રેમ છે... આપના ચરણે એ સંપૂર્ણ સમર્પિત મહાસતી છે...'

'સત્ય છે તારી વાત, પરંતુ મારા હૃદયની સ્થિતિ જુદી છે... હું એના વિના જીવી શકું, એમ મને લાગે છે; તારા વિના ન જીવી શકું – એમ મને લાગે છે. એટલે, ચારિત્રધર્મને જો અંગીકાર કરવો હશે તો આપણે બંને સાથે જ અંગીકાર કરીશું.'

'મારા–આપના વિના ગુણમંજરીનું શું થાય ?' એનો વિચાર આપણે કરવો જોઇએ ને ?'

'એવો અવસર આવશે ત્યારે વિચાર કરવાનો છે ને !'

'આપની વાત યથાર્થ છે, પરંતુ એવો અવસર નિકટના ભવિષ્યમાં જ આવી શકે, એમ મારું હૃદય બોલે છે...'

'તો ગુણમંજરીને બોલાવી લઇશું...એને વાત કરીશું...પરંતુ હમણાં તું માતા-પિતાને આવી કોઇ વાત ન કરીશ.'

'આપની આજ્ઞા શિરોધાર્ય છે!' સુરસુંદરીએ મસ્તકે અંજલિ જોડી, મસ્તક નમાવીને અમરકુમારની વાતનો સ્વીકાર કર્યો.

રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ થયો હતો. અમરકુમાર શ્રેષ્ઠિ ધનાવહને મળવા એમના ખંડમાં ગયો. સુરસુંદરીની સ્મૃતિમાં રત્નજટી અને એની ચાર પત્નીઓ ઉપસ્થિત થઈ...નંદીશ્વરદ્વીપ અને મહામુનિ મણિશંખ ઉપસ્થિત થયા..તે રોમાંચિત થઈ ગઇ.

'જો અમે ચારિત્ર લઈશું...સાધુધર્મ અંગીકાર કરીશું તો રત્નજટીને અને ચાર રાણીઓને હું અહીં આવવા નિમંત્રણ મોકલીશ...એમના ઉપકારોને હું કેમ ભૂલી શકું? કેવો એ ઉત્તમ પરિવાર છે! ગુણોથી સમૃદ્ધ! નિઃસ્વાર્થ પ્રેમથી છલોછલ ભરેલો! મારા એ ધર્મભ્રાતાને સંદેશો પહોંચાડનાર કોઈ મળી જાય તો...અત્યારે જ સુખશાન્તિના સમાચાર મોકલું... પણ એ વિદ્યાધરોની દુનિયામાં જનાર કોણ મળે...?

સુરસુંદરીને ગુણમંજરીના વિચારો આવ્યા. રાજા ગુણપાલના શબ્દો યાદ આવ્યા... 'બેટી, ગુણમંજરી તારા ખોળે છે...' ને સુરસુંદરી વિહ્‌વળ બની ગઈ. 'જો ગુણમંજરી પ્રસન્નચિત્તે ચારિત્રની અનુમતિ ન આપે તો?

એની અવગણના કરીને તો મારાથી એનો ત્યાગ ન કરાય... અને એનો મારા પર અગાધ સ્નેહ છે...એ મને અનુમતિ ન જ આપે... હા, જો એ સંતાનના બંધનમાં બંધાણી ન હોત તો તો અમારી સાથે એ પણ ત્યાગના માર્ગે આવવા તૈયાર થઇ જાત...પરંતુ એ અલ્પ સમયમાં જ માતા બનશે...'

સુરસુંદરી ગુંચવાઇ ગઈ. જાણે કે ચારિત્ર લેવાનું જ છે...એવા ભાવપ્રવાહમાં તે વહી રહી હતી...સંસારનાં અપાર સુખોની વચ્ચે રહેલી સુંદરીનું મન સંયમનાં કષ્ટોને વધાવવા અધીરું બની ગયું હતું.

વિચારોથી મુક્ત થવા તેણે શ્રી નવકારમંત્રનું સ્મરણ કરવા માંડયું. સ્મરણ કરતાં કરતાં તે નિદ્રાધીન થઈ ગઈ.

* * *

હૃદયમાં વૈરાગ્યના રત્ન–દીપને જલતો રાખીને સુરસુંદરી સંસારનાં સુખોને ભોગવે છે. પાંચે ઇન્દ્રિયોનાં વૈષયિક સુખોને ભોગવે છે. અમરકુમારના હૃદયમાં પણ વૈરાગ્યનો દીવો સળગ્યો છે...એ દીવો બુઝાતો નથી... સંસારનાં કર્તવ્યોનું પાલન કરે જાય છે. જિનશાસનની પ્રભાવનાનાં અનેક કાર્યો કરે જાય છે.

મહિનાઓ વીતે છે.

એક દિવસ બેનાતટનગરેથી રાજદૂત આવ્યો અને શુભ સંદેશ આપ્યો: 'ગુણમંજરીએ પુત્રરત્નને જન્મ આપ્યો છે. માતા અને પુત્ર સ્વસ્થ છે, નિરોગી છે.'

ધનાવહ શ્રેષ્ઠિએ રાજદૂતને મૂલ્યવાન રત્નોનો હાર ભેટ આપ્યો. મંદિરોમાં મહોત્સવ મંડાવ્યા. ભવ્ય ભોજન–સમારંભ યોજ્યો. ગરીબોને છૂટે હાથે દાન આપ્યું.

રાજા રિપુમર્દને કેદીઓને મુક્ત કર્યા. સમગ્ર રાજ્યમાં મહોત્સવો મંડાવ્યા. પ્રજા આનંદિત બની...

અમરકુમારે મૃત્યુંજયને બેનાતટનગરે જવા રવાના કર્યો; ગુણમંજરીને પુત્ર સાથે ચંપા લઈ આવવા માટે.

* * *

મહારાજા રિપુમર્દનની રાજસભા ભરાણી હતી. અમરકુમાર મહારાજાની પાસેના જ સિંહાસન પર બેઠો હતો. રાજસભાનું કાર્ય શરૂ થઈ ગયું હતું. ત્યાં ઉદ્યાનપાલકે રાજસભામાં પ્રવેશ કર્યો. મહારાજાને પ્રણામ કરી તેણે નિવેદન કર્યું:

'મહારાજા, જ્ઞાનધર નામના મહામુનિએ અનેક મુનિજનો સાથે ચંપાનગરીને પાવન કરી છે. હે કૃપાવંત, એ મહામુનિ સૂર્ય જેવા તેજસ્વી છે. ચન્દ્ર જેવા શીતળ છે. ભારંડ પક્ષી જેવા અપ્રમત્ત છે. તેઓની આંખોમાંથી કૃપા વરસે છે... તેમની વાણીમાંથી જ્ઞાનનાં પુષ્પો ખરે છે!

હે રાજેશ્વર, આવા મુનિવર ચંપાના બાહ્ય ઉદ્યાનમાં સમવસર્યા છે.'

મહારાજા રિપુમર્દન હર્ષથી ગદ્ગદ્ થઈ ગયા. સિંહાસન ઉપરથી ઊભા થયા. બાહ્ય ઉદ્યાનની દિશામાં સાત પગલાં ચાલીને તેમણે મહામુનિને ભાવપૂર્વક વંદના

કરી અને ત્યારબાદ વનપાલકને સોનાની જીભ ભેટ આપી. અનેક અલંકારો ભેટ આપ્યા. મહામંત્રીને કહ્યું :

'નગરમાં ઢંઢેરો પીટાવો કે નગરની બહાર ઉદ્યાનમાં જ્ઞાનધર મહામુનિ પધાર્યા છે. સૌ નગરજનો એ મહામુનિનાં દર્શન કરી પાવન બને. એમનો ઉપદેશ સાંભળી ધન્ય બને.

હસ્તિદળ, અશ્વદળ, રથદળ અને પાયદળને તૈયાર કરો. સારી રીતે શણગાર કરાવો. રાજપરિવાર સહિત હું એ પૂજ્ય મુનિભગવંતનાં દર્શન કરવા જઈશ. રાજસભાનું કામ સ્થગિત કરી દો.'

રાજસભાનું કામ પૂર્ણ થયું. અમરકુમાર અને સુરસુંદરી પણ મહારાજા સાથે જવા તૈયાર થયાં. શ્રેષ્ઠિ ધનાવહ અને શેઠાણી ધનવતી પણ સુંદર વસ્ત્ર–ભૂષણ સજીને ગુરુવંદને જવા તૈયાર થયાં.

જેમ જેમ નગરમાં ઢંઢેરો ફેલાવા લાગ્યો તેમ તેમ હજારો સ્ત્રી–પુરુષો જ્ઞાનધર મહામુનિનાં દર્શન–વંદન કરવા નગરની બહાર જવા લાગ્યાં. નગરમાં આનંદ–આનંદ છવાઇ ગયો.

બાહ્ય ઉદ્યાન હજારો સ્ત્રી–પુરુષોથી ઉભરાઇ ગયું. મહારાજા રિપુમર્દન રાજપરિવાર સાથે આવી પહોંચ્યા. મુનિરાજનાં દર્શન કરી સહુના મનમયૂર નાચી ઊઠયા. સહુએ મુનિરાજને ત્રણ પ્રદક્ષિણા દીધી. વિધિપૂર્વક વંદના કરી. સુખશાતા પૂછી. મહારાજાએ મુનિરાજને પ્રાર્થના કરી :

'હે ગુરુદેવ, આપે મારા નગરને પાવન કર્યું છે. હવે અમને ધર્મદેશના આપી અમારા ત્રિવિધ તાપ શાન્ત કરવા કૃપા કરો.'

મુનિરાજશ્રી જ્ઞાનધર અવધિજ્ઞાની મહામુનિ હતા. ત્રિકાળજ્ઞાની હતા. ઉચ્ચ કોટિના ચારિત્રધર્મનું પાલન કરતા હતા. મગધદેશમાં તેઓની પ્રસિદ્ધિ હતી. મહામુનિએ ધર્મદેશના શરૂ કરી:

'મહાનુભાવો, ચતુર્ગતિમય આ સંસારમાં મનુષ્યજીવન મળવું ઘણું ઘણું દુર્લભ છે. કર્મોને પરવશ પડેલા અનંત અનંત જીવો આ સંસારમાં પરિભ્રમણ કરે છે. અનેક પ્રકારનાં શારીરિક અને માનસિક દુઃખોને ભોગવે છે. જ્યારે એવા વિશિષ્ટ કોટિના પુણ્યકર્મનો ઉદય થાય છે ત્યારે જીવને મનુષ્યભવ મળે છે. આર્ય દેશમાં જન્મ મળે છે. સુસંસ્કારી માતા-પિતા મળે છે.

મનુષ્યજીવનમાં સદ્ધર્મનું શ્રવણ તો તેના કરતાંય ચઢિયાતા પુણ્યના ઉદયથી મળે છે. સદ્દગુરુનો યોગ પ્રાપ્ત થવો ઘણો ઘણો દુર્લભ હોય છે. એમના મુખે મોક્ષમાર્ગનો બોધ પ્રાપ્ત થયા પછી, એ બોધ પર વિશ્વાસ થવો જોઇએ. 'આત્માની મુક્તિ મેળવવાનો આ જ સાચો માર્ગ છે.' આવી અવિચલ શ્રદ્ધા થવી જોઈએ.' શ્રદ્ધાનો દીવો ઝળહળતો રહેવો જોઇએ.

એ શ્રદ્ધામાંથી એવો વીર્યોલ્લાસ પ્રગટે કે આત્મા ચારિત્રધર્મનું પાલન કરવા તત્પર બને. આ માનવજીવન ચારિત્રધર્મનું પાલન કરવા માટેનું જ ઉત્તમ જીવન છે.

હે મહાનુભાવો, આત્મા પર લાગેલાં અનંત અનંત કર્મોને તોડવાનો મહાન્ પુરુષાર્થ ચારિત્રમય–સંયમમય જીવનમાં જ થઇ શકે છે.

સંસારનાં વૈષયિક સુખો તો હલાહલ ઝેરથી પણ વધુ ભયાનક છે. એ સુખોમાં લીન ન બનવું જોઇએ. સુખોનો રાગ અને દુઃખોનો દ્વેષ જીવને મોહાંધ બનાવે છે. મોહાંધ બનેલો જીવ અનેક અકાર્યો કરે છે...અનંત પાપકર્મો બાંધીને નરકાદિ દુર્ગતિઓમાં ચાલ્યો જાય છે...'

મહામુનિની ધર્મદેશના પુષ્કરાવર્ત મેઘની જેમ વરસે જાય છે. શ્રોતાઓ રસતરબોળ બનીને શ્રવણ કરતા જાય છે. અમરકુમાર અને સુરસુંદરીનાં હૃદય ગદ્ગદ્ બની જાય છે....તેમના અંતઃકરણમાં રહેલી વૈરાગ્યભાવના પ્રબળ બની જાય છે.

દેશના પૂર્ણ થાય છે. મહારાજા રિપુમર્દન ઊભા થઇ, વિનયપૂર્વક પ્રશ્ન પૂછે છે: 'હે ગુરુદેવ, મારી પુત્રી સુરસુંદરીએ પૂર્વજન્મમાં એવાં કેવાં કર્મ બાંધેલાં હતાં કે જેના પરિણામે આ ભવમાં એને બાર વર્ષ પતિવિરહ પડયો.... અને અનેક દુઃખો સહવાં પડચાં?'



મહારાજા રિપુમર્દનના પ્રશ્ને સહુનાં મન ઉત્તેજિત કરી દીધાં. અમરકુમાર અને સુરસુંદરી તો અત્યંત ઉત્કંઠિત થઈ ગયાં. મહામુનિ શ્રી જ્ઞાનધરે આંખો બંધ કરી. અવધિજ્ઞાનના આલોકમાં સુરસુંદરીના ભૂતકાલીન પર્યાયોને જોયા.... આંખો ખોલી અને રહસ્યને પ્રગટ કરતાં કહ્યું :

'રાજન્, સંસારમાં પરિભ્રમણ કરતા જીવો રાગ–દ્વેષ અને મોહને આધીન બનીને પાપ આચરે છે. તેથી પાપકર્મ બાંધે છે. એ પાપકર્મ જ્યારે ઉદયમાં આવે છે ત્યારે જીવને દુઃખી કરે છે. સુરસુંદરીએ પૂર્વજન્મમાં એવાં પાપકર્મ બાંધ્યાં હતાં.

સુદર્શન નામનું નગર હતું.

તે નગરના રાજાનું નામ સુરરાજ હતું અને રાણીનું નામ રેવતી હતું.

રાજા-રાણીનો પરસ્પર અપાર પ્રેમ હતો. બન્ને એકબીજા પ્રત્યે પૂર્ણ સમર્પિત હતાં. દેવલોકના ઇન્દ્ર-ઇન્દ્રાણી જેવું સુખ આ બંને ભોગવતાં હતાં.

એક દિવસની વાત છે.

રાજા-રાણી નોકર-ચાકરો અને થોડાક સૈનિકો સાથે એક સુંદર વનમાં ક્રિડા કરવા ગયાં. એક રમણીય વન-પ્રદેશમાં પડાવ નાંખ્યો. નોકર-ચાકરો ભોજનાદિના કાર્યમાં પ્રવૃત્ત થયા. સુભટો યોગ્ય સ્થળે સુરક્ષા માટે ગોઠવાઈ ગયા. અને રાજા-રાણી વનમાં ભ્રમણ કરવા થોડે દૂર ગયાં.

એક ઘટાદાર વૃક્ષની છાયામાં એક મુનિરાજને ધ્યાનસ્થ દશામાં ઊભેલા જોયા. મુનિ યુવાન વયના હતા. તેમના મુખ પર તપશ્ચર્યાનું તેજ હતું...પરંતુ દેહ પર વસ્ત્રો મલિન હતાં. રાજા સુરરાજે મુનિરાજને જોઈ મસ્તકે અંજલિ જોડી વંદના કરી અને રાણી રેવતીને કહ્યું :

'પ્રિયે, ધન્ય છે આ મહામુનિને! યૌવનમાં મહાવ્રતોનું પાલન કરનારા મહામુનિને ભાવપૂર્વક વંદન કરો. કેવી પ્રશાન્ત મુદ્રા છે! એકાગ્રચિત્તે કેવું ધ્યાન કરી રહ્યા છે! આજનો આપણો દિવસ સફળ બની ગયો...આ મહામુનિનાં દર્શન કરીને...'

'નાથ, આપની વાત સાચી છે. મુનિ એકાગ્રચિત્તે ધ્યાન કરી રહ્યા છે...પરંતુ તેમને વિચલિત કરવાનું કામ અમારા માટે સહેલું હોય છે! રૂપવતી સ્ત્રી જોઈને ભલભલા મુનિઓ...યોગીઓ...ચંચળ બની ગયા છે!'

'દેવી, ચંચળ બની જનારા એ યોગીઓ બીજા, આ મહામુનિ તો સ્વર્ગમાંથી રંભા ઊતરી આવે તો પણ ચલિત ન થાય.'

'સ્વર્ગની રંભાની જરૂર નથી, પૃથ્વી પરની રંભા પણ એમને ચલિત કરી શકે છે...હું હમણાં જ એમને વિચલિત કરી દઉં છું!'

'દેવી, યોગીનાં પારખાં કરવા રહેવા દો. એમાં કોઈ સાર ન નીકળે...'

'હું હમણાં જ સાર બતાવું છું!'

રેવતીએ મુનિની સામે ગીત અને નૃત્ય આરંભ્યું. મુનિની સાવ નિકટ જઈને કટાક્ષો ફેંકવા લાગી...કામવાસનાને ઉત્તેજનારા હાવભાવ કરવા લાગી...આમ અનુકૂળ ઉપસર્ગ કરતી રહી. બે ઘડી, ચાર ઘડી...છ ઘડી વીતી ગઈ...છતાં મુનિરાજ વિચલિત ન થયા.

રેવતીએ મુનિરાજના હાથમાંથી રજોહરણ લઈ લીધું. મુહપત્તિ લઇ લીધી...અને મુનિરાજની ઘૃણા કરવા લાગી.. ફિટકાર આપવા લાગી...બીજી છ ઘડી વીતી ગઈ...બાર-બાર ઘડી [ લગભગ પાંચ કલાક ] સુધી મુનિને પજવવા છતાં મુનિ નિશ્ચલ રહ્યા ત્યારે રાજાએ કહ્યું :

'રેવતી, હવે બસ કર. આ જેવા તેવા મુનિ નથી... આત્મધ્યાની, અપૂર્વ સત્ત્વને ધારણ કરનારા યોગીપુરુષ છે.'

રેવતી થાકી ગઈ હતી. પોતાના પરાજયથી તે લજ્જિત થઈ ગઈ...ત્યાં મહામુનિએ પોતાનું ધ્યાન પૂર્ણ કર્યું. રાજાએ ભાવપૂર્વક વંદના કરી, અને મુનિચરણોમાં બેસી ગયો. રેવતી પણ રાજાની પાસે ચૂપચાપ બેસી ગઈ. મુનિરાજ વિશિષ્ટ જ્ઞાની હતા. તેમણે રાજા–રાણીનાં ઉત્તમ આત્મદ્રવ્યને જ્ઞાનદૃષ્ટિથી જોયાં...તેમને નહોતો કોઈ દ્વેષ કે નહોતો અણગમો. સમતાના સાગર એવા મહામુનિએ રાજા–રાણીને ધર્મોપદેશ આપ્યો :

'હે રાજન્, આ માનવજીવનને સફળ બનાવવા ચતુર્વિધ ધર્મનું આચરણ કરવું જોઈએ. સુપાત્રને દાન દેવું જોઈએ. શીલધર્મનું પાલન કરવું જોઈએ. વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરવી જોઈએ અને શુભ ભાવનાઓ ભાવવી જોઈએ. આ ચતુર્વિધ ધર્મની આરાધના કરતાં કરતાં તમને સમ્યગ્દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ થશે...'

મુનિરાજની કરુણાસરી વાણી સાંભળીને રાજા–રાણી બંનેનાં હૃદય પ્રફુલ્લિત થઈ ગયાં. રાજાએ કહ્યું :

'ગુરુદેવ, અમારા અપરાધ માફ કરો...અને અહીં જંગલમાં જ મારો પડાવ છે, ત્યાં પધારીને ભિક્ષા ગ્રહણ કરો.'

રાણીએ મુનિરાજની પાસે રજોહરણ અને મુહપત્તિ મૂકી દીધાં હતાં. મુનિરાજે રાજા–રાણી સાથે એમના પડાવમાં જઈને ભિક્ષા ગ્રહણ કરી. રાણી રેવતીએ ખૂબ જ ઉલ્લાસથી ભિક્ષા આપી...એના એ વખતના ઉત્કૃષ્ટ શુભ ભાવ હોવાથી અનન્ત પુણ્યકર્મ ઉપાર્જિત કર્યું.

રાજા–રાણી નગરમાં આવ્યાં. મુનિરાજના ઉપદેશને સંભાળીને બંને ચતુર્વિધ ધર્મનું પાલન કરવા લાગ્યાં... પરંતુ રાણીએ પોતે કરેલી મુનિ–આશાતનાનું પ્રાયશ્ચિત્ત ન કર્યું.

આયુષ્ય પૂર્ણ થયું બંનેનું. દેવલોકમાં દેવ–દેવી થયાં.

દેવલોકનું આયુષ્ય પૂર્ણ થયું. આ ચંપાનગરીમાં અમરકુમાર અને સુરસુંદરી થયાં !

'હે રાજન્, રેવતીનો જીવ તે તમારી પુત્રી સુર-સુંદરી છે ! બાર ઘડી સુધી મુનિને રંજાડચા હતા, તેના પરિણામે આ ભવમાં બાર વરસ સુધી પતિનો વિયોગ થયો.

મુનિરાજનાં મેલાં વસ્ત્રો જોઈ, તેમની ઘૃણા કરી હતી માટે મગરમચ્છના પેટમાં થોડો સમય રહેવું પડ્યું.

મુનિરાજને ખૂબ ઉલ્લાસથી ભિક્ષા આપી હતી, તેના પરિણામે તેને ચાર વિદ્યાઓ મળી અને રાજ્ય મળ્યું !

શ્રી નવકારમંત્રના પ્રભાવે અને શીયળ–વ્રતના પ્રતાપે જગતમાં તેનો યશ વિસ્તાર પામ્યો અને દિવ્ય સુખો પ્રાપ્ત થયાં !'

મહામુનિએ પૂર્વજન્મથી કથા પૂર્ણ કરી...

અમરકુમાર અને સુરસુંદરીને એ કથાનાં દશ્યો માનસપટલ પર પ્રત્યક્ષ થયાં...બંનેને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થયું. પૂર્વજન્મની જે જે વાતો ગુરુદેવે કહી, તે તેમના સ્મૃતિપથમાં આવી ગઈ...

બંનેની આંખો હર્ષનાં આંસુથી ઊભરાઈ ગઈ. સુરસુંદરીએ ગુરુદેવને વંદના કરી કહ્યું : 'હે ગુરુદેવ, આપે અમારા પૂર્વજન્મની જે વાતો કહી, તે તદ્દન સાચી કહી. જાતિસ્મરણ જ્ઞાનથી મેં પણ એ વાતોને જાણી...!'

અમરકુમારે કહ્યું : 'ગુરુદેવ, મને પણ જાતિસ્મરણ જ્ઞાન પ્રગટયું છે...આપે કહેલી વાતો યથાર્થ છે...સત્ય છે...'

સુરસુંદરીએ ગદ્ગદ્ સ્વરે કહ્યું : 'હે કૃપાનિધિ, આ ભીષણ ભવસાગરમાં મોહવશ...અજ્ઞાનવશ અનેક પાપાચરણો કરનારા એવાં અમારો આપ ઉદ્ધાર કરો. હવે નથી રહેવું આ સંસારમાં...નથી જોઈતાં સંસારનાં સુખો.. નથી જોઇતા વૈભવો...બસ, ગુરુદેવ! આપનાં ચરણોમાં અમને શરણ આપો...આપ જેવા પરમજ્ઞાની ગુરુદેવ મળ્યા પછી...અમે શું સંસાર સાગરમાં ડૂબીશું ?'

અમરકુમાર ભાવવિભોર હૈયે બોલી ઊઠયો : 'ગુરુદેવ, આપ નિષ્કારણ વત્સલ છો...ભવસાગર તરવા માટે જહાજ છો...અમને તારો ગુરુદેવ...'

જ્ઞાનધર મહામુનિએ કહ્યું : 'હે પુણ્યશાળી દંપતિ, ભવસાગરથી તરવાનો એક જ ઉપાય છે...અને તે છે

ચારિત્ર ધર્મ ! સર્વવિરતિમય સંયમધર્મ ! એ ધર્મનો સ્વીકાર કરી ભવ-સાગરને તરી જાઓ...'

'ગુરુદેવ ! અમારા પર કૃપા કરી અમને એ ચારિત્ર-ધર્મ પ્રદાન કરો. અમને હવે આપનું જ શરણ છે...' અમરકુમારે મહામુનિનાં ચરણોમાં પોતાનું મસ્તક ઢાળી દીધું.

સુરસુંદરીના મનમાં એક વિચાર આવી ગયો..તેણે ગુરુદેવને કહ્યું : 'હે કૃપાવંત, આપ થોડા દિવસ અહીં ચંપાનગરીમાં સ્થિરતા કરવાની કૃપા કરો...અમારાં માતા-પિતાની અનુમતિ મેળવીને અમે શીઘ્ર આપનાં ચરણે આવીશું.'

મુનિરાજે સુરસુંદરીની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો.

રાજા-રાણી, શેઠ-શેઠાણી અને અમરકુમાર-સુરસુંદરી ...વગેરે સહુ નગરમાં પાછાં આવ્યાં. રાજા-રાણીનાં હૃદય, શેઠ-શેઠાણીનાં હૃદય ભારે થયાં હતાં. અમરકુમાર અને સુરસુંદરીનો ચારિત્રમાર્ગે જવાનો સંકલ્પ સાંભળીને તેમનાં હૃદય વ્યાકુળ બની ગયાં હતાં.

સુરસુંદરી-અમરકુમાર ભોજનાદિથી પરવારીને શયન-ખંડમાં ભેગાં થયાં. સુરસુંદરીએ કહ્યું : 'નાથ, આપણા પરમ પુણ્યોદયથી જ આવા અવધિજ્ઞાની ગુરુદેવ આપણને મળી ગયા છે...આ અવસરને આપણે વધાવી જ લેવાનો છે...પરંતુ એક કામ સત્વરે કરવું જોઇએ...'

'શું ?' અમરકુમારને ચિંતા થઇ.

'ગુણમંજરીને શીઘ્ર બોલાવી લેવી જોઇએ. એના મનનું સમાધાન કરીને પછી જ આપણે સંયમપંથે જઇશું.'

'મેં મૃત્યુંજયને બેનાતટે મોકલ્યો જ છે. બે–ચાર દિવસમાં ગુણમંજરીને લઈ તે આવી જવો જ જોઈએ.'

'તે તો ઘણું સારું! બે–ચાર દિવસમાં આપણે આપણાં વડીલોની અનુમતિ મેળવી લેવી જોઇએ.'

'એમાં તો વાર નહીં લાગે...'

'ઘણી વાર લાગશે મારા નાથ! રાગનાં બંધન આપણે તોડચાં...એમણે ક્યાં તોડચાં છે? મારાં માતા–પિતાનો અને આપનાં માતા–પિતાનો આપણા પર કેવો અવિહડ રાગ છે, તે શું આપણે નથી જાણતાં? જોયું નહીં...? આપણે સંયમમાર્ગે જવાની વાત કરી ગુરુદેવને, એ જ વખતે એ સહુની આંખો આંસુઓથી છલકાઇ ગઇ હતી...'

'પણ, શું એમની અનુમતિ લેવી જરૂરી છે?'

'અવશ્ય, એમના ઉપકારોને તો દીક્ષા લીધા પછી પણ ભૂલવાના નથી! આપણને ઉચ્ચતમ સંસ્કારો આપવાનો મહાન્ ઉપકાર તેમણે કરેલો છે. એ ઉપકારનો બદલો વાળી શકાય એમ નથી...'

'પણ માની લે કે તેઓ આપણને અનુમતિ ન આપે તો?'

'અવશ્ય આપશે! આપણાં હૃદયને શું ક્યારે પણ એ પૂજ્યોએ દુભવ્યું છે ખરું? સ્વયં દુઃખ સહન કરીને

આપણને પરદેશ જવાની અનુમતિ આપી હતી કે નહીં ? તેમ, તેઓ આપણી તીવ્ર ઈચ્છા જોઈને, આપણા સુખ-માટે...અવશ્ય અનુમતિ આપશે...'

'ગુણમંજરી સંમત નહીં થાય તો ?'

'હું એને સંમત કરી લઈશ...હા, આપણી સંસાર-ત્યાગની વાત સાંભળીને જ તે મૂર્ચ્છિત થઈ જશે... કરુણ કલ્પાંત કરશે...પરંતુ છેવટે તે પણ સંમત થઈ જશે...એને એ વાતનું દુઃખ રહેશે કે એ આપણી સાથે ચરિત્ર નહીં સ્વીકારી શકે. પુત્રપાલનની મોટી જવાબદારી એના માથે આવી છે. વળી, એ પુત્ર તો ચંપાનો ભાવિ-રાજા છે...!'

'જો એ શીઘ્ર આવી જાય તો સારું...'

'એ ના આવે ત્યાં સુધીમાં આપણે વડીલોની અનુમતિ મેળવી લઈએ. આપ આપનાં માતા–પિતાની અનુમતિ પ્રાપ્ત કરો...હું મારા માતા–પિતાને સમજાવું ! જો કે મને તો આપની અનુમતિ મળી ગઈ છે...એટલે બીજા કોઈની અનુમતિની જરૂર નથી...છતાં માતા–પિતાનો અમાપ સ્નેહ છે...એટલે એમનાં મનનું સમાધાન કરવું જોઈએ.'

  

બીજા દિવસે પ્રભાતે અમરકુમાર અને સુરસુંદરી ગુરુદેવનાં દર્શન–વંદન કરવા ગયાં, ત્યાં તેમણે ગુરુદેવની

સમક્ષ કેટલાંક તેજસ્વી સ્ત્રી-પુરુષોને ધર્મોપદેશ સાંભળતાં જોયાં. એ બંને પણ ત્યાં બેસી ગયાં.

ઉપદેશ પૂર્ણ થયા પછી મુનિરાજે કહ્યું : 'હે સુરસુંદરી, આ વિદ્યાધર સ્ત્રી-પુરુષ છે. વૈતાઢ્ય પર્વત પરથી અહીં આવ્યાં છે...દર્શન-વંદનાર્થે.'

સુરસુંદરીએ તૂર્ત જ ગુરુદેવને કહ્યું : 'હે પૂજ્યપાદ, શું આ વિદ્યાધર પુરુષો મારા પર એક કૃપા કરશે ? સુરસંગીતનગરના રાજા રત્નજટી, કે જે મારા ધર્મભ્રાતા છે...તેમને મારો એક સંદેશો પહોંચાડશે?'

'અવશ્ય મહાસતી, રાજા રત્નજટી અમારા મિત્ર રાજા છે...'

'તો તેમને કહેજો કે તમારી ધર્મભગિની સુરસુંદરી એના પતિ અમરકુમાર સાથે થોડા જ દિવસોમાં સંયમ-ધર્મ અંગીકાર કરવાની છે. તમને અને ચારે ભાભીને તે ખૂબ યાદ કરે છે. તમારા ઉપકારોને-તમારા ગુણોને રોજ સંભાળે છે...તો તમે ચારે ભાભીને લઇ દીક્ષાપ્રસંગે ચંપાનગરીએ અવશ્ય પધારજો...એમને કહેજો કે તમારી ભગિની તમારી પ્રતીક્ષા કરશે...' સુરસુંદરીની આંખો ભીની થઇ ગઇ...એનો કંઠ રુંધાઈ ગયો.

'આપનો સંદેશો અમે આજે જ મહારાજા રત્ન-જટીને પહોંચાડી દઈશું અને આગ્રહ કરીને કહીશું કે તેઓ ચંપામાં તમને મળે !'

તો મારા પર તમારો મોટો ઉપકાર થશે.'

વિદ્યાધર યુગલો આકાશમાર્ગે ચાલ્યાં ગયાં.

અમરકુમાર–સુરસુંદરીએ ગુરુદેવને વંદન કરી, કુશળ-પૃચ્છા કરી અને વિનયપૂર્વક ગુરુદેવની સામે બેઠાં. સુર-સુંદરીએ કહ્યું :

'ગુરુદેવ, અમારાં પૂજ્યો આપને વંદન કરવા રોજ આવશે. આપ તેઓને પ્રેરણા આપવા કૃપા કરશો...કે તેઓ અમને શીઘ્ર અનુમતિ આપે...'

'ભદ્રે, તમે નિશ્ચિંત રહો...તમને અનુમતિ મળી જશે...અને તમે ઘરે પહોંચશો ત્યાં ગુણમંજરી પણ પુત્રસહિત તમને મળી જશે!'

'હેં ?' બંને આનંદવિભોર થઈ ગયાં.




મૃત્યુંજય ગુણમંજરીને લઈને આવી ગયો હતો. ધનાવહ શ્રેષ્ઠિની હવેલીમાં આનંદ છવાઈ ગયો હતો. ગુણમંજરી દેવકુમાર જેવા પુત્રને લઈને આવી હતી. ધનવતીએ તો ગુણમંજરીના આગમન સાથે જ પૌત્રને પોતાની પાસે લઈ લીધો હતો.

અમરકુમાર અને સુરસુંદરી રથમાંથી ઉતરીને હવેલીમાં પ્રવેશ્યાં, ત્યાં જ ગુણમંજરીએ સસ્મિત સ્વાગત કર્યું. સુરસુંદરી ગુણમંજરીને ભેટી પડી. ત્યાં તો ધનવતી પૌત્રને લઈને આવી પહોંચી. સુરસુંદરીએ તેને પોતાના ઉત્સંગમાં

લઈ લીધો અને ખૂબ સ્નેહ વરસાવ્યો.

બંને પત્નીઓ સાથે અમરકુમાર પોતાના ખંડમાં આવ્યો. અમરકુમારે ગુણમંજરીને કુશળપૃચ્છા કરી. બેનાતટનગરના સમાચાર પૂછ્યા. પુત્રને પોતાના ખોળામાં લીધો. ધારીધારીને જોયો! સુરસુંદરી બોલી :

'નાથ, બાળકમાં તમારી જ આકૃતિ સંક્રમિત થઈ છે! એના મુખ પર પુણ્ય તપે છે!'

'કોઈ જીવાત્મા અનંત પુણ્ય લઈને અહીં જન્મ પામ્યો છે...આમેય માનવ ભવ અનન્ત પુણ્યના ઉદય વિના નથી મળતો ને? આર્યદેશ...ઉત્તમ કુળ...આ બધું પુણ્યના ઉદયથી જ મળે છે.'

'અરે, આ પુત્રને તો ઉત્તમ સંસ્કારો મળશે...! ગુણમંજરી સંસ્કારો આપવામાં જરાય કચાશ નહીં રાખે!'

'ના રે, હું તો માત્ર એને સ્તનપાન કરાવીશ... બાકી એ રહેશે તમારી પાસે...તમારા ખોળે! એને સંસ્કારો તમારે જ આપવાના છે...એનું પાલન પણ તમારે જ કરવાનું છે...' ગુણમંજરીએ કહ્યું.

સુરસુંદરીએ અમરકુમાર સામે જોયું...બંનેના મુખ પર સ્મિત રમી ગયું. સુરસુંદરી મૌન રહી. તેણે આંખો બંધ કરી...ગુણમંજરી વિચારમાં પડી ગઇ. તે બોલી :

'કેમ તમે મૌન થઇ ગયાં? આ પુત્ર તમારો જ છે...શું તમે એની માતા નથી?' ગુણમંજરી સુરસુંદરીના પડખામાં ભરાઈ ગઈ. સુરસુંદરીએ ગુણમંજરીના નિર્દોષ...

સરલ મુખ સામે જોયું...તેની ભોળી આંખોમાં જોયું... તેણે કહ્યું :

'મંજરી, પુત્રને માતાજીને સોંપીને આવ...મારે તારી સાથે વાતો કરવી છે...' ગુણમંજરી પુત્રને ધનવતી પાસે મૂકી આવી.

'મંજરી, પુત્ર મારો જ છે, હું તેની બીજી મા છું...પરંતુ તારા અહીંથી ગયા પછી એક નવી જ પરિસ્થિતિ સર્જાણી છે...'

'શું થયું ?' ગુણમંજરીનું મન ભયાક્રાન્ત બન્યું.

'એક જ્ઞાની ગુરુદેવનો પરિચય થયો..'

'તે તો સારું થયું...

'તેમને મારા પિતાજીએ મારો પૂર્વભવ પૂછ્યો... ગુરુદેવે અમારા બંનેના પૂર્વભવનો વૃત્તાંત કહ્યો.'

'શું કહ્યું ગુરુદેવે ?'

સુરસુંદરીએ પોતાનો અને અમરકુમારનો પૂર્વભવ કહી બતાવ્યો. ગુણમંજરી રસપૂર્વક સાંભળતી રહી.

'આ પૂર્વભવ જાણ્યા પછી અમારા બંનેનાં હૃદયમાં સંસાર પ્રત્યે વૈરાગ્ય પ્રગટ્યો છે...અને અમે બંને સંસારત્યાગ કરી ચારિત્રના માર્ગે જવા તત્પર બન્યાં છીએ...બસ, તારી જ પ્રતીક્ષા હતી....તું આવી જાય.... તને બધી વાત કરીને અમે...'

'ના, ના, એ નહીં બને...' ગુણમંજરી અત્યંત વિહ્વળ બની ગઇ. તેની આંખો વરસવા લાગી. તેણે પોતાનું મુખ સુરસુંદરીના ખોળામાં છુપાવી દીધું.

'તું એમ તો નહીં સમજે ને કે મેં તારી સાથે વિશ્વાસઘાત કર્યો ?'

'ના, ના, એવો વિચાર પણ મને ન આવે નાથ! પરંતુ તમારા વિનાનું જીવન જીવન નહીં રહે...માત્ર શ્વાસોચ્છ્વાસનું યંત્ર બની રહેશે...તમારી સ્મૃતિઓ કાળજાને કારમા ઘા કરશે...કેમ જીરવાશે એ ઘા? તમારા વિરહની વ્યથા...વેદના...નહીં સહેવાય મારાથી.'

'રાગ...તીવ્ર રાગ...આવી જ સ્થિતિ પેદા કરે છે મંજરી! તારે એ રાગ ઓછો કરવો પડશે...સંબંધોની અનિત્યતાને વારંવાર વિચારીને એ રાગના વિષને ઉતારવું પડશે...સંબંધોની અનિત્યતાનું ચિંતન જ તને શાન્તિ આપશે...સ્વસ્થતા આપશે...અને એક દિવસ તારું મન સંબંધોનાં બંધનોથી મુક્ત થઈ જશે.

જ્યારે ગુરુદેવે અમારા પૂર્વભવનું વર્ણન કર્યું... અમે જાતિસ્મરણ જ્ઞાનથી એ જોયું–જાણ્યું...ત્યારે કર્મોની કુટિલતા અમને સમજાણી. આ સંસારમાં જીવ કષાયોને પરવશ બનીને પાપકર્મો તો આચરી લે છે...પરંતુ એનાં ભયંકર પરિણામ કેવાં આવે છે? બાર ઘડીનાં કરેલાં પાપ બાર વરસની સજા આપી ગયાં...! જ્યારે મેં તો આ જ ભવમાં કેવું ઘોર પાપ કર્યું છે? મારે એ બાંધેલાં પાપકર્મોનો ઉગ્ર તપશ્ચર્યાથી નાશ કરવો છે...હવે આ સંસારનાં સુખો પ્રત્યે મારું મન સંપૂર્ણ વિરક્ત બન્યું છે.

તું એમ ન માનીશ કે તારા પ્રત્યે અમને અભાવ

થયો છે...તારા પ્રત્યેનો પ્રેમ વિશુદ્ધ બન્યો છે. પ્રેમનો વિષય હવે તારો દેહ નહીં પરંતુ તારો આત્મા બન્યો છે. આત્માનો આત્મા સાથેનો પ્રેમ! અદ્ભુત હોય છે એ પ્રેમ! દેહ જુદા રહેવા છતાં એ પ્રેમ અભંગ રહે છે...એક દિવસ એવો આવશે કે આપણા ત્રણેના આત્માઓ અભેદભાવે મળી જશે! ત્રણે આત્મજ્યોતિ પરસ્પર મળી જશે! પછી ક્યારેય વિયોગ નહીં થાય ....અનન્તકાળ માટે સંયોગ!

'પુત્રની જવાબદારી તારા પર નાંખી દઈને હું મારો સ્વાર્થ તો નથી સાધતો નથી ને? મને આ વિચાર આવી ગયો...મેં હમણાં મૌનપણે એ અંગે જ વિચાર્યું. તને એકલી મૂકીને...જવાબદારી તારા પર મૂકીને ત્યારે જ નીકળી શકાય...જ્યારે તું પ્રસન્નચિત્તે વિદાય આપે! તું મારી માનસિક અને આત્મિક સ્થિતિનો વિચાર કરીને...સંસારત્યાગ કરવાની મારી ભાવનાને અનુમોદે!

તું પણ સંયમધર્મ સ્વીકારવા તૈયાર થઈ છે – એ જાણીને મને અપાર આનંદ થયો છે...અમારી પાછળ તું પણ આવીશ જ સંયમના માર્ગે...પુત્રને પણ દૂધની સાથે આત્મજ્ઞાનનાં અમીપાન કરાવજે. ત્યાગ અને વૈરાગ્યના આદર્શોનું પાન કરાવજે.'

અમરકુમાર નહોતો બોલતો, એનું હૃદય બોલતું હતું. ગુણમંજરી મુગ્ધ બનીને સાંભળી રહી હતી. એક એક શબ્દ એના હૃદયને સ્પર્શ કરતો હતો.

સુરસુંદરીએ અમરકુમાર સામે જોયું. અમરકુમારની આંખો બંધ હતી...તે ઊંડા ચિંતનમાં ડૂબી ગયો હતો. તેના મુખ પર સ્વસ્થતા હતી, તેજ હતું.

'તો હું પણ તમારી સાથે ચારિત્ર લઈશ...' ગુણ-મંજરી બોલી, સુરસુંદરીએ પોતાના ઉત્તરીય વસ્ત્રથી એની આંખો લૂંછી અને કહ્યું :

'જો આ પુત્રની જવાબદારી ન હોત તો આપણે ત્રણે સાથે જ ચારિત્રધર્મ અંગીકાર કરત...પણ આ પુત્રના લાલન-પાલનની જવાબદારી તારે વહન કરવાની છે.'

'ના એ મારાથી નહીં બને...હું પુત્ર વિના રહી શકીશ. પરંતુ તમારા બે વિના હું જીવી નહીં શકું....'

'તારા હૃદયને હું શું નથી જાણતી? પરંતુ એ રાગનાં બંધન તોડવાં પડશે...'

'નહીં તૂટી શકે...' ગુણમંજરી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. સુરસુંદરીએ એને પોતાના ઉત્સંગમાં લઈ લીધી. એના માથે પોતાનો કોમળ કર ફેરવવા લાગી.

'તમે બંને મારો...બાળકનો...બધાંનો ત્યાગ કરી જશો?' ગુણમંજરીએ સુરસુંદરીની આંખોમાં પોતાની આંખો પરોવીને પૂછ્યું.

'શું એક દિવસ સ્નેહીજનોનાં સંયોગનો વિયોગ નહીં થાય? મંજરી, સંયોગોમાં જન્મતું સુખ શાશ્વત્ નથી...એ સુખ દુઃખનું જ કારણ છે. સંયોગજન્ય સુખમાં રાચનાર જીવ દુઃખોનો ભોગ બને છે...માટે જ્ઞાનદૃષ્ટિથી એ સંયોગમાંથી મુક્ત થવું જોઈએ.'

'તો હું પણ મુક્ત થઈશ...'

'પુત્રની જવાબદારી છે ને! તું પુત્રનું પાલન કર. એ મોટો થાય. તારા ઉત્તમ સંસ્કારો એને મળે...એ સુયોગ્ય રાજા બને...પછી તું પણ ચારિત્રધર્મ અંગીકાર કરજે. પ્રજાને સારો–સંસ્કારી રાજા આપવો, એ પણ વિશેષ કર્તવ્ય છે...'

'તો ત્યાં સુધી તમે પણ રોકાઈ જાઓ. સંસારમાં રહીને તમારે જેટલી ધર્મઆરાધના કરવી હોય તેટલી કરજો...હું તમને નહીં રોકું...'

'મંજરી, ગુરુદેવે અમારો પૂર્વભવ કહ્યો...અમને બંનેને જાતિસ્મરણ જ્ઞાન થયું...અમે અમારો પૂર્વભવ સ્વયં જોયો...જાણ્યો...ને અમારાં હૃદય ધ્રૂજી ગયાં છે... સંસારમાં રહેવું...થોડા દિવસ રહેવું...એ પણ દુઃખ-રૂપ બની ગયું છે...કદાચ તું ખૂબ આગ્રહ કરીશ... નહીં જ માને તો અમે સંસારમાં રોકાઈ જઈશું. પરંતુ અમારું હૃદય...' સુરસુંદરી બોલતાં બોલતાં રડી પડી. ગુણમંજરી સુરસુંદરીને વેલની જેમ વીંટળાઈ ગઈ..

'ના, ના, તમે રડો નહીં. હું તમને દુઃખી નહીં કરું...તમારા માર્ગમાં વિઘ્ન નહીં બનું...' ગુણમંજરીએ સુરસુંદરીનાં આંસુ લૂછ્યાં.

'મંજરી!' અમરકુમારે મૌન તોડ્યું. ગુણમંજરીએ અમરકુમાર સામે જોયું. અમરકુમારે કહ્યું:

તેના મુખ પર સ્વસ્થતા આવી. તેની આંખોમાં સમતા આવી. તે ઊંડા વિચારોમાં ખોવાઈ ગઇ. ખંડમાં મૌન પથરાઇ ગયું.

'શું પુત્રની જવાબદારી માતાજી ન લઇ શકે?' ગુણમંજરીએ પૂછ્યું.

'હજુ મેં માતાને વાત કરી નથી...એમની અનુમતિ માંગી નથી...છતાં જો માતા જવાબદારી લેતાં હોય તો તું અમારી સાથે સંયમ સ્વીકારી શકે!'

ત્યાં જ ધનવતીએ ખંડમાં પ્રવેશ કર્યો. ત્રણે જણ ઊભાં થઇ ગયાં. ધનવતી બંને પુત્રવધૂઓના હાથ પકડીને બેસી ગઈ.

'ક્ષમા કરજો તમે, મેં તમારો વાર્તાલાપ દ્વાર પાછળ ઊભી રહીને સાંભળ્યો છે...પૌત્રને પારણામાં સુવાડીને હું તમારી પાસે જ આવતી હતી, પરંતુ તમારો વાર્તાલાપ મુક્ત મનથી થઇ શકે એટલે અંદર ના આવી...'

'તો મા, અમને તું અનુમતિ આપ...આશીર્વાદ આપ...અમે સંયમ સ્વીકારી કર્મનાં બંધન તોડીએ...' અમરકુમારે પોતાનું મસ્તક ધનવતીના ખોળામાં મૂકી દીધું. ધનવતીની આંખો ભીની થઇ. તેણે અમરકુમારના માથે પોતાના બંને હાથ મૂકીને કહ્યું :

'બેટા, ચારિત્ર વિના મુક્તિ નથી, આ વાત હું માનું છું. ત્યાગનો જ માર્ગ સાચા સુખનો માર્ગ છે. ભલે, તારા પ્રત્યેના રાગથી પ્રેરાઇને હું ના પાડું...પણ વિઘ્નભૂત તો નહીં જ બનું...'

" તો માતાજી, અમને બંનેને પણ અનુમતિ આપો. બંને પુત્રવધૂઓ એકસાથે બોલી ઊઠી. ગુણમંજરીનો હાથ પકડીને ધનવતી બોલી :

' બેટી, તારાથી અત્યારે ચારિત્ર ન લેવાય. પુત્રને તારું જ દૂધ જોઈએ. તારો જ પ્રેમ જોઈએ...અને એક મારા મનની વાત કહું ?'

' કહે મા !' અમરકુમાર ગદ્‌ગદ્ થઈ ગયો.

" હું અને ગુણમંજરી બંને સાથે ચારિત્ર અંગીકાર કરીશું !'

' ઓ મા...' કરતી ગુણમંજરી ધનવતીને વળગી પડી.

' બેટી, આપણી સાથે અમરના પિતાજી પણ ચારિત્ર લેશે ! મારે ગઈ રાતે જ એમની સાથે બધી વાત થઈ ગઈ છે...એમણે તો મને કહ્યું કે અમર અને સુંદરી જો ચારિત્ર લે તો આપણાથી સંસારમાં રહેવાય જ કેમ ?' પણ મેં કહ્યું કે ' આપણે ગુણમંજરી માટે અને પૌત્ર માટે સંસારમાં રહેવું પડશે...પૌત્ર યોગ્ય ઉંમરનો થશે એટલે આપણે ચારિત્ર લઈશું.' તેમને મારી વાત જચી ગઈ.

અમરકુમાર, સુરસુંદરી અને ગુણમંજરી – ત્રણેનાં હૈયાં ધનવતી પર ઓવારી ગયાં...

' મા, અનંત પુણ્યનો ઉદય હોય તો જ તારા જેવી મા મળે...' અમરકુમાર ગદ્‌ગદ્ સ્વરે બોલી ઊઠ્યો.

' બેટા, અનંત પુણ્યનો ઉદય હોય તે માતાને આવાં ઉત્તમ સંતાનોની પ્રાપ્તિ થાય...મને તો પુત્ર કરતાંય સવાયી પુત્રવધૂઓ પ્રાપ્ત થઈ છે. મારા પુણ્યની કોઈ અવધિ નથી.'

'મા, આજે જ ગુરુદેવે કહ્યું હતું કે તમને માતા-પિતાની અનુમતિ મળી જશે!'

'એ તો અન્તર્યામી પરમજ્ઞાની ગુરુદેવ છે બેટા! આવા સદ્‌ગુરુ અનંત પુણ્યના ઉદયથી જ મળે...અને બેટી સુંદરી, તને એક શુભ સમાચાર આપું?

'આપો મા...'

'સાધ્વીજી સુવ્રતા ગઇ કાલે જ ચંપામાં પધાર્યાં છે!'

'હેં? સુવ્રતા સાધ્વી? મારાં પરમ હિતકારી... પરમ ઉપકારી...મને નવકારમંત્ર આપનારાં. મને જ્ઞાનનો પ્રકાશ આપનારાં...એ ગુરુણીનાં હું હમણાં જ દર્શન કરવા જઇશ મા...'

'હા બેટી, આપણે સહુ સાથે જ જઇશું. તેઓ તને યાદ પણ કરતાં હતાં.'

'માર પુણ્યની કોઇ અવધિ નથી રહી મા...' સુરસુંદરીની આંખોમાંથી હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં.

'મા, હું તને એક શુભ સમાચાર આપું?'

'બોલ બેટા!'

'વિદ્યાધર રાજા રત્નજટી, તારી પુત્રવધૂના ધર્મબંધુ અને રક્ષક – તેમને દીક્ષા–મહોત્સવમાં પધારવાનું આમંત્રણ અપાઈ ગયું આજે! તેઓ જરૂર આવશે દીક્ષામહોત્સવમાં.'

'બેનાતટનગરે મારાં માતા–પિતાને સમાચાર...?' મંજરી બોલી.

'આજે જ...અત્યારે જ દૂતને રવાના કરુ છું!'

'હે રાજેશ્વર, આપનાં ધર્મભગિની સુરસુંદરી અને એમના પતિ અમરકુમાર બંને – ચારિત્રધર્મ અંગીકાર કરવા તત્પર બન્યાં છે. તેઓએ આપને યાદ કર્યા છે. આપનાં ધર્મભગિનીએ કહેવરાવ્યું છે કે મારા ભાઈને કહેજો કે ચારે ભાભીઓને સાથે લઈ દીક્ષામહોત્સવમાં અવશ્ય ચંપાનગરીમાં પધારે...'

રત્નજટીના રોમરોમ વિકસ્વર થઈ ગયા. તેની આંખો આંસુઓથી ઊભરાઈ ગઈ...તેનો કંઠ અવરુદ્ધ થઈ ગયો. તેણે પોતાના મુગટ સિવાયનાં તમામ આભૂષણ ઉતારીને એ બે વિદ્યાધરોને ભેટ આપી દીધાં...અને રાજસભામાંથી નીકળી તે સીધો પોતાના મહેલે પહોંચ્યો. ચારે રાણીઓને બોલાવીને સમાચાર આપ્યા. રાણીઓ હર્ષથી ગદ્ગદ્ થઈ ગઈ. રત્નજટી બોલ્યો :

'ધન્ય છે બહેન તને! સંસારનાં વિપુલ ભોગસુખો મળવા છતાં...એ સુખોનો ત્યાગ કરીને તું પરમાત્મા વીતરાગના બતાવેલા ચારિત્રમાર્ગે જવા તત્પર બની છે! તારા ગુણોનો પાર નથી...તું સાચે જ ઉત્તમોત્તમ આત્મા છો ! આવું છું બહેન...હમણાં જ આવું છું તારી પાસે...તારો દીક્ષા–મહોત્સવ હું કરીશ...!'

રાણીઓને તૈયાર થઈ જવાની આજ્ઞા કરી, રત્નજટીએ પોતાનું વિમાન સજાવ્યું. સાથે બીજા એક હજાર વિદ્યાધરોને આવવા માટે સૂચનાઓ આપી.

ચાર રાણીઓ સાથે વિમાનમાં બેસી રત્નજટીએ ચંપા તરફ પ્રયાણ કર્યું. પાછળ એક હજાર વિમાનો ગતિશીલ થયાં.

* * *

'મહારાજા, હું ચંપાનગરીથી શ્રેષ્ઠિ ધનાવહનો સંદેશો લઈને આવ્યો છું.'

'કહો, શ્રેષ્ઠિ ધનાવહ અને અમરકુમાર કુશળ છે ને?'

'હા જી, તેઓ સહુ કુશળ છે, અને આપને કહેરાવ્યું છે કે અમરકુમાર તથા તેમનાં ધર્મપત્ની સુરસુંદરી, આ સંસારનો ત્યાગ કરી ચારિત્રધર્મ અંગીકાર કરવા તત્પર થયાં છે. તો દીક્ષામહોત્સવમાં આપને પરિવાર સાથે પધારવાની વિનંતી છે...'

ચંપાથી આવેલા દૂતે બેનાતટનગરની રાજસભામાં રાજા ગુણપાલની સમક્ષ નિવેદન કર્યું. રાજા ગુણપાલ સંદેશો સાંભળીને સ્તબ્ધ થઈ ગયા. તેઓ બોલી ઊઠયા:

'તો પછી ગુણમંજરીનું શું?'

'મહારાજા, મારા જાણવા મુજબ તેઓએ પણ અનુમતિ આપી છે...'

રાજસભાનું વિસર્જન કરી રાજા ગુણપાલ સીધા જ અંતેપુરમાં ગયા. મહારાણીને સમાચાર આપ્યા, અને ચંપા જવા માટે તૈયાર થવાની સૂચના આપી. મહારાજાના મનમાં અનેક તર્ક-વિતર્ક થવા લાગ્યા. ગુણમંજરીના વિચારો તેમના મનને ઉદ્વિગ્ન કરવા લાગ્યા.

પ્રયાણની તૈયારીઓ થઈ ગઇ. રાજા ગુણપાલે પરિવાર સહિત અનેક સુભટો સાથે સમુદ્રમાર્ગે ચંપા તરફ પ્રયાણ કરી દીધું.

* * *

'બેટી, તારા વિના અમારું જીવન શૂન્ય થઈ જશે.'

'પિતાજી, આપની બીજી બેટી છે જ ને ? ગુણમંજરી આપની બેટી નથી ? આપ એને સુરસુંદરી જ માનજો...'

મહારાજા રિપુમર્દન અને રાણી રતિસુંદરી—બંને રથમાં બેસીને ધનાવહ શ્રેષ્ઠિની હવેલીમાં આવ્યાં હતાં. અમરકુમાર અને સુરસુંદરીની દીક્ષાની વાત જાણીને તેઓ બંને ખૂબ જ ઉદાસ થઈ ગયાં હતાં. રતિસુંદરી પુત્રીને પોતાના ખોળામાં લઈ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. મહારાજા રિપુમર્દને કહ્યું :

'બેટી, તું તો સંસારમાં પણ સાધ્વીજીવન જ જીવે છે...સંસારમાં રહીને તારી ઇચ્છા મુજબ તું ધર્મારાધના કર...પણ દીક્ષાની વાત જતી કર...'

'પિતાજી, સંસારનાં સર્વે સુખો પ્રત્યે મારું મન વિરક્ત બની ગયું છે. હવે કોના માટે...શા માટે સંસારમાં રહું ? હવે તો મને અનંત સિદ્ધભગવંતોનો સાદ સંભળાય છે...હું નહીં રહી શકું સંસારમાં...મને અંતરના આશીર્વાદ આપો પિતાજી...'

રાજા–રાણીએ સુરસુંદરીને અને અમરકુમારને ખૂબ સમજાવવા પ્રયત્ન કર્યો પરંતુ તીવ્ર વૈરાગી બનેલા એ દંપતીએ રાજા–રાણીને એવા જ્ઞાનગર્ભિત પ્રત્યુત્તરો આપ્યા કે તેઓએ અનુમતિ આપી દીધી.

રતિસુંદરીએ ગુણમંજરીને પોતાના ઉત્સંગમાં લઈ ખૂબ આશ્વાસન આપ્યું...અને કહ્યું : 'બેટી, આ પુત્રનો રાજ્યાભિષેક કરીને પછી તારી સાથે અમે પણ ચારિત્ર અંગીકાર કરીશું !'

ધનવતીએ કહ્યું : 'અમે બંનેએ પણ એ જ સંકલ્પ કર્યો છે !'

પરિવારમાં આનંદ છવાઈ ગયો. નગરમાં દીક્ષા-મહોત્સવનાં મંડાણ કરવાની મહારાજાએ આજ્ઞા આપી. ત્યાં નગરરક્ષકો દોડતા હવેલીમાં આવ્યા. મહારાજાને પ્રણામ કરીને કહ્યું :

'મહારાજા, નગરની બહાર મેદાનમાં એક હજાર વિદ્યાધરોનાં વિમાન ઊતર્યાં છે. અમે તપાસ કરી તો જાણવા મળ્યું કે સુરસંગીતનગરના વિદ્યાધરરાજા રત્નજટી પોતે સપરિવાર પધાર્યા છે...'

સુરસુંદરી આનંદથી ઊછળી પડી.

'પિતાજી, મારા ધર્મબંધુ આવ્યા છે...શીઘ્ર તેઓને લેવા માટે જઈએ...'

'નાથ, વિલંબ ન કરો...રથ જોડાવો...'

'મંજરી,...માતાજી...સહુ ચાલો...મારો એ ધર્મબંધુ

આવ્યો ખરો...સાથે મારી ચાર ભાભીઓ પણ હશે... મારી પ્રતીક્ષા કરતી હશે...'

એક ક્ષણનોય વિલંબ કર્યા વિના સહુ રથોમાં ગોઠવાઈ ગયાં...અને અલ્પ સમયમાં જ નગરની બહાર પહોંચી ગયાં. દૂરથી રત્નજટી અને ચાર રાણીઓને જોઈ સુરસુંદરી રથમાંથી નીચે ઊતરી પડી. એની પાછળ સહુ રથમાંથી નીચે ઊતરી ગયાં.

રત્નજટી ચારે રાણીઓ સાથે ત્વરાથી સામે આવ્યો. સુરસુંદરીના મુખમાંથી અહોભાવ સાથે... 'ભાઈ...'નો પોકાર નીકળી ગયો. સામેથી 'બહેન...'ની બૂમ પાડતો રત્નજટી દોડી આવ્યો...

ભાઈ–બહેનના એ મિલને સહુની આંખોને ભીની ભીની કરી નાંખી. સુરસુંદરી ચારે ભાભીઓને ભેટી પડી. એક પછી એક ભાભીએ સુરસુંદરીના માથે હેત વરસાવ્યું.

સુરસુંદરીએ સર્વપ્રથમ અમરકુમારનો પરિચય કરાવ્યો ..તે પછી ગુણમંજરી...માત–પિતા...ધનાવહ શેઠ અને ધનવતી...બધાનો પરિચય કરાવ્યો.

મહારાજા રિપુમર્દને નગરમાં પધારવા રત્નજટીને વિનંતી કરી. ખૂબ ધૂમધામ સાથે રત્નજટીનું પરિવાર સહિત સ્વાગત કર્યું. રત્નજટીએ રાજમહેલમાં પહોંચીને રાજા રિપુમર્દનને તથા શ્રેષ્ઠિ ધનાવહને વિનંતી કરી :

'હે પૂજ્યો, આ દંપતીનો દીક્ષામહોત્સવ કરવાની મને અનુજ્ઞા આપો.'

રત્નજટીને અનુમતિ મળી ગઈ. તેણે વિદ્યાધરોને આજ્ઞા કરીને ચંપાનગરીને ઇન્દ્રપુરી જેવી બનાવી દીધી. રત્નજટીની ચાર રાણીઓ તો સુરસુંદરીને ઘેરીને જ બેસી ગઈ. બેનાતટનગરમાં બનેલી તમામ ઘટનાઓ સુરસુંદરીએ કહી સંભળાવી...પુરુષરૂપે ગુણમંજરી સાથે કરેલાં લગ્નની વાત સાંભળીને રાણીઓ ખૂબ હસી...ગુણમંજરીને પણ દરેક રાણીએ ખૂબ સ્નેહથી ભીંજવી દીધી.

દીક્ષામહોત્સવ ખૂબ ભવ્યતાથી ઊજવવાની તૈયારીઓ થઈ ગઈ. ત્યાં બેનાતટનગરથી મહારાજા ગુણપાલ પણ પરિવાર સાથે આવી ગયા. મહારાજા રિપુમર્દને અને શ્રેષ્ઠિ ધનાવહે ખૂબ ઉમળકાથી તેમનું સ્વાગત કર્યું.

ગુણમંજરીએ જ પોતાનાં માતા–પિતાના મનનું સમાધાન કર્યું. રત્નજટીનો પરિચય કરાવ્યો. રાજા ગુણપાલ રત્નજટીને મળીને અતિપ્રસન્ન થયા. રત્નજટીએ સુરસુંદરીનાં અપાર ગુણગાન કર્યાં. રાજા ગુણપાલે પણ સુરસુંદરીના અનેક ગુણો ગદ્ગદ સ્વરે યાદ કર્યા, અને રત્નજટીને કહ્યું :

'હે નરેશ્વર, ગુણમંજરીને એકે ભાઈ નથી...તમે..'

'આજથી ગુણમંજરી મારી બહેન છે રાજન્ ! એની તમે કોઈ ચિંતા ન કરશો...'

'નાથ, તો પછી ભાણેજનું નામકરણ અમે કરી દઈએ !' ચારે રાણીઓ બોલી.

'અવશ્ય કરો !'

'તેનું નામ અક્ષયકુમાર રાખીએ !'

'બહુ સુંદર નામ પાડ્યું !' રાજા રિપુમર્દન પ્રસન્ન થઈ ગયા. તેમણે કહ્યું :

'મારા પછી ચંપાનો રાજા અક્ષયકુમાર બનશે !'

સહુએ જયજયકાર કર્યો...અને પોતપોતાને સ્થાને ગયા.

* * *

વસંતપંચમી !

દીક્ષાના શુભ મુહૂર્તનો દિવસ !

ચંપાનગરીએ દિવ્ય શણગાર સજ્યા હતા. નગરીના રાજમાર્ગો પર મૂલ્યવાન રત્નોનાં તોરણ બંધાયાં હતાં. સુગંધભરપુર જળનો છંટકાવ થયો હતો.

હજારો રથ, હાથી અને અશ્વો શણગારવામાં આવ્યા હતા. વિદ્યાધરોનાં વાજિંત્રોએ વાતાવરણને પ્રફુલ્લિત કરી દીધું હતું.

અમરકુમાર અને સુરસુંદરી દીક્ષા ગ્રહણ કરવા હવેલીથી નીકળ્યાં. ગુણમંજરી મૂર્ચ્છિત થઈને ધરણી પર ઢળી પડી. રત્નજટીની રાણીઓએ તેને સંભાળી લીધી. એક રથમાં તેની સાથે જ ચારે રાણીઓ બેસી ગઈ.

અમરકુમારે અને સુરસુંદરીએ અઢળક સંપત્તિનું દાન આપ્યું. રત્નજટીએ, રાજા રિપુમર્દને અને રાજા ગુણપાલે પણ અપાર ધનનું દાન આપ્યું.

વરઘોડો નગરની બહાર ઉદ્યાનમાં આવ્યો, કે જ્યાં ગુરુદેવ જ્ઞાનધર મહામુનિ બિરાજિત હતા. દંપતી રથમાંથી

ઊતરી ગયાં. બીજા સહુ પણ રથમાંથી ઊતરી ગયા. વાજિંત્રો વાગતાં બંધ થયાં. બંનેએ આવીને ગુરુદેવને પ્રદક્ષિણા દઈને વંદના કરી. ઇશાન ખૂણામાં જઈને; શરીર પરના અલંકારો ઉતાર્યા અને રત્નજટીના ખોળામાં આપ્યા. ત્યાર પછી સ્વયં કેશનું લુંચન કર્યું. ગુરુદેવે બંનેને સાધુવેશ આપ્યો...અને મહાવ્રતોનું આરોપણ કર્યું.

બંનેને સાધુ–સાધ્વીના વેશમાં જોઈને ગુણમંજરીએ છાતીફાટ રૂદન કર્યું... તે મૂર્ચ્છિત થઈ ગઈ. રત્નજટીની રાણીઓ તેને ઊંચકીને દૂર લઇ ગઇ...ઉપચારો કરીને તેને સ્વસ્થ કરી.

'બહેન ! હિંમત ન હારો. સ્વસ્થ બનો. અત્યારે તો તમારે એ બંનેને અંતઃકરણની શુભ કામનાઓ આપવાની છે...'

'હું જોઈ નહીં શકું એમને આ વેશમાં...મને દૂર લઇ જાઓ...મારા પ્રાણ નીકળી પડશે...'

ગુણમંજરીને રથમાં બેસાડી ચાર રાણીઓ હવેલીમાં પહોંચી. તેને ખૂબ આશ્વાસન આપીને સ્વસ્થ કરી.

મહાવ્રતોનું આરોપણ કરીને, ગુરુદેવે એ બેને ઉદ્દેશીને કહ્યું :

'હે પુણ્યશાળી, આજે તમે ભવસાગરને તરવા સંયમની નાવમાં બેઠાં છો. તમારે ક્રોધ–માન–માયા અને લોભ પર વિજય મેળવવાનો છે. તમારે તમારા

મન-વચન-કાયાને શુભ રાખવાનાં છે. તે માટે પાંચે ઇન્દ્રિયોને વશ રાખવાની છે.

કેશના લુંચન સાથે વિષય-કષાયનું લુંચન કરવાનું છે! હે ભાગ્યશાળી, ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણા-સમિતિ, આદાનભંડમત્ત નિક્ષેપણસમિતિ અને પારિષ્ઠાપનિકા સમિતિનું પાલન કરજો. મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિનું પાલન કરજો. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાયના જીવોની રક્ષા કરજો.

દિવસ ને રાતના પાંચ પ્રહર શ્રુતજ્ઞાનની આરાધના કરવાની છે. ૪૨ દોષ તજીને ભીક્ષા લાવવાની અને પાંચ દોષ પરિહરીને આહાર કરવાનો છે. અસત્ય બોલાઈ ન જાય તેની કાળજી રાખવાની છે. તમારી વાણી મધુર, હિતકારી અને પરિમિત હોવી જોઈએ. કોઈપણ વસ્તુ એના માલિકને પૂછ્યા વિના લેવાય નહીં. મન-વચન અને કાયાથી બ્રહ્મચર્યનું નિર્મળ પાલન કરવાનું છે. નવ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરવાનો છે.

સંયમરૂપી રથનાં બે ચક્ર છે : જ્ઞાન અને ક્રિયા. એ રથમાં તમે આરૂઢ થયાં છો. જોજો, રસ-ઋદ્ધિ-શાતાની લોલુપતા સતાવી ન જાય. દેશકથા, રાજકથા, ભોજનકથા અને સ્ત્રીકથાનો ત્યાગ કરજો. એવી આત્મસ્થિતિ પ્રાપ્ત કરજો કે શત્રુ-મિત્રસમવૃત્તિ આવી જાય. તે માટે ક્ષમા, નમ્રતા, સરળતા, નિર્લોભતા વગેરે દશ પ્રકારના યતિધર્મનું પાલન કરજો. દશ પ્રકારની સામાચારીનું જતન કરજો.

રોજ અનિત્યાદિ બાર ભાવનાઓ ભાવજો ગુરુનો વિનય કરજો. બાહ્ય–અભ્યંતર બાર પ્રકારની તપશ્ચર્યા કરજો. જ્ઞાન–ધ્યાનમાં લીન બનીને કર્મશત્રુને હણજો...'

દેશના પૂર્ણ થઈ.

પૂજ્ય ગુરુદેવે સુરસુંદરીને સાધ્વી સુવ્રતાને સોંપી, શ્રમણીવૃંદમાં ભેળવી દીધી. અમરકુમારને સાથે લઈ તેઓએ ચંપાનગરીથી વિહાર કર્યો.

રત્નજટીએ, રાજા ગુણપાલે, રાજા રિપુમર્દને અને સમગ્ર રાજપરિવારે અમરમુનિરાજને ભાવપૂર્વક વંદના કરી અને નગરમાં પાછા ફર્યા.



રત્નજટીએ ગુણમંજરીને મૂલ્યવાન વસ્ત્રાલંકારો આપ્યાં. અક્ષયકુમારના માટે પણ અનેક સુંદર વસ્ત્રાલંકારો આપ્યાં અને સહુની વિદાય લઇ તે પોતાના નગરે ચાલ્યો ગયો.

મહારાજા ગુણપાલે પણ બેનાતટનગરે જવાની ધનાવહ શ્રેષ્ઠિ પાસે અનુમતિ માગી. તેઓ પણ બેનાતટ ચાલ્યા ગયા.

ધનવતીએ પોતાના હૃદયને દૃઢ રાખીને ગુણમંજરીનાં તન–મનને સાચવવાં માંડયાં. ગુણમંજરીએ સુંદર વસ્ત્રો ત્યજી દીધાં. અલંકારો પણ ત્યજી દીધાં. એક સાધ્વી જેવું જીવન

જીવવા માંડયું. ધનવતીની સાથે એણે વિવિધ ધર્મ-આરાધનાઓમાં પોતાના મનને પરોવવા માંડયું. રાણી રતિસુંદરી પણ ગુણમંજરીને પોતાની પુત્રીની જેમ જ સાચવવા લાગી.

વર્ષો વીતે છે.

અક્ષયકુમાર તરુણ અવસ્થામાં પ્રવેશે છે. કલાચાર્યની પાસે અનેક કલાઓ ગ્રહણ કરે છે. ગુણમંજરી સંપૂર્ણ કાળજી રાખે છે...પુત્રમાં કોઇ પણ દૂષણ પ્રવેશી ન જાય તેની. પ્રતિદિન પુત્રને પાસે બેસાડીને સુંદર વાર્તાઓ કહે છે. અમરકુમાર અને સુરસુંદરીની વાતો કરે છે. ક્યારેક અક્ષયકુમાર જિદ પકડે છે: 'મા, ચાલને આપણે મારા પિતાજી પાસે જઇએ...' ત્યારે ગુણમંજરી કહે છે: બેટા, તારા પિતાજી અહીં આવશે ત્યારે એમની પાસે જઇશું...'

ક્યારેક ગુણમંજરી રાતભર અમરકુમાર અને સુરસુંદરીને યાદ કરતી...જાગતી પડી રહે છે...આંસુ વહાવે છે....ને શ્રી નવકારમંત્રનું સ્મરણ કરે છે. તેણે પ્રતિદિન ૧૦૮ નવકારમંત્રનું સ્મરણ કરવાની પ્રતિજ્ઞા લીધી છે.

તે મિષ્ટાન્ન ખાતી નથી. કેશનો શૃંગાર કરતી નથી. તાંબુલ ખાતી નથી...જ્યારે જ્યારે મન અસ્વસ્થ બને છે ત્યારે ગૃહમંદિરમાં જઈને પરમાત્માની સ્તવના કરે છે. પરમાત્માના ધ્યાનમાં લીન બને છે. ક્યારેક ધનવતીની સાથે ઉપાશ્રયમાં સાધ્વીજીનો સત્સંગ કરે છે...

તો ક્યારેક રતિસુંદરીની પાસે મહેલમાં જઈને તત્ત્વચર્ચા કરે છે.

સમયનો અસ્ખલિત પ્રવાહ વહેતો રહે છે...કાળને કોઈ થંભાવી શકતું નથી...અક્ષયકુમાર યૌવનમાં પ્રવેશે છે.

* * *

અમર મુનીન્દ્ર અને સાધ્વી સુરસુંદરી શુદ્ધચિત્તે સંયમનું પાલન કરે છે. જિનાજ્ઞાનું પાલન કરે છે. ગુરુદેવનો વિનય કરે છે. જ્ઞાનધ્યાનમાં રમતાં રહે છે. સંયમયોગોની આરાધનામાં અપ્રમત્ત રહે છે. સમતાની સરિતામાં નિરંતર સ્નાન કરે છે. ધૈર્યરૂપી પિતા અને ક્ષમારૂપી માતાની છત્રછાયામાં રહે છે. વિરતીરૂપી પત્નીના સંગે પરમ સુખને પામે છે.

આત્મસ્વભાવમાં રાજમહેલમાં રહેતા એ મહામુનિએ...અને એ સાધ્વીને કમી શાની હોય? સંતોષના સિંહાસન પર તેઓ બેસે છે! ધર્મધ્યાન અને શુક્લધ્યાનના ચામર વિંઝાય છે! જિનાજ્ઞાનું છત્ર એમના મસ્તક પર શોભે છે!

- કાંસાના પાત્ર જેવાં તેઓ નિઃસ્નેહ બન્યાં છે!
- ગગનના જેવાં તેઓ નિરાલંબન થયાં છે!
- વાયુની જેમ તેઓ અપ્રતિબદ્ધ બન્યાં છે!
- શારદ જલ જેવું તેમનું હૃદય શુદ્ધ થયું છે!
- કમળ જેવાં નિર્લેપ અને કોમળ બન્યાં છે.
- કાચબા જેવાં તેઓ ગુપ્તેન્દ્રિય થયાં છે!

* ભારંડપક્ષી જેવાં તેઓ અપ્રમત્ત બન્યાં છે!
* કેસરી સિંહની જેમ તેઓ દુર્ધર્ષ બન્યાં છે!
* સાગર જેવાં ગંભીર અને સૂર્ય જેવાં તેજસ્વી થયાં છે!
* ચન્દ્ર જેવાં શીતળ અને ગંગા જેવાં પવિત્ર થયાં છે...

નથી એમને કોઈ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવનો પ્રતિબંધ! નથી એમને કોઇ ભય–હાસ્ય, રતિ કે અરતિ! એમને ગ્રામ અને વન સમાન લાગે છે...સુવર્ણ અને માટી સમાન લાગે છે...ચંદન અને આગ સરખાં લાગે છે.... મણિ અને તૃણ સરખાં ભાસે છે!

જીવન અને મરણ...સંસાર અને મોક્ષ....તેમને કોઈ ભેદ નથી લાગતો. તેઓ ક્રોધવિજેતા બન્યાં; માનવિજેતા બન્યાં....માયાવિજેતા બન્યાં અને લોભવિજેતા બન્યાં.

એક ધન્ય દિવસે રાગ–દ્વેષનાં બંધનો તોડચાં... ક્ષપકશ્રેણિ માંડી...આત્મભાવ વિશુદ્ધ થયો....ઘાતીકર્મો નાશ પામ્યાં...બંનેને કેવળજ્ઞાન પ્રગટ થયું...અનંતજ્ઞાન. અનંતદર્શન, વીતરાગતા અને અનંતવીર્ય પ્રગટ થઈ ગયું....

* * *

મહારાજા રિપુમર્દનને સમાચાર મળ્યા:

'અમરમુનિને તથા સાધ્વી સુરસુંદરીને કેવળજ્ઞાન પ્રગટયું છે.'

રિપુમર્દને તૂર્ત જ ધનાવહ શ્રેષ્ઠિને સમાચાર આપ્યા. રથ જોડાયા. રાજા-રાણી, શેઠ-શેઠાણી અને ગુણમંજરી-અક્ષયકુમાર-કેવળજ્ઞાનીનાં દર્શન કરવા અને કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા કાકંદી નગરીએ ઊપડ્યા.

કાકંદીનગરીના ઉદ્યાનમાં દેવોએ કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો હતો. હજારો દેવ-દેવીઓ અને હજારો સ્ત્રી-પુરુષો કેવળજ્ઞાની અમર મુનિરાજની દેશના સાંભળી રહ્યા હતા. રાજા રિપુમર્દન વગેરેએ મહામુનિને વંદના કરી અને ઉપદેશ સાંભળવા બેસી ગયાં.

કેવળજ્ઞાની મુનિરાજે સંસારના યથાર્થ સ્વરૂપને સમજાવ્યું. આત્માની સ્વભાવદશા બતાવી અને મોક્ષ-માર્ગનું જ્ઞાન આપ્યું. અક્ષયકુમારે પોતાના પિતા મુનિરાજને સુવર્ણકમળ પર આરૂઢ થયેલા જોયા. એમની અમૃતવાણી સાંભળી....તેને પરમ આહ્લાદ થયો.

ગુણમંજરીએ દેશના પૂર્ણ થયા પછી ઊભા થઈને વિનંતી કરી: 'ગુરુદેવ, ચંપાનગરીને પાવન કરો...અને આ ભવસાગરથી મારો ઉદ્ધાર કરો...હે કૃપાવંત, આ સંસાર પ્રત્યેનું બાકી રહેતું એક કર્તવ્ય પૂર્ણ થયું છે....'

'હવે તારો સમય પરિપક્વ થયો છે. તારાં ઘણાં કર્મો નાશ પામ્યાં છે, તને શીઘ્ર ચારિત્રધર્મની પ્રાપ્તિ થશે....'

સહુનાં મન પ્રફુલ્લિત થયાં. સહુ ચંપાનગરીમાં આવ્યાં.

મહારાજા રિપુમર્દને કાકંદીનરેશની રાજકુમારી સાથે

અક્ષયકુમારનાં લગ્ન કરી દીધાં. અને શુભ મુહૂર્તે રાજ-સિંહાસન પર તેનો રાજ્યાભિષેક કરી દીધો.

કેવળજ્ઞાની અમર મુનિરાજ તથા કેવળજ્ઞાની સાધ્વીજી સુરસુંદરી ચંપાનગરીના બાહ્ય ઉદ્યાનમાં પધાર્યાં. હજારો શ્રમણ અને શ્રમણીઓથી ઉદ્યાન ભરાઇ ગયું.

ચંપાનગરીમાં હર્ષ હિલોરે ચઢ્યો. હજારો પ્રજાજનો કેવળજ્ઞાનીનાં દર્શન–વંદન કરવા માટે અને ઉપદેશ–શ્રવણ કરવા માટે દોડ્યાં.

* * *

ચંપાનગરીમાં ઢંઢેરો પીટાવા લાગ્યો :

'મહારાજા અને મહારાણી ચારિત્ર ગ્રહણ કરશે.'

'ધનાવહ શેઠ અને ધનવતી શેઠાણી ચારિત્ર ગ્રહણ કરશે...'

'ગુણમંજરી ચારિત્ર અંગીકાર કરશે...'

નગરમાં મહોત્સવ મંડાયા.

ગરીબોને દાન દેવાવા લાગ્યાં...

રાજા અક્ષયકુમાર માતા ગુણમંજરીના ખોળામાં મસ્તક નાંખી હિબકી હિબકીને રોવા લાગ્યો...ગુણમંજરીએ તેને વાત્સલ્યભાવે ખૂબ આશ્વાસન આપ્યું...અને કહ્યું :

'વત્સ, એક દિવસ તારે પણ આ જ ત્યાગનો માર્ગ લેવાનો છે. પ્રજાનું નીતિપૂર્વક પાલન કરજે...પરમાત્માના શરણે રહેજે...'

દીક્ષાનો દિવસ આવી લાગ્યો.

ભવ્ય વરઘોડો નીકળ્યો.

કેવળજ્ઞાની મહામુનિના હાથે રાજા-રાણી, શેઠ-શેઠાણી અને ગુણમંજરીની દીક્ષા થઇ. રતિસુંદરી, ધનવતી અને ગુણમંજરીએ કેવળજ્ઞાની સુરસુંદરી સાધ્વીનું શરણ અંગીકાર કર્યું. રાજા રિપુમર્દન અને શેઠ ધનાવહે કેવળજ્ઞાની અમરમુનિનાં ચરણે જીવન સમર્પિત કર્યું.

રાજા અક્ષયકુમારે રાજપરિવાર સહિત સહુને વંદના કરી...અને આંસુનીતરતી આંખે તે નગરમાં પાછો ફર્યો.

* * *

કાળક્રમે...અમરમુનિએ અઘાતી કર્મોનો નાશ કર્યો. તેમનો આત્મા સિદ્ધ-બુદ્ધ-મુક્ત બની ગયો. સદેહ આત્મા વિદેહ બની ગયો. પરમ સુખ અને પરમાનન્દનો ભોક્તા બની ગયો.

કાળક્રમે...સાધ્વી સુરસુંદરીનાં પણ શેષ કર્મો નાશ પામ્યાં. તેઓએ પણ મોક્ષદશા પ્રાપ્ત કરી...અક્ષય સુખ અને અનંત આનન્દનાં ભોક્તા બની ગયાં.

શ્રી નમસ્કાર મહામંત્રના અચિન્ત્ય પ્રભાવને કહેતી આ મહાકથા સહુ માનવોનાં દુરિતનો નાશ કરો! સહુ માનવોનાં ક્લેશ-સંતાપ દૂર કરો! સહુ આત્માઓને પરમાનન્દ પ્રદાન કરો!

